સૌ. મોંઘીબાઈ રામજી ઈબજી ગ્રંથમાળા નં. ૬

# ગૃહલક્ષ્મી

અનુવાદક,

**મહાશંકર ઇંદ્રજી દવે.**

અમદાવાદ.

પ્રકાશક.

**ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી** તરફથી

**હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ.** બી. એ.

આસિ. સેક્રેટરી. **અમદાવાદ.**

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૫૦૦

સન ૧૯૨૯ સંવત ૧૯૮૫

કિમ્મત આઠ આના.

બાઇ મોંઘીબાઇ રામજી હરજી ગ્રન્થમાળા ફંડનો

# ઉપોદ્ઘાત.

---

મુંબઇના સ્વર્ગવાસી શેઠ **મુળજી ખટાઉ**નાં વિધવા બાઇ **મી**ઠાંબાઇએ તેમની સ્વર્ગવાસી બાઇ **મોંઘીબાઇ**ના સ્મારક માટે સન ૧૯૦૧ ની સાલમાં મુંબઇ પોર્ટ ટ્રસ્ટનાં બૉન્ડ રૂ. ૨૦૦૦) એ હજારનાં **ગુજરાત વ**નાકયુલર **સો**સાઇટી હસ્તક સોંપ્યાં છે. તેના વ્યાજમાંથી ઇનામ આપીને **સ્ત્રી** કેળવણી તથા **હિંદુ સંસાર સુધારાના** વિષયો ઉપર પુસ્તકો લખાવવામાં આવે છે. તે પ્રમાણે "બાઇ મોંઘીબાઇ રામજી હરજી ગ્રન્થમાળા ફંડ"ના નામથી આજસુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઇટીએ પોતાના ખર્ચે છપાવી પ્રસિદ્ધ કર્યાં છે:—

| | | |
|---|---|---|
| ૧ | ગર્ભપોષણ અને સુવાવડ | ૦–૬–૦ |
| ૨ | સ્ત્રી પોકાર | ૦–૮–૦ |
| ૩ | સદ્ગુણી સ્ત્રીઓ. | ૦–૪–૦ |
| ૪ | મોટી ઉંમરની હિંદુ સ્ત્રીઓની કેળવણી | ૦–૮–૦ |
| ૫ | સખીને પત્રો | ૦–૪–૦ |
| ૬ | ગૃહલક્ષ્મી | ૦–૮–૦ |

અમદાવાદ.
ગુ. વ સોસાઇટી.
તા. ૨૮–૭–૧૯૨૯

આસિ. સેક્રેટરી.

# પ્રસ્તાવના.

કન્યાશાળાઓમાં ગૃહવ્યવસ્થા શીખવવામાં આવે છે: નિર્જીવ વસ્તુઓને કઈ રીતે ગોઠવવી, કઈ રીતે શણગારવી, કઈ રીતે ખરીદી લાવવી વગેરે વિગતોનો તેમાં પાર હોતો નથી. કેવળ ઘરમાંની સજીવ વસ્તુઓ વિષે જ તેમાં કંઈ કહેવામાં આવ્યું હોતું નથી; અને વાસ્તવિક રીતે તો આપણા સુખદુઃખનું કારણ મોટે ભાગે એ સજીવ વસ્તુઓ જ થઈ પડે છે. ઘરમાં સજીવ વસ્તુ તરીકે સ્ત્રી અને છોકરાં સિવાય કેમ જાણે બીજું કોઈ ન જ હોય એવી રીતે એ પુસ્તકો લખાએલાં હોય છે. પુસ્તક લખનારા પશ્ચિમના વિચારો એ જ હિંદના છે એમ માની પુસ્તકો લખે જાય છે. આપણી બાળાઓ એ જીવનની સાથે મેળ ન ખાતાં પુસ્તકો પાઠ્ય પુસ્તક તરીકે પઢી જાય છે. એમાંનું કંઈ જિંદગીમાં ઉપયોગી થતું નથી. પરિણામે કન્યાકેળવણીનો એ વિભાગ કે જે બાળાઓને માટે લગભગ સર્વસ્વ છે તે શુષ્ક, નીરસ અને નિરુપયોગી થઈ પડયો છે.

પ્રસ્તુત પુસ્તકમાં આપણી કન્યાઓને કઈ કેળવણી હિતકારક છે એ તરફ દૃષ્ટિ રાખી, એ તજાએલા વિભાગને ઉચિત ન્યાય આપવામાં આવ્યો છે અને મને લાગે છે કે આપણે એ તરફ વિશેષ ધ્યાન નહિ આપીએ તો આપણી કથળતી જતી ગૃહલક્ષ્મી થોડા સમયમાં અકાળે અસ્ત થશે.

શ્રમવિભાગના જૂના રસ્તાને આખું હિંદ તજી શકે તેમ નથી. ખાસ કરીને અત્યારની આર્થિક અગવડોને લીધે એ રસ્તો ભૂલવા ઉચિત પણ નથી. સ્ત્રીએ ગૃહ માટે ને પુરુષે બહારની દુનિયા માટે તૈયાર થવું એ જ અત્યારે હિંદના મોટા ભાગને માટે ઉચિત છે.

તેમ ન કરવામાં આવે તો સ્ત્રી અને પુરુષ બંનેને માટે અગવડનો પાર રહે તેમ નથી.

આવી સ્થિતિમાં આવાં પુસ્તકનો આદર થાય તો તેમાં નવાઈ જેવું કંઈ જ નથી. મૂળ પુસ્તકની બંગાળી ભાષામાં દર વરસે એકેક આવૃત્તિ થાય છે, એ પણ લોકમત આ પુસ્તકમાંના મતોને કેટલો અનુસરે છે તે જણાઈ આવે છે.

પ્રસ્તુત પુસ્તક પ્રસિદ્ધ બંગાળી વિદ્વાન બાબુ દીનેશચંદ્ર સેને મૂળ બંગાળી ભાષામાં લખેલું છે. તેમણે પોતાની પુત્રીઓ માટે પોતાના અનુભવ મુજબ નોંધ લખેલી અને અનેક મિત્રોના આગ્રહથી એ નોંધ વિસ્તારી પુસ્તકાકારે છપાવી જાહેરમાં મૂકી. એમના જેવા વૃદ્ધ મનુષ્યના વિચારો પર અવશ્ય દરેકને વિચાર ચલાવવા ઘટે. મૂળ પુસ્તક તો બંગાળામાં મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં બાળાઓ માટે પાઠ્ય પુસ્તક પણ કરી ચૂક્યું છે.

પરિશિષ્ટો બાબુ દીનેશચંદ્ર સેનનાં લખેલાં નથી. તે તે વિષયોમાં નિષ્ણાત ગણાતા વિદ્વાનોએ એ પરિશિષ્ટો લખેલાં છે. ભાષાંતર કરવામાં મેં કાળજી રાખી છે, છતાં દેશપાત્રાનુસાર પ્રતિકૂળતા જણાય તો અવશ્ય અનુભવીની સલાહ લીધા સિવાય એ પ્રમાણે વર્તવું નહિ. જો કે એમાં સર્વમાન્ય સિદ્ધાંતો જ તારવવામાં આવ્યા છે.

પુસ્તક તૈયાર કરવામાં હમેશની માફક આ વખતે પણ રા. હીરાલાલભાઈની સૂચનાને આભારી છું.

મને ખાત્રી છે કે ગુજરાતી સ્ત્રી વર્ગ આ પુસ્તકમાંના વિચારોને ઉચિત ન્યાય આપશે.

અમદાવાદ,
આષાઢ સુદિ ૬/૮૫
શુક્રવાર.

**મણિશંકર ઈંદ્રજી દવે**

# અનુક્રમણિકા

# ગૃહલક્ષ્મી

## પ્રકરણ ૧ લું

### गृहिणी गृहमुच्यते ।

ગૃહિણી ઉપર ઘરનાં સુખદુઃખનો આધાર છે. પુષ્કળ પૈસા હોય એથી કંઇ ઘરની વ્યવસ્થા સારી રાખી શકાતી નથી. કોઇ ગરીબનાં ઘર પણ ગૃહિણીની નિપુણતાથી ઝાકઝમાળ થઇ રહે છે; ત્યારે કોઇ કોઇ સ્થળે પુષ્કળ વૈભવ અને નાના પ્રકારનાં પુષ્કળ સાધનો હોવા છતાં વ્યવસ્થાને અભાવે ઘર તદ્દન શોભાહીન થઈ પડે છે. ઘણાં ઘરોમાં ડોકિયું કરતાં જ જણાય છે કે મૂલ્યવાન કીનખાબના સોફા પર ધૂળના થર ચઢયા છે; સુંદર સુંદર તાંબા પિત્તળનાં વાસણો આમનેમ રઝળ્યાં કરે છે: એ બધાં સારી રીતે માંજેલાં નહિ હોવાથી તેનો ચળકાટ મંદ પડી ગયો છે; મોટા મોટા ઓરડા નાના પ્રકારના સરંજામને લીધે વ્યાપારી વહાણની પેઠે ભરપૂર થઇ પડયા છે. બંગલામાં અનેક નોકરચાકરો હોય છતાં કાર્યની વ્યવસ્થા ન હોવાથી તેઓ નિરૂપયોગી કામ પાછળ મચ્યા રહે છે અને જે કામ ઘરને શોભાવે તે કામ કરવામાં તેઓ તદ્દન ઉદાસીન જણાય છે. કોઇ ઉંઘે છે, કોઇ વારંવાર બજારમાં દોડાદોડ કરે છે; જે કામો એક ફેરાથી બને તેવાં હોય તે કામો માટે દસ વાર દોડાદોડ કરે છે. જે કંઇ ઘરસંસાર ચલાવવાને ઉપયોગી છે, તે બધું જોઇએ તેના કરતાં

**ગૃહ—વ્યવસ્થા**

પુષ્કળ પ્રમાણમાં હાજર હોવા છતાં જાણે ઘરમાં કંઇ જ ન હોય એવો ભાસ ક્ષણિકને માટે નવાસવા આવનારને થાય છે. આમ અનેક અવ્યવસ્થિત હવેલીઓ થોકબંધ સામગ્રી છતાં સદાને માટે શોભા સૌન્દર્યથી વંચિત થઇ પડી છે.

વળી એવાં પણ ઘરો અનેક છે, કે જેમાંની બધી ચીજો સુંદર જ જણાય છે. તેમાંની નજીવી ચીજો પણ જાણે ગરીબાઇની મલિનતા ઢાંકવાને માટે દ્રઢપ્રતિજ્ઞ થઈ પ્રયત્ન કરી રહી છે. એક સામાન્ય જાહેરખબરનું ચિત્ર પણ વાંસની ફ્રેમમાં જડાઇ ઘરને શોભાવી રહ્યું છે. અતિ સાધારણ શય્યા સફેદ દૂધ જેવી ચાદર વડે ઢંકાઇ ઘરને સુંદર બનાવી રહી છે. ઘરનું આંગણું સાફ છે. કોઠારમાં અનાજ અતિ યત્નપૂર્વક સાચવી રાખેલું છે. આ દરિદ્રનો ઘરસંસાર છે છતાં જોનારની આંખને શીતળ બનાવે છે. લક્ષ્મીરૂપ ગૃહિણીના હાથની કુશળતાએ જાણે ગરીબાઇની બધી મલિનતા ધોઇ નાખી છે. ઘરમાં ગરીબાઇએ પ્રવેશ કર્યો છે ખરો, પરંતુ એ બિચારી દરિદ્રતાને એમ કરવામાં જાણે મહાન ભૂલ થઇ ગઇ ન હોય એમ શંકાશીલ બની જવું પડયું છે!

ધનવાનના ઘરમાં પુષ્કળ ખર્ચ થાય છે. બજારમાંની સારામાં સારી ચીજ તેના ઘરમાં આવે છે: સારામાં સારૂં ઘી અને ઉંચા પ્રકારનું મોંઘું શાક માથા પર ઉપાડી સવારસાંજ મજૂરો આવ્યા જ કરે છે: પરંતુ એ બધું વ્યવસ્થાને અભાવે કદાચ કોઇને જોઇતી તૃપ્તિ આપી શકતું નથી. રાંધવાનાં વાસણો અસ્વચ્છ છે, તેના પર કાળા ડાઘ પડયા છે. કોઠારમાં ઘઉં, દાળ કે ચોખાના દાણા સર્વત્ર વેરાએલા છે. દરેક પોતાની મરજી મુજબ તેનો ઉપયોગ કરે છે. ઉંદર, વંદા અને મચ્છરોએ ત્યાં હંમેશને માટે થાણું જમાવ્યું છે. રસોડામાં ઘી તેલનો હંમેશ દુરૂપયોગ થયા કરે છે. નોકરચાકર જ્યારે જ્યારે તક મળે છે ત્યારે તેમાંથી અમુક ભાગ જપત કરે છે અને નાના

પ્રકારનું ખાવાનું તથા મિષ્ટાન્ન હોવા છતાં કોઇ વખતે ઘરના વડીલને અથવા છૈયાંછોકરાંને જમતી વેળા જોઇતી ચીજ મળતી નથી. ઓસડ ખવડાવવાનો સમય થાય છે, દવા સાથે પીવાનું અનુપાન થઈ રહ્યું છે. રાત્રે કોઇને અચાનક તાવ આવે છે તો કોઠારમાં ખાંડને બદલે વાપરવાની સાકર કણી જેટલી પણ મળતી નથી. દવા પર ખાવા માટે એકાદ નારંગી અગર થોડી દ્રાક્ષ પણ મળતી નથી. મોસંબી કે સંતરાંના કંડિયા ભરેલા રહેતા હોય છતાં તે વખતે તેમાંનું કંઈ હાજર થતું નથી. વળી તે વખતે અધુરામાં પૂરૂં બજાર પણ બંધ હોય છે.

આ સંસારમાં કેવળ પૈસો સુખરૂપ થતો નથી. અને મુકાબલે ઓછી રિદ્ધિવાળો ગૃહસ્થ પણ પોતાના કરતાં અતિશય પૈસાદાર કરતાં ગૃહસુખ ભોગવવામાં પછાત ન પણ પડે. ગૃહિણીના ગુણશાળીપણા અને કાર્યકુશળતા ઉપર સંસારનાં સુખદુઃખ મોટા પ્રમાણમાં આધાર રાખે છે. આથી કન્યાઓને એવી કેળવણી આપવાની જરૂર છે કે જેથી તેઓ ઉત્તમ પ્રકારે ઘર ચલાવી શકે. જેઓની સ્થિતિ સારી છે, તેઓના ઘરમાં પણ ગૃહિણી નિપુણ અને કાર્યકુશળ નહિ હોય તો તે ઘરસંસાર અનેક સુખોથી વંચિત રહે છે. અને જેઓ ગરીબ છે તેઓ તો નિપુણ ગૃહિણીના અભાવને લીધે સંસારનાં બધાં સુખોથી હંમેશને માટે દૂર જ રહે છે.

કોઇ કોઇ ગૃહિણી પ્રાતઃકાળથી માંડીને સાયંકાળ સુધી વૈતરૂં કર્યા કરે છે; તેમને રસોડામાં બેસાડો તો મોટાં મોટાં તપેલાં અને કડાઇઓ સાથે સડીપણું બાંધી રાતદહાડો રાંધ્યા જ કરે છે, અને જે કંઇ રાંધે છે તે જમી અનેક લોકો તેનાં વખાણ પણ કરે છે. કાઠિયાવાડ તરફ એવી ગૃહિણીઓની સંખ્યા વિશેષ પ્રમાણમાં જણાય છે. પરંતુ સ્ત્રીઓ કેવળ રાંધવાના કામમાં નિપુણ બને તેથી એમને સુગૃહિણીનું પદ પ્રાપ્ત થતું નથી.

**ગૃહિણીનું કાર્યક્ષેત્ર કાંઇ રસોડું જ નથી.**

એવું પણ જોવામાં આવે છે કે રાંધવાના કામમાં નિપુણ ગૃહિણીનો નાનો પુત્ર રસોડાના એક ખુણામાં બેઠો બેઠો ટાંકણી ચાવે છે, અથવા કેરોસીનના ડબાની મેશ મોં પર ચોપડે છે, કિંવા પાણીનો લોટો ઢોળી તે ઢોળેલા પાણીમાં આળોટે છે: ગૃહિણી દાળમાં મીઠું મરચું નાખવામાં એટલી બધી ગુલતાન થઈ ગઇ છે કે પોતાનો દીકરો શું કરે છે તે તરફ તેનું લક્ષ જ નથી: અને કદાચ તે તરફ ભાગજોગે દ્રષ્ટિપાત થઇ જાય તો તરત ક્રોધાગ્નિથી તાતી બની પોતાના બાળક પુત્રની પીઠ પર એકાદ બે લાતો ચોડી કાઢે છે. ધારો કે તેની સ્થિતિ એટલી બધી સારી નથી. નોકરચાકર રાખવા જેટલી પેદાશ નથી. સ્ત્રી રસોડામાં રંધનકાર્યમાં મશગુલ છે. પતિને નોકરી પર જવાનો સમય થયો હોવાથી પોતાનું ધોતીઉં કે પહેરણ શોધતો શોધતો બરાડા પાડે છે; ગૃહિણીનું ધ્યાન રસોડામાં વધારે ખૂંચતું હોવાથી લુગડાંલત્તાંની વ્યવસ્થા પર તે બહુ લક્ષ આપતી નથી. આમ હોવાથી ઘણી વેળા એ બંને વચ્ચે નકામો કંકાસ થાય છે.

જે રસોઈ કરે, તેણે એ જોવું જોઇએ કે તડકે સુકવેલાં લુગડાં વરસાદથી પલળતાં તો નથી; નાનાં બાળકોમાંનું કોણ, ક્યાં શું કરે છે; બધાં વખતસર જમ્યાં છે કે નહિ; રોગીને વખતસર પથ્ય ખોરાક મળ્યો છે કે નહિ; ઘરમાંનાં માણસોમાંથી કોને શું હજુ મળ્યું નથી અને બાળકો રસ્તા પર ચેવડો વેચતા ફેરીવાળા પાસેથી ખાવાનું લઇ ખાય છે કે નહિ. આ બધું કાર્ય મુસ્કેલ લાગે છે ખરૂં, પણ લક્ષ્મીને ઘરમાં આણતાં તપ પણ કરવું પડે ! ચોમેર નજર ન રાખીએ તો ગૃહસંસાર સારી રીતે ન ચાલે. જેઓ ગૃહિણી થવા ઇચ્છે છે તેઓએ આ બધી કેળવણી પ્રાપ્ત કરવી જ જોઇએ. જેઓના હાથ નીચે ઘણા નોકરચાકર છે, તેમણે પણ આમ અષ્ટાવધાની થવું જ રહ્યું. તેણે દરેક બાબત તરફ ધ્યાન રાખી નોકરોને ઉચિત કાર્યમાં રોકવા

જોઇએ. ટુંકામાં કહીએ તો ઘરસંસારની બધી ચિંતા જે સ્ત્રીના મગજમાં રમ્યા કરતી હોય તે જ ગૃહિણીપદને યોગ્ય છે. આ વાત ખાસ યાદ રાખવા જેવી છે કે ગૃહિણી કેવળ રસોઇયણ નથી, દાસી નથી, ગૃહસ્થાશ્રમ ચલાવનારૂં યંત્ર નથી પણ તે ઘરમાં જે કંઇ છે તે બધાંની નિયંત્રી છે. એ માટે જ શાસ્ત્રકારોએ કહ્યું છે કે **'गृहिणी गृहमुच्यते.'**

**રસોડા ઉપર દેખરેખ**

કોઇ કોઇ ગૃહિણીને જાતે રસોડામાં રોકાવું પડતું નથી; તો પણ તેમણે એટલું યાદ રાખવું કે રસોડાની કર્ત્રી તો તે જ છે. તેના ઇસારા મુજબ રસોઇયણે ચાલવાનું છે. કારણ કે ઘરમાંનું કોણ કઇ ચીજ ખાવાનું પસંદ કરે છે, ઘરમાંનાં માણસને કઇ ચીજ અનુકૂળ છે, એ બધું ગૃહિણી જ જાણી શકે; રસોઇયણ તો ચુલા પરથી તપેલું ઉતારે કે તેનું કર્ત્તવ્ય ખલાસ થયું ગણાય. આથી તેના પર તદ્દન આધાર રાખવો ઉચિત ન ગણાય. ખાસ કરીને તો જેના ઉપર આપણા જીવનનો આધાર છે તે ખોરાક એક સામાન્ય પગારદાર માણસના હાથમાં સોંપી નિશ્ચિંત રહેવું એ કદી પરવડે નહિ. આમ હોવાથી સ્થિતિ સુધરે એટલે સ્ત્રીઓ રસોઇના સંસર્ગમાંથી સદાને માટે છૂટે છે એ ધારણા ભૂલભરેલી છે. એવી સ્થિતિમાં પણ કોઇ કોઇ વખતે જાતે રાંધવું અને પીરસવું એ ઉચિત ગણાય. સ્ત્રીની અન્નપૂર્ણા મૂર્તિ આ વખતે જ પ્રગટ થાય છે. આ પરથી એમ માનવાનું નથી કે એ રાંધે અને પીરસે એટલા ઉપરથી જ એને અન્નપૂર્ણા કહેવામાં આવે છે. એ કામ તો રસોઇયો પણ કરી શકે છે. ખરી વાત તો એ છે કે ગૃહિણીની રસોઇ અને પીરસણું એ બન્નેમાં સ્નેહસાગર ઉછળતો હોય છે. ઘરમાંના વડીલથી માંડીને નોકરચાકરો, એટલું જ નહિ પણ પાળેલાં કુતરાં સુધીનાં બધાં તરફ તેની સ્નેહદૃષ્ટિ અન્નને અમૃત સમાન બનાવે છે. આમ હોવાથી ગૃહિણીની આ

અન્નપૂર્ણામૂર્તિ સ્પૃહણીય છે. આપણાં પુરાણોમાં પાર્વતીનું અન્નપૂર્ણા-રૂપ બહુ ભભકભર્યું લાગે છે. પાર્વતીને શિવ તથા તેના પાર્શ્વદોને પીરસતાં જે આનદ આવે છે તે અલૌકિક છે અને પાર્વતીનું રૂપક કંઇ આપણી ગૃહિણીઓને માટે દુર્લભ પણ નથી. જેઓ ગૃહિણીની રસોઈ જમ્યા નથી, તેઓ અન્નપૂર્ણાનું રૂપક સમજવાને કદી શક્તિમાન થાય તેમ નથી.

પરંતુ જ્યારે તે પોતે પોતાના આ કાર્યની જવાબદારી બીજા પર નાખે, ત્યારે તેણે પીરસતી વેળા તો હાજર રહેવું જ જોઇએ. અથવા પીરસનાર પર દેખરેખ રાખવી જોઇએ. આ એક ગૃહિણીનું અતિ આવશ્યક કર્તવ્ય છે. ઘરમાંનાં કોણે શું શું ખાધું, એ માટેની ઉત્કંઠા સ્ત્રીના હૃદયમાં સ્વાભાવિક સ્નેહમાંથી ઉત્પન્ન થયેલી હોય છે; આ ઉત્કંઠાનો નાશ થવા દેતાં સ્ત્રીના સ્વભાવમાં વિકૃતિ થવી શરૂ થાય છે.



## પ્રકરણ ૨ જું

## સ્ત્રી કેળવણી

**વર્તમાનકાળને ઉપયોગી કેળવણી તે કઇ?**

સ્ત્રીઓએ પુરૂષોની માફક ઉંચી કેળવણી લેવી કે નહિ એ ચર્ચાસ્પદ વિષયની ચર્ચા અહીં જરૂરની નથી. અત્યારની આપણા સમાજની સ્થિતિ જોતાં તો ગૃહસંસારની કેળવણીને પ્રધાનપદ આપવું એ જ શ્રેયસ્કર છે. આપણો સમાજ કદાચ ભવિષ્યમાં તદ્દન નવું રૂપ ધારણ કરે, જીવન-પર્યંત કુમારિકા રહેનારી સ્ત્રીઓની સંખ્યા વધતી જાય અને તેમાંની કોઇ રાજનીતિ ક્ષેત્રમાં, તો કોઇ વેપારધંધામાં પુરુષની સાથે હરિફાઈ કરે; આવું બનશે ત્યારે શું ઉચિત છે અને શું અનુચિત છે તેનો વિચાર આપણા વંશજોને કરવો પડશે. અત્યારે એવો વિચાર કરવાની કંઇ જરૂર નથી. હજુ એ પ્રશ્ન પર વિચાર ચલાવવા લાયક ભૂમિકા તૈયાર થઇ નથી. અત્યારની સામાજિક સ્થિતિ જોતાં તો ગૃહશિક્ષાની સંપૂર્ણતા સાથે જ સ્ત્રી કેળવણીની પૂર્ણાહુતિ ગણવી પડશે.

આ ગૃહકેળવણી તે કઇ? ઘરને લગતાં તમામ સુખદુઃખ, મુશ્કેલીઓ વગેરેનો વિચાર કરી ગૃહવ્યવસ્થા કરવાની કેળવણી તે જ આ કેળવણી ગણાવી જોઇએ. આવી કેળવણી જેને મળી છે તે ઉંચી કેળવણી પામેલી સ્ત્રી શા માટે ન ગણાવી જોઇએ, એ અમારાથી સમજાતું નથી. ઓછાવત્તા પ્રમાણમાં વાંચતાં લખતાં તો દરેક સ્ત્રીએ શીખવું જ જોઇએ. તેમ હસ્તાક્ષર પણ સુંદર હોવા જોઇએ. થોડુંઘણું અંગ્રેજી શીખતું એ પણ અગત્યનું છે. આ સિવાય વધારે

ઉંચી કેળવણી પ્રાપ્ત કરવાની જેને અભિલાષા હોય તે સંસ્કૃત રામાયણ સંપૂર્ણ વાંચી જશે તો ગૃહધર્મ સારી રીતે સમજી શકશે. મહાભારત તો મહાન પુસ્તક છે; વખત મળે એમાંથી ઉપયોગી ભાગ વાંચી જવાથી જ્ઞાન મળશે એમાં કંઇ સંદેહ નથી.

**કન્યાની પસંદગીમાં કેળવણીનું સ્થાન**

સ્ત્રીકેળવણીના ફેલાવા માટે સૌથી સારો ઇલાજ એ છે કે પ્રત્યેક વરના પક્ષ તરફથી કેળવાયેલી બાળાની જ પસંદગી થવી જોઇએ. બંગાળા તરફ આ રિવાજ છે અને તેને લીધે પ્રત્યેક કુલીન ગણાતા કુટુંબમાં સ્ત્રીકેળવણી ઠીક પ્રસરેલી છે. પરંતુ આવી પસંદગી કરવામાં કેટલીક અડચણ પણ નડે છે. એવી પસંદગી કરતી વખતે કન્યાના વાસ્તવિક જ્ઞાનની પસંદગી કરવી જોઇએ. એકાદ બે ચોપડીનું વાંચન અગર એકાદ ત્રિરાશિનો હિસાબ આવડયો એટલે બસ થયું સમજવું નહિ. તેમ ભરતગુંથતાં આવડે છે એ બતાવવા ગળપટા, લેસ વગેરેના બીજા પાસે કરાવી રાખેલા નમુના જોઇ સંતોષ પામવો નહિ.

કન્યાની પસંદગી કેળવણી પરથી કરવામાં આવે છે ત્યાં કેટલોક દંભ પણ પ્રવેશ કરે છે. એ દંભ બરાબર સમજવા માટે આપણે કઈ કેળવણી ગૃહસંસાર માટે અગત્યની ગણીએ છીએ તે તરફ લક્ષ આપવું જોઇએ. સુંદર હસ્તાક્ષર એ સ્ત્રી કેળવણીનું એક અંગ ગણાવું જોઇએ. બજાર ખર્ચ અને ધોબીનો હિસાબ રાખવો એ ગૃહિણીનું અગત્યનું કામ ગણાવું જોઇએ. આ બંને કાર્ય કન્યાને શીખવવા માટે પિતાએ યત્ન કરવો જોઇએ એટલું જ નહિ પણ એ કેળવણી જેમ બને તેમ વધારે ચોક્કસ થાય તે તરફ ધ્યાન આપવું અગત્યનું છે. ત્રિરાશિનો હિસાબ ગણતાં આવડે પણ ધોબીને કેટલાં કપડાં આપ્યાં તેનો કે દૂધવાળાનો હિસાબ ચુકવતાં ન આવડે તે કંઇ કામનું નહિ.

**બાળાઓને હંમેશાં આપવા જેવું જ્ઞાન**

પુત્રીને જો નાની ઉંમરથી બજારખર્ચનો હિસાબ રાખતાં શીખવવામાં આવે, ધોબીના હિસાબની જવાબદારી પણ તેના ઉપર નાખવામાં આવે અને કોઠારમાં ચીજો છે કે નહિ તથા દરરોજ કઇ ચીજનો કેટલો ખપ પડે છે વગેરેનો હંમેશાં પ્રશ્નપરંપરા વડે અનુભવ આપવામાં આવે તો ભૂમિતિ કે અંકગણિતના માથાફોડીઆ સિદ્ધાંતો અને હિસાબો કરતાં અવશ્ય તેને વધારે ઉપયોગી જ્ઞાન મળે. ઘણી વેળા એવું જોવામાં આવે છે કે ગૃહિણી આખું વર્ષ અનાજ, તેલ, ઘી વગેરે વાપરે છે છતાં દરમાસે એ બધું કેટકેટલું વપરાય છે તેનો હિસાબ કોઈ પૂછે તો તેનો જવાબ તેનાથી આપી શકાતો નથી. દર અઠવાડીએ ધોબીને ત્યાં કપડાં જાય છતાં વર્ષે ધોબીનું ખર્ચ કેટલું થાય છે તે ગૃહિણી જાણતી નથી. બાળપણથી આવી બાબતની કેળવણી બાળાઓને આપવામાં આવે તો પતિને ઘેર જતાં જ તે અનાયાસે ઘરનાં બધાંને પોતાની હોંશિયારીથી ચકિત કરી શકે. આ બધી કેળવણી બહુ સામાન્ય છે. છતાં એમાં ચોકસાઈની જરૂર છે. અનાજાદિ પદાર્થોનું અટકળીઉં વજન બરાબર જાણવું, સરવાળાના આંકડામાં ભૂલ ન થવા દેવી વગેરે બાબતો બાળપણથી ચોક્કસપણે કરવાની ટેવ ન પડે તો ભાવી જીવનમાં નાના પ્રકારની નુકસાની વેઠવી પડે. એવું જણાયું છે કે અપૂર્ણાંક અને ત્રિરાશિમાં ખૂબ પ્રખ્યાતિ મેળવનાર બાળા સાસરે ગયા બાદ ધોબીને આપવાનાં કપડાં ગણવામાં ભૂલ કરે છે; હિસાબનો આંકડો સિલક સાથે મળતો ન આવતાં તેનું ચંદ્રવદન મલિન બની જાય છે. ગૃહકેળવણીનું આ અતિ આવશ્યક અંગ જો બાળપણથી બરાબર ન પોષાય તો પછી બીજી બીન ઉપયોગી કેળવણીથી કંઇ ફાયદો થવાનો નથી અને ભવિષ્યમાં થનારૂં નાના પ્રકારનું નુકસાન કેમે કર્યું અટકવાનું નથી.

**હસ્તાક્ષર અને જોડણી**

હસ્તાક્ષર સુંદર હોવા જોઇએ અને જોડણી ખોટી ન થાય તે તરફ લક્ષ આપવું જોઇએ; હસ્તાક્ષર સુંદર હોય તો એ અક્ષર જોઇ લોકો વખાણ કરે એટલો જ માત્ર ફાયદો નથી; સંસારમાં શુદ્ધ અને સુંદર લખાણ ગૃહિણી માટે અતિ આવશ્યક છે. તે ભવિષ્યમાં તેનાં સંતાનોની ગુરુ થવાની છે એ વાત ભૂલવી ન જોઇએ. એક માણસ પોતાના સંતાનો માટે શિક્ષક રાખતી વેળા તેના હસ્તાક્ષર તપાસતો. શિક્ષક બી. એ. કે એમ. એ. થએલો હોય એટલે તે બચ્ચાંઓને કેળવણી આપી જ શકે એમ તે માનતો નહિ. જે શિક્ષકના હસ્તાક્ષર સારા ન હોય તે બીજાના હસ્તાક્ષર સંબંધી ભાર ગ્રહણ કરવાને લાયક ન જ હોય એવી તેની માન્યતા હતી. છોકરાંઓના હસ્તાક્ષર સુંદર થવા જ જોઇએ. જેઓ પરીક્ષકનું કામ કરે છે, તેઓ જાણે છે કે જો અક્ષરો સારા હોય તો પુષ્કળ માર્ક મેળવતાં અડચણ પડતી નથી. ઘણી વેળા તો સુંદર અક્ષર માટે સેંકડે પાંચ માર્ક જુદા જ રાખવામાં આવે છે. છતાં સારા અક્ષરોને લીધે વાસ્તવિક રીતે તો વિદ્યાર્થીઓને સેંકડે પાંચ કરતાં પણ ઘણા વધારે માર્ક મળે છે; કારણ કે હસ્તાક્ષરની સુંદરતા જોતાં જ પરીક્ષકનું મન સ્વાભાવિક રીતે આનંદ પામે છે, અને તેથી તે મોકળે હાથે માર્ક આપ્યે જ જાય છે. હસ્તાક્ષર ખરાબ હોય તો ઘણી વેળા પરીક્ષક જવાબનું લખાણ પુરેપુરૂં વાંચી શકતો નથી, તેનું મન બેડોળ અક્ષરો જોઇ કંટાળે છે અને તેને લીધે સ્વાભાવિક રીતે જ માર્ક ઓછા પડે છે. બાળાઓને ઘરખર્ચનો હિસાબ રાખવો પડતો હોવાથી તેના અક્ષર સુંદર હોય તો જ હિસાબ ચોખ્ખો રહે છે અને ભૂલ થવાનો સંભવ ઘણો ઓછો થઇ જાય છે. નાનપણથી જ જો હસ્તાક્ષર તરફ ધ્યાન આપવામાં આવતું નથી તો અક્ષરોનું વલણ બહુ જ બેડોળ બની જાય છે અને પછી હંમેશને માટે સુધારો થતો નથી. વળી બાળપણમાં તો માતા જ બાળકની આદિ શિક્ષિકા

હોવાથી તેના હસ્તાક્ષર સુંદર હોય તો તે અનાયાસે છોકરાંઓના અક્ષર પણ સુંદર બનાવી શકે. જેઓની સ્થિતિ સારી હોય અને સંતાનો માટે પ્રથમથી જ શિક્ષક રાખવાને માટે સમર્થ હોય તેઓને પણ આ બાબત ધ્યાનમાં રાખ્યા સિવાય છૂટકો નથી. જો માતા પોતે સુંદર લખાણની તરફેણમાં હશે, તો શિક્ષક બાળકોને કેળવણી આપવામાં કેટલો લાયક છે, અને તેની કેળવણીને લીધે સંતાનોએ કેટલી પ્રગતિ કરી તે એ સ્પષ્ટ સમજી શકશે. કેવળ મહિને મહિને શિક્ષકને પગાર આપવામાં જ પોતાનું કર્ત્તવ્ય પુરૂં થયું માને છે, તેવાં માબાપોનાં છોકરાંઓમાં ઘણી વેળા કંઈ પણ પ્રગતિ થએલી જણાતી નથી. પહેલાં બાળકો સ્લેટમાં લખતાં શીખતાં અને કાગળમાં લખવાનું તો છેક ઉંચા ધોરણમાં જ શરૂ થતું; અને તે પણ અમુક લખવાનું લખાણ સ્લેટમાં લખી પછી તે જોઈ જોઇ કાગળમાં ઉતારાતું. હવે તો નાની ઉંમરથી જ કાગળની નોટોનો ઉપયોગ થવા લાગ્યો છે. એટલું જ નહિ પણ કેટલેક સ્થળે તો બે પૈસાની નોટબુકમાં શરુઆતથી જ લખાવવામાં આવે છે. આવી સ્થિતિમાં તો હસ્તાક્ષર પર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. જો તેમ ન કરવામાં આવે તો બાળકો કાગળ પર બેડોળ અક્ષરોનાં ચિત્રો ચિતરશે અને લીટીઓ શરૂ કરવામાં પુષ્કળ ભૂલ કરશે. પ્રત્યેક પાનામાં એકાદ બે લીટી લખી પાનું પુરૂં કરશે અને એ રીતે દર માસે પુષ્કળ નોટો બગાડશે. નોટને બાળકે અતિ પવિત્ર અને આદરની ચીજ માનવી જોઇએ. તેનું પ્રત્યેક પાનું ઉત્તમ રીતે વપરાય, અને તેમાં જે કંઇ લખાણ લખાય, તે અતિ કાળજીપૂર્વક લખાય એવી વ્યવસ્થા થવી જોઇએ. કેટલાક અંગ્રેજી સાતમા ધોરણમાં ભણતા વિદ્યાર્થીઓ પણ સ્લેટમાં લખી પછી નોટમાં તે લખાણ કાળજીપૂર્વક ઉતારી લે છે. જેઓ નોટમાં બેદરકારીથી કઢંગી રીતે લખે, તેઓને કેળવાએલા ગણવાને અમે તૈયાર નથી. એમ લખનારાંને એવી ટેવ પડી જાય છે કે છેવટે તેઓ સિલાઇ કરતાં દોરો પણ સીધી લીટીમાં ભરી શકતાં

નથી, રાંધતી વેળા અધકચરૂં શાક ચુલા પરથી નીચું ઉતારે છે અને તેના કોઇપણ કાર્યમાં ધીરજ કે નિપુણતા હોતી નથી.

જેમ હસ્તાક્ષરની સુંદરતા એ અતિ અગત્યની બાબત છે, તેમ જોડણીની વિશુદ્ધતા પણ અતિ અગત્યની છે. આ બાબતમાં પણ શરુઆતથી જ સાવધાન રહેવાની જરૂર છે. આ બાબતમાં શરુઆતથી જ લક્ષ આપવામાં ન આવે તો છેવટે તે સુધારી શકાતી નથી. અનેક બી. એ., એમ. એ. થયેલાં પણ થોડા લખાણમાં આવી પુષ્કળ ભૂલો કરી બેસે છે. આમ થવાનું કારણ પ્રથમથી જ આ બાબતની બેદરકારી હોય છે.

**માતાનું કર્ત્તવ્ય**

બાળકને માટે માતા જ તેનો આદિ ગુરુ છે. બધી બાબતમાં માતા કનેથી બાળકને જે કેળવણી મળે છે, તેનો પ્રભાવ તેના જીવનમાં સૌથી વિશેષ પડે છે. કારણ કે અસીમ માતૃસ્નેહ (જે દરેકના જીવન માટે ભગવાનનું સૌથી શ્રેષ્ઠ દાન છે ) જે કેળવણીનો નિયંતા છે, તે કેળવણી જેવી કેળવણી બીજે ક્યાં મળવાની હતી? માતાના મુખદ્વારા જે વાતો સાંભળી બાળક ભાષા શીખે છે, એ ભાષા કરતાં મધુર અને કર્ણપ્રિય ભાષા કોણ ક્યારે સાંભળવાનું હતું? પોતાનો બધો સ્વાર્થ ભૂલી જઇ, પોતાના જીવને પણ તુચ્છ માની માતા બાળકને જે કેળવણી આપે છે, તે બાળકના હૃદયમાં દેવભાષામાં, દેવવાણીના રૂપમાં હંમેશને માટે કોતરાઇ રહે છે. માટે જનનીનું કર્ત્તવ્ય બરાબર બજાવવા માટે તે માટેની યોગ્યતા પ્રાપ્ત કરવી જ ઘટે. કેવળ બાળકને ધવરાવી મોટું કરવું, અગર તેને સ્નેહસુધામાં ડુબાડી રાખવું એ જ માત્ર તેની ઉન્નતિને માટે જરૂરનું નથી. બાળકોને સંસારને માટે લાયક બનાવવા માટે માતા જ તેની પહેલી સહાયક થવાની છે. આ બાબત અમે આગળ જતાં વિસ્તારપૂર્વક લખીશું.

રામાયણ અને મહાભારતનાં આખ્યાનો આ દેશની બાળાઓની સનાતન પ્રિય સામગ્રી છે. સંસાર સંબંધીની **પૌરાણિક કથાવાર્તા** સામગ્રી માટે આવા ઉત્કૃષ્ટ ગ્રંથો આ દેશમાં બીજા એકેય નથી. સીતા અને સાવિત્રીનું દુઃખ, દમયંતિનુ પાતિવ્રત્ય અને વિવિધ કષ્ટનું વિવરણ અશ્રુ જલ વડે જ લખાયેલું છે. તે વાંચતાં સ્ત્રીઓનું સ્વાભાવિક કોમળ હૃદય પાણી પાણી થઇ જાય છે. અલબત નવલકથાઓમાં પણ ઘણી વેળા દુઃખનું એવું ઉત્કટ વર્ણન હોય છે કે તે વાંચી આંખમાંથી આંસુ ચાલ્યાં જાય છે. પરંતુ પૌરાણિક કથાવાર્તા અને વર્તમાનકાળની નવલકથાઓ વચ્ચે એક જાતનો તફાવત છે. ચાલુ જમાનાના લેખકો તો ઘણી વેળા કેવળ કરુણ રસને ખાતર જ કોઇ કૌટુંબિક બનાવનું વર્ણન કરે છે. કેવળ દુઃખનાં વૃત્તાંતો વાંચી મનને વ્યથા આપવાથી શો લાભ ? બાળક જેમ પતંગિયાને પકડી એક પછી એક તેની પાંખો, પગ વગેરે તોડી આનંદ પામે તેમ ઘણા વાર્તાકારો પણ કોઇ સ્ત્રી અગર પુરૂષની દુઃખપરંપરાનું રસભર્યું વર્ણન કરી તૃપ્તિ પામે છે. પરંતુ એવાં વર્ણન વડે વાંચકના હૃદયમાં કેવળ દુઃખની વેદના જગાડવાથી કંઇ લાભ નથી. જો ધર્મને ખાતર અથવા કોઇ મહાન આદર્શને ખાતર કોઇ આત્મત્યાગ કરે અને તેને લીધે તેના માથે દુઃખના ડુંગર ડોલે તો એ વર્ણન વાંચકનું મન ઉન્નત બનાવે અને તેના હૃદયમાં મહાન ધર્મભાવનાઓ જાગૃત કરે એ સ્વાભાવિક છે. પતિના પ્રાણ બચાવવા માટે સતી બેહુલા અથવા સાવિત્રીએ જે દુઃખ વેઠયું હતું, તેનું વર્ણન વાંચી કઇ સ્ત્રીના મનમાં વિસ્મય અને ઉચ્ચ ભાવ નહિ સ્ફુરે ? કોઇ પિતાનું વચન પાળવા ખાતર વનમાં જાય છે, કોઇ બાળપણમાં જ સર્વસ્વનો ત્યાગ કરી, યોગી બની, ભગવાનની ભક્તિમાં પ્રવૃત્ત થાય છે, કોઇ પિતા પરના અપાર સ્નેહને લીધે હંમેશને માટે બ્રહ્મચારી રહે છે, અને કોઇ વળી નાના પ્રકારના ઐશ્વર્યનું પ્રલોભન તજી પાતિવ્રત્ય ધર્મને અતિ ઉજ્જવળ બનાવી જગ-

તને ચમકાવી નાંખે છે. આવાં આવાં ચરિત્રોનાં વૃત્તાંતોમાંની પવિત્રતા વાંચકોના મનને પવિત્ર બનાવે છે. તેને બદલે કોઇ ખરાબ ચરિત્રવાળી જેઠાણી કંઇ પણ કારણ વિના તેની દેરાણીને દુઃખ દે છે, તેને લીધે એ નિર્દોષ સ્ત્રી અફીણ ખાય છે; અથવા બધી સંપત્તિ પચાવી પાડવા માટે કોઇ કાકો તેના ભત્રીજાને મંદ વિષપ્રયોગથી મારી નાખે છેઃ આવાં આવાં વૃત્તાંતો સાંભળી કે વાંચી ક્ષણિક ઉશ્કેરણી અગર દુઃખ થાય ખરૂં. પરંતુ આવાં નિષ્ઠુરતાનાં વિવરણો વાંચવાથી કોઇપણ જાતનો લાભ થાય એવું જણાતું નથી. બીજા દેશોના સાહિત્યમાં આવા બનાવોથી ઉત્પન્ન થતા નિષ્ઠુર આનંદને જ સર્વસ્વ માની લેખકો અને વાંચકો હોંસે હોંસે આવાં પુસ્તકો લખે છે અને વાંચે છે. પણ આપણા દેશમાં તો વાર્તાઓ તો શું પણ મોટાં મોટાં કાવ્યો પણ આવા નિષ્ઠુર આનંદ પ્રદર્શિત કરવાના માર્ગથી દૂર છે, અને એમ છતાં એમાંથી સાહિત્યરસનો પ્રવાહ તો ખળખળ કરતો વહ્યો જ જાય છે. પવિત્ર જીવનકથાની સાથે આત્મત્યાગને લીધે ઉત્પન્ન થતાં નાના પ્રકારનાં કષ્ટોની વાતો યોજવાથી આપણા દેશનાં કાવ્યો જેવાં મનોહર થયાં છે, તેવાં જ નૈતિક ઉન્નતિને પોષક બન્યાં છે.

**નવલકથાનું વાંચન**

આ પરથી એમ ન ધારવું કે નવલકથાનું વાંચન તદ્દન બંધ કરી દેવું. અત્યારના પ્રવાહની ગતિ એ તરફ હોવાથી એમ કરવું તો અશક્ય જ છે. પરંતુ એના ખરાબ અંશથી ચેતતા રહેવું એ જ આપણું કર્તવ્ય છે. વળી કેટલીક વાર્તાઓ કંઇ ખરાબ હોતી નથી. એવી સારી વાર્તાઓની પસંદગી કરી વડીલોએ કન્યાઓના હાથમાં મૂકવી જોઇએ. પરંતુ દિલ ઉશ્કેરે એવી ડિટેક્ટિવ વાર્તાઓથી તો સ્ત્રીસમાજે દૂર રહેવું એ જ બહેતર છે. એવી નકામી કૌતુહલ વધારે એવી વાતો ઘણી વેળા સ્ત્રીઓનું મન સંસારમાં ખુંચતું અટકાવે છે.

ધ્રુવાખ્યાન

આ સ્થળે બાબુ દીનેશચંદ્ર સેન પોતાના જીવનની એક વાત જણાવતાં કહે છે કે 'મને યાદ છે કે સમી સાંજને વખતે અથવા ગાઢ નિશાના અંધકારમાં એક ઝાંખા દીવાના પ્રકાશમાં મારી મોટી બેન રામાયણ અને મહાભારત વાંચતી. તે વખતે મારૂં મન આ સંસાર-માંથી એક ઉન્નત પવિત્ર રાજ્યમાં જઇ પહોંચતું. દાદીમાના મુખે ધ્રુવ અને પ્રહ્‌લાદનું આખ્યાન સાંભળી મને જે આનંદ અને શિખામણ મળતાં તેવો આનંદ અને તેવી શિખામણ હજુ સુધી મને કયાંયથી મળ્યાં નથી. ધ્રુવને પિતાની સભામાંથી હાંકી કાઢયા છે. તેઓ માઠું લાગવાથી હીબકાં ભરીભરીને રૂદન કરે છે. પણ તેની માના એક જ વાકયથી તેમને ભક્તિનો માર્ગ પ્રાપ્ત થાય છે. માતાના શબ્દોથી પાંચ વર્ષના બાળકમાં કેવું પરિવર્ત્તન થઈ ગયું! અપૂર્વ વિશ્વાસ રાખી જેને મોટા મોટા યોગીઓએ આખી જિંદગીના તપને અંતે પણ પ્રાપ્ત કર્યા નથી; જેનાં ચરણકમળને માટે આખું વિશ્વ રડી રહ્યું છે; જેને કોણે પ્રાપ્ત કર્યા છે તે જાણ્યામાં આવ્યું નથી છતાં જેને પ્રાપ્ત કરવા માટે સ્ત્રીઓ અને પુરુષો ધસ્યા જાય છે; ધ્રુવ, પાંચ વર્ષનો બાળક, તે અખિલેશ્વરને પ્રાપ્ત કરવા, જંગલેજંગલ તેની ભાળ કાઢવા ગાંડાની માફક દોડયો. કેટલાય ઉપવાસ, કેટલાંય તપ, કેટલાંય રૂદનના સ્રોત ચાલ્યા ગયા. છેવટે એ વનનાં ફૂલો એકત્ર થઇ વન-માલા બની ગઇ. તેની અપૂર્વ સુગંધીથી બાળક ભાન ભૂલ્યો. તેનાં અંગેઅંગમાં ચંચળતાએ પ્રવેશ કર્યો. સરોવરમાંના પદ્મો જાણે એકત્ર થઇ એક વિરાટ ચરણકમલ જેવાં દેખાયાં. આકાશમાંના નક્ષત્રોની દીપ્તિ રાજરાજેશ્વરનો અપૂર્વ મુકુટમણિ બની. સમસ્ત વિશ્વની કૃષ્ણ અને નીલ જ્યોતિ એક સુંદર શરીરની કાન્તિરૂપ બની ગઇ. ધ્રુવે આંસુભરી આંખે જે કાંઇ જોયું તે પૂર્ણ રૂપમાં જોઇ શકાયું નહિ. તેના કાન સેંકડો વીણાના અવાજો સાંભળવા લાગ્યા, તેનું નાક સેંકડો કુસુમોની સુગંધીથી મત્ત બની ગયું. પરંતુ એ અપૂર્વ રૂપ આંસુને લીધે તેનાથી સ્પષ્ટ જોઇ

શકાયું નહિ. એ ધ્રુવની મૂર્તિ, બાળક યોગીના જેવો તન્મય ભાવ વૃદ્ધોને માટે મુશ્કેલ છે; ભક્તિ યોગથી જ પ્રાપ્ત થાય તેવો છે. એવો એ જે પરમાનંદનો આભાસ મેં દાદીમાને મુખે ધ્રુવની વાત સાંભળી પ્રાપ્ત કર્યો હતો તે હવે ક્યાં મળવાનો હતો ?' જેઓ ગૃહિણી થવાની છે તેઓએ નાનપણથી જ આ છબી હૃદયમાં કોતરી રાખવી જોઇએ અને તેમ થશે તો જ તેનાં બાળકો આપણા દેશની આવી સંપત્તિનાં વારસ થઇ શકશે. કારણ કે માના મુખની વાતોથી આ બધાં ચિત્રો બાળકોના મનમાં જેવાં અંકાશે તેવાં કોઇ પણ પ્રખ્યાત ચિત્રકારની છબી વડે અંકાશે નહિ.

**ઇતિહાસનું જ્ઞાન**

સાંસારિક કાર્યમાં ઇતિહાસની બહુ જરૂર પડતી નથી. તોપણ હિંદના ઇતિહાસમાંના અશોક, કનિષ્ક, અકબર વગેરે મોટા મોટા રાજાઓની કીર્તિકથા અને બુદ્ધ, શંકર, ચૈતન્ય, કબીર, નાનક વગેરે ધર્મગુરુઓનાં જીવનોનો અભ્યાસ થવાથી ભવિષ્યમાં ગૃહિણી પોતાનાં બાળકોને માટે ઇતિહાસના શિક્ષણનો પાયો રચી શકશે. ઇતિહાસની નાની નાની વાતો, તારીખ કે ગુંચવણભરી ઘટનાઓ જાણવાની તેમને બહુ જરૂર જ નથી. હિંદના ઇતિહાસના મુખ્તેસર હેવાલનું જ્ઞાન તેમને માટે બસ થશે. જે જે ઇતિહાસગ્રંથોમાં ઇતિહાસ વાર્તાના રૂપમાં લખેલો હોય તેવાં પુસ્તકો બાળાઓ આગળ મૂકવાં જોઇએ. અંગ્રેજી ભાષામાં એવી ચોપડીઓનો તોટો નથી. પરંતુ આપણી ભાષામાં એવાં પુસ્તકો બહુ થોડાં છે. છતાં એ પણ ખરૂં કે એ બધું તૈયાર થતાં વાર લાગે તેમ નથી. આપણે હિંદના ઇતિહાસ કરતાં પ્રાંતનો ઇતિહાસ વધારે વિસ્તારથી જાણવો જોઇએ. સિદ્ધરાજ અને કુમારપાળ જેવા રાજાઓની વાત, જાદવ અને વલ્લભીવંશની જાહોજલાલીની વાત, અને આધુનિક શાસનકર્તા અને તેની શાસન-પદ્ધતિ વિષે સામાન્ય જ્ઞાન બાળાઓને મળવું જ જોઇએ. કોઈ બાળાઓને ઉપયોગમાં આવે એવો ગુજરાતનો અને હિંદનો ઇતિહાસ

રસિક ભાષામાં લખે તો ઘણું સારૂં પરિણામ આવે. એક ભરતખંડના ઇતિહાસમાં પણ ગુજરાતને પ્રધાનપદ આપી બાકીની વાતો ટુંકાણુમાં સમાવવાથી બાળાઓને માટે સારો ઇતિહાસ બની શકે.

**ભૂગાળનું જ્ઞાન**

ભૂગોળને પણ એ જ નિયમ લાગુ પડશે. પૃથ્વીના નકશાપરથી મોટાં મોટાં રાજ્યો, તેની રાજધાની, મોટા પર્વતો, સરોવરો, સમુદ્રો, નદીઓ વગેરેનાં નામ ને ઠેકાણાં જાણવાથી ભૂગોળનું જ્ઞાન મળશે અને એટલું બાળાઓને માટે બસ છે. પરંતુ હિંદની ભૂગોળ સહેજ વિસ્તારથી અને ગુજરાતની ભૂગોળ તેથી પણ વધારે વિસ્તારથી જાણવી જોઇએ. હિંદનાં દરેક મોટાં શહેરો, નદીઓ, પ્રાંતો, પર્વતો, જાત્રાનાં સ્થળો વગેરેનું ખાસ જ્ઞાન હોવું જોઇએ; અને ગુજરાતની ભૂગોળ માટે તો એટલું પણ બસ થશે નહિ. ગુજરાતના કયા ગામમાં કયો ધર્મગુરુ અગર કવિ કે મહાપુરુષ જન્મ્યો હતો, તે કયા વંશમાં જન્મ્યો હતો, કયા ગામમાં કઇ વસ્તુ નીપજે છે, એ બધું બાળાઓએ સારી રીતે જાણવું જોઇએ. વળી મોટી મોટી રેલવે લાઇન કઇ દિશામાંથી કઇ દિશામાં જાય છે અને તેના પર કયાં કયાં મોટાં સ્ટેશનો આવેલાં છે એ પણ જાણવું અગત્યનું છે.

**કંઠસ્થ કરેલી વિદ્યા**

ઉપર જે જ્ઞાન મેળવવાનું કહ્યું છે તે માટે મોટી મોટી ચોપડીઓ વાંચવાની જરૂર નથી. દરેક ઘરમાં બાળાઓ માટે આવી કેળવણીની ગોઠવણ અનાયાસે થઇ શકે. ઘણી નિશાળોમાં પણ આવી કેળવણી માટે ગોઠવણ કરેલી હોય છે, પરંતુ શિક્ષકોમાંના ઘણાખરા આ કેળવણીથી બાળાઓને શો લાભ થવાનો છે તે ભાગ્યેજ જાણે છે તેઓ તો જૂની પદ્ધતિ મુજબ ભણતર ભણાવ્યે જાય છે, અને બાળાઓ કલરવ કરતી કરતી એ બધું મોઢે કરી જાય છે. એક નિશાળની મુલાકાત વેળા બાબુ દીનેશચંદ્ર સેનને

જણાયું હતું કે શિક્ષકે બાળાઓને ઇતિહાસની ચોપડીમાંથી એ પાનાં મોઢે કરવા આપ્યાં હતાં. બાળાઓ બિચારી ગ્રીષ્મ ઋતુના સખત તાપની ગરમીથી પરસેવે રેબઝેબ બની એ બધું મોઢે કરી આવી હોય એમ જણાતું હતું. તેઓ એ બધું પંખીની માફક તીવ્ર અવાજે કડકડાટ બોલી જતી હતી. એ જોઇ બાબુજીને તો એ બધાં મેનાપોપટ જેવાં પ્રાણીઓ હોય એવું લાગ્યું હતું. તેઓએ જે કંઇ મોઢે કરી આણ્યું હતું, તેમાંનું કંઇ તેઓ સમજતાં નહોતાં. અમૃત સમાન મધુર બુદ્ધદેવની કથા તેઓએ મોઢે કરી આણી હતી, પરંતુ એ સુંદર વિષયને શુષ્ક બનાવી શિક્ષકે તેને એવી શ્રમસાધ્ય વસ્તુ બનાવી દીધી હતી કે બાબુ દીનેશચંદ્ર સેનને લાગ્યું કે તેણે પેંડા પર કિવનાઇન લગાડી તે બાળાઓને પરાણે ખવડાવવાનો પ્રયત્ન કર્યો છે.

**અંગ્રેજી કેળવણી**

અંગ્રેજી ભણાવવા વિષે અવશ્ય થોડોઘણો મતભેદ હોઇ શકે. પરંતુ આ પ્રશ્નનો વિચાર કરતાં આપણે એ વિચારવું જોઇએ કે સમાજ પર થઇ જ્યારે આ સ્રોત વહ્યો જાય છે અને હજુ વહ્યો જવાનો છે તો પછી તેને થંભાવવાની શક્તિ આપણામાં છે ખરી? જો ન હોય તો એ સ્રોત વિરુદ્ધના પ્રયત્નો છોડી દઇ તેને અનુકૂળ બનાવવો એ જ ઠીક છે. કહેવાય છે કે મિસ પેરિંગ્ટન નામની એક વૃદ્ધ નારી આટલાંટિક મહાસાગરને તીરે ઝુંપડી બાંધી રહી હતી. એક વખતે મહાસાગર કિનારો છોડી ઝુંપડી તરફ ધસ્યો આવતો જણાયો; એ જોઇને બાઇ હાથમાં સાવરણી લઇ તેને અટકાવવા ઉભી. ત્યારથી 'મિસ પેરિંગ્ટનનું ઝાડુ' એ શબ્દ કહેવતરૂપ બની ગયા છે. એ કહેવતનો એટલો જ અર્થ થાય છે કે અસાધ્ય વસ્તુને સાધ્ય બનાવવાનો પ્રયત્ન મિથ્યા છે. આપણે એવા નિષ્ફળ પ્રયત્નો કરવાની જરૂર નથી. બાળાઓને ઓછુંવત્તું અંગ્રેજી ભણાવવાનું અત્યારે જરૂરનું થઇ પડયું છે. અંગ્રેજીમાં સરનામું કર્યું હોય તેવા કાગળપત્રો આવે તો તે કોના છે એ સ્ત્રીઓ ન જાણે, ઘેર પુરુષો ન હોય ત્યારે જરૂરી પોસ્ટકાર્ડ અથવા

તાર આવે તેનો અર્થ તે ન સમજે તો કેટલી બધી અગવડ અને હાની સહન કરવી પડે? આ માટે અંગ્રેજીનું સાધારણ જ્ઞાન તો દરેકને માટે જરૂરનું છે. વળી બાળકને અંગ્રેજી ભાષાનું પ્રાથમિક જ્ઞાન માતા જેટલી સહેલાઇથી આપી શકે તેટલી સહેલાઇથી બીજું કોઈ ભાગ્યે જ આપી શકે. આજકાલ અંગ્રેજી કેળવણીનો રસ્તો એટલો બધો સુગમ થઈ પડયો છે કે બાળાઓને વડીલો સહેલાઇથી થોડુંઘણું અંગ્રેજી શીખવી શકે. સ્થિતિ નબળી હોવાથી નાનાં બાળકો માટે ગૃહશિક્ષક રાખી ન શકાય તે વખતે ગૃહિણીએ જ બાળકોને રમતગમતમાં અંગ્રેજીનું જ્ઞાન આપવું જોઇએ. એમ થાય તો બાળકોને આગળ ઉપર એ ઘણું ઉપયોગી થઇ પડે.

આ કેળવણી કેવી રીતે સહેલાઇથી આપી શકાય, તે સંબંધમાં એકાદ ઉદાહરણ લઇએ. જો કે એ બહુ જાણીતી વાત છે, પરંતુ અનેક કુટુંબોમાં આ જાણીતી વાત પર બરાબર લક્ષ આપવામાં આવતું નથી. બાળકને come કહી પાસે બોલાવવું, go કહી જતા રહેવાનું કહેવું, eat અથવા take કહી ખાવા આપવું, અને drink કહી પાણી પીવાનું કહેવું વગેરે નાની નાની અંગ્રેજી ક્રિયાનો અર્થ અને વ્યવહાર હંમેશની કાર્યાવલી દ્વારા ગૃહિણી અનાયાસે બાળકોને શીખવી શકે. તે સિવાય this is rice, this is water, this is table, this is chair આ રીતે નાના નાના નામના શબ્દો પણ શીખવવાનું બહુ કઠણ નથી. ત્યાર બાદ go quickly, go slowly, speak loudly, speak slowly વગેરે શબ્દો વડે ક્રિયાવિશેષણનો વ્યવહાર શીખવી શકાય. Open the door, shut the door, what is this? it is a jack, it is a mango, it is a fish, વગેરે નાનાં નાનાં વાકયો બાળકો માતાના ખોળામાં બેઠાં બેઠાં વગર મહેનતે શીખી શકે. આ ઉપરથી એમ ધારવાનું નથી કે અહીં અમે અંગ્રેજી વ્યાકરણની ચર્ચા કરવા માગીએ છીએ. અમે એટલું જ કહેવા માગીએ છીએ કે બાળક

માતા પાસેથી વાતવાતમાં આવું જ્ઞાન મેળવશે તે આગળ જતાં તેને ઘણું જ ઉપયોગી નીવડશે. શિક્ષકની સંકોચાયલી ભમરો, લાલઘુમ આંખો અને ફાડેલા ડોળામાંથી સરસ્વતી બાળકને જે ઉગ્ર રૂપમાં દર્શન દે છે તેથી વિદ્યાની સાથે પ્રથમ દર્શને જ કેટલાંક બાળકો સદ્દભાવ સ્થાપી શકતાં નથી. પરંતુ શરૂઆતમાં જ માતાના ખોળામાં બેઠાં બેઠાં હાસ્યવિનોદમાં અજાણપણે સરસ્વતી દેવીની મંગળમૂર્તિ સાથે બાળકને ઓળખાણ થઈ જશે તો વિદ્યા દેવીને બાળકો માતાની પેઠે જ ચાહશે અને તેમનાં જીવનમાંથી વિદ્યા પ્રત્યેની અરુચિ ઘણે અંશે ચાલી જશે.

**સંગીત**

સ્ત્રીઓને સંગીતનું શિક્ષણ આપવું કે નહિ એ સંબંધમાં પણ મતભેદ છે. પરંતુ પ્રભુએ નારીના કોમળ કંઠને સંગીતને વધારે અનુકૂળ બનાવી એ પ્રશ્નની તરફેણમાં પોતાનો ફેંસલો ક્યારનો આપી દીધો છે. જે સ્વભાવ વડે જ મધુર છે, અને જે પવિત્ર લાગણીઓ જાગૃત કરવામાં મદદ કરે છે, તેથી સંસારને વંચિત રાખી કોમળ કંઠનું ગીત સાંભળવાની તૃષ્ણા છીપાવવા માટે વળી કોણ બીજા કુવામાં જઇ પડવાનું હતું ? ગંગા કલધ્વનિ કરતી સાગરને જઇ મળે છે, યમુનાના તરંગો કેટલાં ગીતો સંભળાવતા ધસ્યા જાય છે ! આપણા પ્રાંતની તેમ ઉત્તર હિંદની સ્ત્રીઓ તો વળી જાહેરમાં ગીતો ગાવામાં શરમ માનતી નથી. તેમના ગગનભેદી ગરબા ગરબીઓથી આકાશ મુખરિત થઇ રહે છે. તો પછી કેળવણીના સ્થળમાંથી સંગીતની મધુર ધારાને શા માટે જતી કરવી જોઇએ ? આ સંબંધમાં આપણો સમાજ હજુ આગળ વધ્યો નથી, માટે અમે બીતાં બીતા આ મત પ્રગટ કરીએ છીએ. છતાં જેઓ આ સંબંધમાં તદ્દન પ્રતિકૂળ મત ધરાવતા હોય તેઓ પણ બાળાઓને સુંદર સુંદર સંસ્કૃત શ્લોકો અને ગુજરાતી કવિતાઓ ગાતાં શીખવી શકે તેમ છે. ધાર્મિક સ્તોત્રો મધુર અવાજે ગાવાથી ઘણી વેળા મીઠાં ગાયનની માફક હૃદયની લાગણીઓને ઉશ્કેરે

છે. ભૂતકાળમાં સ્ત્રીઓ મીઠા અવાજથી રામાયણ મહાભારતની કવિતામય કથાઓ ગાતી. એ મીઠી હલક હજુ સુધી આપણા વૃદ્ધોના કાનમાં ગુંજી રહી છે.

**સીવણ**

સીવણ તરફ આજકાલ સ્ત્રીઓની નજર પડી છે. પરંતુ લેસ ગુંથવો, કોર ગુંથી તેના પર અક્ષરો પાડવા અને તે પર છબી આંકવી ઇત્યાદિ દેખાવ કરવાની કેળવણીથી બહુ લાભ નથી. તેમાં જેટલી હોંશિયારી પ્રગટ થાય છે તેટલો લાભ નથી. સીવણમાં પણ આપણને પહેરવામાં ઉપયોગી થાય તેવાં કપડાં વેતરતાં સીવતાં આવડે તો જ ફાયદો થાય તેમ છે. જે આપણને કામ લાગે તેવું હોય, જે વડે બે પૈસા બચાવી શકાય તેમ હોય, એ શીખવાની પહેલી ફરજ ગણાવી જોઇએ. દેખાવ કરવાની વિદ્યા કરતાં દુનિયામાં કામ આવે એવી ઉપયોગી કેળવણી તરફ પહેલું ધ્યાન આપવું જોઇએ. અમે એ પણ જોયું છે કે લેસ, કોર વગેરે પણ સુંદર ચિત્રાદિ ગુંથનાર પોતાનાં પહેરવાનાં વસ્ત્રો સીવવામાં નાનમ માને છે. આનું કારણ આટલું જ કે દેખાવ કરવાની વિદ્યાનો મોહ શીખનારનાં હૃદયદ્વારને બંધ કરી દે છે, તેની વિવેકબુદ્ધિને સંકોચી નાખે છે.

**સાર્વજનિક કેળવણી**

આટલું વાંચનારને એ તો માલમ પડી ગયું હશે કે અમે આ બધું લખવામાં સામાન્ય કુટુંબ તરફ વધારે લક્ષ આપ્યું છે. જેઓ સૌભાગ્યના ઉચ્ચ શિખરપર ચઢી બેઠાં છે, તેઓના શરીરને સંસારની અડચણો રૂપી કાદવના છાંટા ઉડવાની સંભાવના હોતી નથી. તેવા ગૃહસ્થોને ત્યાં મહિલાઓ કેળવણીથી કેવળ નૈતિક જીવન ઉન્નત કરી શકે છે; પરંતુ સામાન્ય ગૃહસ્થના સંસારમાં તો કેળવણી વિના ગૃહજીવનના રથનાં પૈડાં અચલ બની જાય છે, સંસારયાત્રા તદ્દન અશક્ય થઇ પડે છે. અમારા આ ગ્રંથનું મૂળ લક્ષ્ય સામાન્ય ગૃહસ્થનો ગૃહસ્થાશ્રમ

છે. એ વર્ગમાં જ સ્ત્રીઓની સંખ્યા વધારે છે અને તેઓની ઉન્નતિ કે અવનતિ ઉપર સમાજની ઉન્નતિ કે અવનતિનો આધાર છે.

**ઉચ્ચ કેળવણી**

સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપવી કે નહિ એ સવાલનો કોઈ પણ માણસ ન્યાયની દૃષ્ટિથી વિરોધ કરી શકશે નહિ. આપણા હિંદુ સમાજમાં ભૂતકાળમાં અસંખ્ય સ્ત્રીઓ ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરતી. તેનાં ઉદાહરણો પુષ્કળ મળી આવે તેમ છે; અને અમને લાગે છે કે ગુજરાત આ સંબંધમાં બહુ ઉદાર દૃષ્ટિથી હમણાં પણ કામ લઇ રહ્યું છે. કેળવણી સ્ત્રી અને પુરુષ બંનેની ઉન્નતિના માર્ગના પગથિયા રૂપ છે. હરકોઈ જાતની વિશુદ્ધ કેળવણી આત્માને ઉન્નત કરે છે.

પરંતુ વર્તમાન સામાજિક જીવનરક્ષા માટે જે કેળવણી વિના અડચણ પડે, નાના પ્રકારની અગવડો અને નુકસાન થવાની સંભાવના જણાય, અમે માત્ર એજ કેળવણી વિષે લખીશું. જેઓ સંગીતમાં મીરાંબાઇ, શાસ્ત્રચર્ચામાં ગાર્ગી, ગુણમાં અરુંધતી અને કવિત્વમાં આનંદમયી[1] થવા માગતાં હોય, તેમના માર્ગમાં કાંટાળા તારની વાડ ઉભી કરવાની જરૂર નથી. પરંતુ અમે તો આ પુસ્તકમાં ગૃહસંસારના કાર્યમાં આઠે પહોર ઉપયોગી થાય એવી કેળવણીની જ ચર્ચા કરવા માગીએ છીએ. જે કેળવણી વડે ભૂખમાં અન્ન, તરસમાં પાણી અને માંદગીમાં સેવા મળે તથા બાળકોને સાચાં નાગરિક બનાવી શકાય, જે કેળવણી વડે સ્ત્રીઓ એ બધું કરી શકે તે તરફ જ અમે લક્ષ રાખ્યું છે. આ પુસ્તકમાં તે ઉપરાંતની કેળવણીના પ્રસંગો બહુ નહિ આવે.

---

૧. પ્રખ્યાત બંગાળી કવિઆણી : વધારે વિગત માટે જુઓ 'બંગાળી સાહિત્યનો ઇતિહાસ'.

વૈદ્ય દાક્તરની મદદ વિના કોઇનો સંસાર જવલ્લે જ ચાલી શકે. શિક્ષકની મદદ વિના કોઇપણ છોકરાની

**કામગરી વિદ્યા** કેળવણી ભાગ્યે જ પૂરી થાય. દરજીની મદદ વિના ગૃહસ્થની જીવનયાત્રાનો નિર્વાહ ન જ ચાલી શકે. અમે સ્ત્રીઓને આ બધી વિદ્યા શીખી બહારના જગત સાથેનો કારભાર બંધ કરી દેવાની સલાહ આપતા નથી. એવી ગગન-કુસુમવત્ કલ્પના અથવા અસંભવિત આશા શકય પણ નથી. અમે તો એટલું જ કહીએ છીએ કે દાકતરને આવતાં જે બે ચાર કલાકની વાર લાગે તે દરમિયાન રોગીને માટે શી વ્યવસ્થા કરવી તે દરેક સ્ત્રીને આવડવું જોઇએ. શરદીનો તાવ, સામાન્ય ઉધરસ, અને પેટના સાધારણ દુખાવા વખતે બબ્બે રૂપિયા વિઝિટ ફી આપી દાકતરને બોલાવવો એ ઉચિત નથી. ગૃહસ્થ અનાયાસે એ નુકસાની અટકાવી શકે. ભૂતકાળમાં લગભગ બધી સ્ત્રીઓ ઓછાંવત્તાં ઓસડિયાં જાણતી હતી. પુરુષો કષ્ટ વેઠી કમાય અને સ્ત્રીઓ શક્તિ મુજબ કરકસર કરી ઘર ચલાવે. આમ પુરુષ અને સ્ત્રીના સંયુક્ત પ્રયત્નથી તે વેળા ગૃહસ્થાશ્રમ સુખમય ચાલતો હતો. અત્યારે વનસ્પતિનાં સહેલાઇથી મળે એવાં ઓસડિયાં પરથી વિશ્વાસ જતો રહ્યો છે. આનું મુખ્ય કારણ એ છે કે તેમાં નાના પ્રકારની સેળભેળ અને ભૂલચૂક ભળી છે. ગમે તેમ હો પણ અત્યારના જમાનામાં તો પ્રત્યેક સ્ત્રીએ દાક્તરનાં અને વૈદનાં ઔષધો સાથે થોડીઘણી ઓળખાણ કરી લેવાની જરૂર છે. થર્મોમીટર વડે રોગીના શરીરની ગરમી માપવી અને ઘડીઆળ જોતાં આવડવી એ અત્યારે સ્ત્રીઓને માટે તદ્દન જરૂરી કેળવણી થઈ પડી છે. આનંદની વાત એ છે કે ઘણાંખરાં કેળવાએલાં કુટુંબોમાંની સ્ત્રીઓ આ બાબતમાં બીજાંની મદદ લેતી બંધ થઈ છે.

જેમ દાક્તરને બોલાવ્યા પહેલાં પ્રાથમિક સારવારની જરૂર પડે છે, તે સ્ત્રીઓએ જાણવી જોઇએ; તેમ શિક્ષકના હાથમાં બાળકને સોંપ્યા પહેલાં તેને જે કંઈ કેળવણી આપવી જોઇએ, તેની જવાબ-

દારી પણ ગૃહિણીએ સ્વીકારવી જોઇએ. સંસ્કૃતિની ઉન્નતિ સાથે વસ્ત્રોની દુકાનોનો વાપર વધી પડયો છે. વૈદિક યુગની સ્ત્રીઓ પોતાનાં વસ્ત્રો પોતે જ સાળ પર વણી લેતી. પરંતુ અત્યારે એ સુવર્ણયુગ પાછો આવવાનો નથી. તે જમાનામાં જરૂરિયાત ઓછી હતી અને એ જરૂરિયાત બહુ સહેલાઇથી પૂરી પડતી. પરંતુ અત્યારના જમાનાએ તો હિમાલય જેવડી મહાન જરૂરિયાતો પેદા કરી છે. છતાં નાની નાની બાબતોમાં દરજીને ત્યાં દોડવું ન પડે એટલી આવડત તો પ્રત્યેક ગૃહણીમાં હોવી જ જોઇએ. બાળકોને માટે થોડી થોડી મુદ્દતને અંતરે કપડાં સીવડાવવાં પડે છે. એ વસ્ત્રો જો ગૃહિણીને સીવતાં આવડતાં હોય તો કેટલો બધો ફાયદો થાય ! આ બાબતમાં લોકોનું ધ્યાન ધીમે ધીમે ખેંચાતું જાય છે. કેળવણીના પ્રચાર સાથે ઘર અને ઘર બહાર સાથે સ્વાભાવિક સંબંધ સ્થપાશે. બાળક કંઇક ઘેર શીખી બહારનાં વિદ્યાલયમાં જશે. થોડીઘણી સારવાર અને દવા પામી રોગી જરૂર પડતાં બહારથી બોલાવેલા દાકતરનો આશ્રય લેશે. પુષ્કળ પહેરણો, ખમીસો, કોટ વગેરે બધું ઘેર જ તૈયાર થશે. તેમ છતાં જો જરૂર પડશે તો જ ગૃહસ્થને દરજીની મદદ લેવાની જરૂર પડશે. આ બધી કેળવણી બહુ સાધારણ છે અને ખરચાળ પણ નથી. ગરીબમાં ગરીબ પણ આવી કેળવણી તો પોતાની કન્યાને આપી શકે તેમ છે.

---

# પ્રકરણ ૩ જું

## બાળ કેળવણી

માતા બાળક પ્રત્યે જે સ્નેહ દર્શાવે છે તે ખરી રીતે જોતાં ઈશ્વરે જીવના રક્ષણ માટે કરેલી દયાની વ્યવસ્થા માત્ર છે. માતાનો સ્નેહ એ પરમેશ્વરની દયાળુતાનો નમુનો છે. માતાને વળી બાળકો પર સ્નેહ રાખવાની શિખામણ આપવાની ગાંડાઈ કોણ કરી શકે ?

પરંતુ ઘણી વેળા માતાનો અતિશય સ્નેહ બાળકને દુખદાયક થઇ પડે છે. એટલું તો નક્કી કે માતા બાળકનું હિત ઇચ્છે છે. છતાં તે જે બાળકનું કલ્યાણ ઇચ્છી તેને માટે પ્રાણ આપવા તૈયાર થાય છે, તે બાળકનું તેની સમજશક્તિના અભાવે કેટલીક વાર અનિષ્ટ થાય એ સંભવિત છે. એ માટે બાળકને કઈ રીતે ઉછેરવાં તે બાબતની કેળવણી લેવી એ સ્ત્રીઓનું સર્વોત્કૃષ્ટ કર્ત્તવ્ય ગણાવું જોઇએ.

**અતિ કાળજી**

કોઇ માતા બાળકની હદ ઉપરાંત કાળજી રાખે છે. ટાઢતડકાથી વળી બાળક માંદું પડે એ ખાતર તેને બહાર જવા દેતી નથી. ખાવાપીવામાં પણ ઘણી વેળા સહેજ કારણ મળતાં બાળકને સુકવી નાખે છે. એક બાઇનાં નાનાં છોકરાંમાંનું કોઇ રાત્રે તેની નજીક સૂવા ઇચ્છતું ન હતું. કારણ એટલું જ હતું કે એ બાઇ રાતમાં વારંવાર છોકરાંના શરીર પર હાથ ફેરવતી; અને તેને બાળકનું શરીર સહેજ તપતું જણાય તો બીજે જ દહાડે એ બિચારાંના ખોરાક પર કાપકુપ થતી. એક બીજી બાઇએ પોતાના પુત્રને મોટી મોટી મોટી નદીઓ ઉતરી દૂર દેશમાં મુનસફનું કામ કરવાનું હોવાથી એ નોકરી લેવા દીધી ન હતી. એ છોકરો છેવટ વૃદ્ધ ઉંમરે પૈસા વિના બહુ દુખી

થયો હતો. જે માબાપો ઈશ્વરી નિયમોથી પણ ડરી બાળકની ગતિના નિયમોનું સ્વાભાવિકપણું નષ્ટ કરે છે તેને પરિણામે બાળક હંમેશનું માંદલું, દુર્બળ અને સંસાર ચલાવવાને અશકત નીવડે એ સ્વાભાવિક છે. બાળક દોડે, કૂદે, ખડખડાટ હસે અને હિંમતવાન બને એ સ્વાભાવિક છે. એ બધાં વડે તેનાં અંગપ્રત્યંગ સ્ફુર્તિ પામી મજબૂત બને છે. દોડવા જતાં પગનો સાંધો ઉતરી જશે, રમવા જતાં કંઈ વાગી બેસશે, નદીમાં નહાવા જતાં શરદી થશે, ખડખડાટ હસતાં માથું ચઢશે આવી આવી કુશંકાઓને લીધે એવી બાબતોમાં બાળકને અટકાવ કરવાથી વખત જતાં તે નકામું થઈ પડશે. અલબત કાળજી ન રાખવાથી કોઈ વેળા પીડા વેઠવી પડે છે ખરી, માટે પૂરતી કાળજી રાખી બાળકને ખૂલ્લી જગામાં રમત માટે કે હરવા ફરવા માટે છોડી દેવાથી અનિષ્ટની શંકા રહેશે નહિ.

ઘણાં માબાપો કેવળ બાળકની તંદુરસ્તી માટે જ વધુ પડતી કાળજીવાળાં હોતાં નથી. પરંતુ તેની નૈતિક અવનતિ માટે પણ અતિશય ચિંતાતુર હોય છે. આથી જ્યારે નીતિ શું છે એ બાબતનું બાળકને જરાયે જ્ઞાન ન હોય—અને તેમ હોવું સ્વાભાવિક છે—ત્યારથી જ તેને નીતિ સંબંધી ડગલે ડગલે ઉપદેશ આપવામાં આવે છે. આ પ્રમાણે તેના અર્થહીન આનંદમાં અડચણ નાંખી 'એકલી એકલી શું બબડે છે?' કહી ત્રણ વર્ષની છોકરીને ધમકાવવી; બરાડા પાડી બોલવું એ ખરાબ છે, એ વાત સમજાવવા માટે નાના પ્રકારના નીતિમૂલક ઉપદેશ અને તિરસ્કાર દ્વારા બાળકને બાળપણથી જ બીવડાવવું અગર પીડવું એ નીતિના સરળ સૂત્રોના મૂળમાં કુહાડાના ઘા કરવા જેવું છે.

આવી દરરોજની ધમકીથી એક બાળક એવું બની ગયું હતું કે કોઇ પણ પ્રકારનું દુઃખ આવી પડતાં જ તે મનમાં એમ ધારતું કે મારાથી કંઇક અપકૃત્ય થઇ ગયું છે. તેને એક ગૂમડું થયું. તેની પીડા તેનાથી વેઠાય નહિ. આ પીડાને પોતાના પેલા માની લીધેલા

અપકૃત્યનું કારણ સમજી જ્યારે જ્યારે વેદના અસહ્ય બની જતી ત્યારે તે 'હું હવે નહિ કરૂં, હું હવે નહિ કરૂં' ના પોકાર કરતું. આવી રીતે ઉછરેલાં બાળકમાંના એક પંદર વર્ષના છોકરા સાથે વાતચીત કરતાં આપણે કોઇ પચાસ વર્ષના, પ્રૌઢાવસ્થા પાર ગયેલા માણસ સાથે વાત કરીએ છીએ એવો ભાસ થાય છે. તે પોતાની ઉંમરને ન છાજે તેવી એવી એવી જ્ઞાનની વાતો કરે છે કે એ બધી વાતો તેના માથામાં ફૂટતી હોય એમ લાગે છે. તેનું આ અકાલ વૃદ્ધત્વ શોભારૂપ નથી. આવી અકાલ પકવતા બાળકનું ચારિત્ર સુધારતી નથી એ જણાવવાની ભાગ્યે જ જરૂર છે.

**બીનકાળજી**

આ હદ ઉપરાંતની કાળજી પણ કદાચ સારી ગણી શકાય, પરંતુ તિરસ્કાર અને બીનકાળજીથી તો બાળકો તદ્દન વંઠી જાય છે. માતાનો સ્નેહ સર્વદા જાગૃત હોય છે. કોઇ પણ સ્થિતિમાં આપણે તેમાં ઓછપ જોઈ શકતા નથી. પરંતુ એ સ્નેહ ભવિષ્યની શુભ ચિંતા અને કેળવણીદ્વારા દોરાતો ન હોય તો તે બાળકનું ચારિત્ર ઘડવામાં મદદગાર નીવડતો નથી. ઘણી વેળા વાલીઓ બાળકની સંભાળ જ રાખતા નથી. માતા ખવરાવી પીવરાવી પોતાનું કર્ત્તવ્ય પૂરું થયું માને, પિતા તેને નિશાળે મોકલી નિશ્ચિંત થાય, તે સિવાય બાળક શું કરે છે, દિવસનો બાકીનો સમય કઈ રીતે ગુજારે છે, તે તરફ તેઓનું લક્ષ જ હોતું નથી.

**પતંગ અને લખોટી**

મોટાં શહેરોમાં બાલજીવનની મોટી વિપત્તિ પતંગ ચગાવવામાં અને લખોટી રમવાની રમતમાં છુપાઈ રહી હોય છે. એ રમતને લીધે સેંકડો છોકરા નાલાયક બની જાય છે. પતંગ ઉડાડવાની રમત કેટલીક વાર નિશો બની જાય છે, એ રમતને લીધે શેરીના બધા કામકાજ વિનાના ખરાબ છોકરાઓ સાથે બાળકને ઓળખાણ થાય

છે; અને એ ઓળખાણુ કોઇ કોઇ વેળા સત્યાનાશનું કારણુ થઇ પડે છે.

એક છોકરો પતંગનો એવો શોખીન હતો કે સવારે ઊઠતાં જ પતંગ લઇ બહાર નીકળી જતો. જમવાનો વખત થતો એટલે ઘેર આવતો અને ઉતાવળે ઉતાવળે બે ચાર કોળિયા મોંમાં પૂરી નિશાળે જતો અને ત્યાંથી નાસી કુસંપીઓને જઇ મળતો. સાંજે પણુ ઘેર આવી એ જ ક્રિયા કરતો. છેક સાંજે વાળુ વખતે ઘેર આવતો. માબાપ બિચારાં છોકરો પતંગ ઉડાડવા જેવી નિર્દોષ રમત રમે છે એમ માની નિશ્ચિંત રહેતાં. પરંતુ આ પતંગ ચગાવવાને બહાને તે છોકરો તદ્દન બગડયો, કુસંગીઓની સોબતથી કાંકન ખાતાં શીખ્યો અને ઉંમરે આવતાં અવનતિના એવા ઊંડા કુવામાં પડયો કે તેમાંથી તે બહાર નીકળી જ શકયો નહિ. અલબત્ત ગામડાંમાં આ રમતથી આવાં નુકસાનો થવાનો બહુ સંભવ નથી. કારણુ કે શહેરના રસ્તાઓમાં દુષ્ટ છોકરાઓના જેવા ધામા હોય છે તેવા ધામા ગામડાંમાં હોતા નથી. ગામડાંઓમાં પતંગ ચગાવવી એ વિશુદ્ધ આનંદનું જ સાધન થઇ પડે છે. લખોટીની રમતમાં પણુ આવો જ ભય રહે છે. આ પોળમાંથી બીજી પોળમાં અને બીજી પોળમાંથી ત્રીજી પોળમાં જતાં જતાં નઠારા છોકરાઓની સોબત થવાનો સંભવ રહે છે; અને એવી સોબતમાં પડતાં જ બાળક બદી તરફ અવશ્ય ખેંચાય છે. બાળકોને બાળપણુમાં ભૂતના ભયથી ભડકાવવામાં આવે છે, પરંતુ તેને માટે ખરૂં ભૂત તો કુસંગ જ છે. ભૂતે કોઇ પણુ માણુસને પકડયું હોય એવું આપણુા જાણુવામાં આવ્યું નથી, પરંતુ કુસંગે તો અનેક બાળકોને પોતાના પંજામાં લીધાં છે અને પાયમાલ કર્યાં છે. આપણી પોળોમાં આપણે એવા અનેક દાખલા જોઇશું. આવા કુસંગીઓના પંજામાં સપડાએલાં બાળકોમાંનાં ઘણુાંખરાં જમવાની વખતે ઘેર દેખા દે છે અને પછી કોણુ જાણે કયાં શું કરે છે તેનો પત્તો જ મળતો નથી.

આવાં છોકરાંઓમાં એક પ્રકારનો વિચિત્ર–સિસોટી વગાડવાનો રિવાજ હોય છે. તેઓની ટોળીમાંના હરકોઇને બોલાવવો હોય તો મોંમાં આંગળીઓ ઘાલી, કપાળ ચડાવી, એક પ્રકારની તીક્ષ્ણ અવાજવાળી સિસોટી વગાડે છે. એ શ્યામની બંસી વાગતાં જ ટોળીમાંનાં બાળકો સ્થિર રહી શક્તાં નથી. તેઓનાં અંગ શિથિલ બની જાય છે. ઘરમાં ગમે તે કામ કરતાં હોય છતાં તેઓ કંઈ પણ બહાનું કાઢી આ વખતે એકત્ર થવા માટે દોડશે. આવી ટોળીમાંના ઘણા છોકરાઓને ચારપાંચ વરસની ઉંમરથી બીડી પીવાની ટેવ પડે છે. માબાપોએ આ બાબતમાં ખાસ સાવચેત રહેવું જોઇએ. બાળકો કોઈ પણ જાતના ગુના વિના કેવળ માબાપની બેકાળજીથી જ આમ કુછંદે ચડે છે. સહેજ સાવચેતી તેઓને આ નરકમાંથી ઉગારી લે છે. આવા અખાડામાં પડી બાળકો અધોગતિને તળિએ જઈ પડે છે અને સર્વ પ્રકારનાં નીતિજ્ઞાનથી વિમુખ થઈ બેસે છે. અશ્લિલ ભાષા એ તો એની વાતચીતનું અંગ થઈ પડે છે. મારામારી અને ચોરી એ એવાં બાળકોનું નિત્યકર્મ બની જાય છે.

**સિસોટી વગાડવી**

ઘણી વેળા એવું બને છે કે નાનાં બાળકો આખો દિવસ છાપરાં પર કે અગાસી પર ચઢી ઊંચું મોં રાખી પતંગો ઊડતી જોયાં જ કરે છે. ખાવાપીવાનું ભૂલી જાય છે. બીજો કોઈ વિચાર જ કરતાં નથી, કેવળ પતંગનો દોર કપાય અગર કોઇ પતંગ કપાય ને હાથમાં આવે એવી તક ખોળતાં ત્યાં બેસી રહે છે. અમે જે રોગ વિષે ઉપર વિસ્તારથી વર્ણવ્યું છે, એ રોગનાં આ શરુઆતનાં ચિહ્નો છે. શહેરનાં માબાપોએ શરુઆતથી જ આ રોગ અટકાવવાની જરૂર છે, નહિ તો આગળ જતાં આ રોગ ઘેરાઇ જશે અને તે સુધરવાની આશા સમૂળગી નાશ પામશે. બાળકને બને તેટલો વખત ઘેર રાખવાં એ ઉચિત છે. કારણ કે મોટાં શહેરોના રસ્તા ઘણી વેળા નરકકુંડ જેવા ભયંકર હોય છે.

ઉપલી રમત કરતાં ક્રિકેટ વગેરેમાં ઓછી વિપત્તિ છે. કારણ કે એ રમતો રમનારાઓમાંના લગભગ બધા પતંગ કે લખોટીની રમત રમનારા કરતાં સાધારણ રીતે સારા હોય છે. વળી તેઓ એક નિશ્ચિત સ્થળે જઇ રમે છે અને રમતી વેળા નકામી વાતો કે ઓળખાણ કરવાની તેઓને ફુરસદ હોતી નથી. રમત પૂરી થયા બાદ પણ તેઓ એટલા બધા થાકી ગયા હોય છે કે જેમ બને તેમ જલદી ઘેર પહોંચવા આતુર હોય છે. ખરી રીતે જોતાં ગરીબ માણસોનાં બાળકો માટે જ કુસંગ દોષના મૂળ રૂપ પતંગ ને લખોટીની રમત સુલભ હોય છે. કારણ કે તે સસ્તી છે. પરંતુ માતા બાળપણથી જ જો બાળકોને બહાર રખડવાની મના કરે અને પોતાનાં બાળકો કુસંગીઓની સોબતમાં ન ફસાય એ માટે સાવચેત રહે, તો નક્કી બાળકોમાં સુબુદ્ધિનો સંચાર થશે અને આવી વિપત્તિમાં આવી પડશે નહિ. મૂળ મુદ્દાની વાત એ છે કે માતાએ હંમેશાં બાળક પ્રત્યે નજર રાખવી જોઇએ. આ પરથી એમ સમજવાનું નથી, કે તેને ઘરમાં બાંધી રાખવું. તેનો સ્વાભાવિક ઉદ્યોગ અટકાવવાનો ઉપદેશ માનવાને કોઇ પણ માતાએ તૈયાર થવાનું નથી. પરંતુ તેને મુકત રાખ્યા છતાં તેની પાછળ માતાની સ્નેહાતુર કાળજીભરી નજર હોવી જ જોઇએ. પતંગ ઊંચો ચઢયા પછી ચઢાવનાર તો મુંગો મુંગો એ જોયા જ કરે છે. પતંગ પણ પોતાની મેળે આકાશમાં ઊડયા જ કરે છે. પરંતુ જરૂર પડતાં ઉડાડનાર માલિક દોર તાણી તેની ગતિને સુધારે છે. માબાપે પણ બાળકને છૂટું મૂકયા પછી આ પતંગ ઉડાડનારની પેઠે તેના પ્રત્યે નજર રાખવી જોઇએ; અને તે ગૃહશાસનની બહાર ન જઈ પડે, એવી વ્યવસ્થા રાખવી જોઇએ.

**ક્રિકેટ વગેરે**

ક્રિકેટ વગેરે રમતોમાં છોકરાઓને છોડી મૂકયા પહેલાં બે બાબતમાં લક્ષ આપવાની જરૂર છે. પહેલું તો એ કે પોતાનો છોકરો જે ટોળીમાં રમે છે તે ટોળીના છોકરા કેવા છે, જે છોકરાઓ નિશાળમાં

ને કૉલેજમાં સારા ગણાતા હોય અને જેઓ સારા છે એવી પ્રખ્યાતિ પામ્યા હોય, એવા છોકરાઓની ટોળી સાથે રમવામાં સંદેહનું કંઈ કારણ રહેતું નથી. બીજું એ કે પોતાના છોકરાની શારીરિક સ્થિતિ કેવી છે. જો છાતી અગર માથાની નબળી સ્થિતિ હોય, છોકરો માંદલો રહેતો હોય તો તેને ફુટબોલ, ક્રિકેટ વગેરે મરદાની રમતોમાં ભાગ લેવા ન દેવો એ ઠીક છે. ટેનિસની રમત એ રમતો કરતાં ઓછા શ્રમની છે. છતાં જો એ રમત પણ છોકરો સહન ન કરી શકતો હોય તો તેને સવારમાં જ અરધો કલાક નદી કિનારે કોઇ સારા સોબતની સાથે ફરવા મોકલવો એ સૌથી સારી વ્યવસ્થા છે. ફુટબોલની રમત ઘણાં છોકરાઓ માટે વિપદજનક છે. બે ત્રણ છોકરાઓને ફુટબોલની રમતને લીધે અસાધ્ય રોગમાં સપડાએલા અમે જોએલા છે. તેઓ બિચારા એ નિશામાં પોતાનું સર્વસ્વ દૈહિક સામર્થ્ય ગુમાવી હંમેશને માટે નકામા બની ગયા છે. છતાં જેઓનું શરીર બહુ સારૂં છે, સ્નાયુઓ બળવાન છે, તેઓને માટે ફુટબોલની રમત જરાયે હાનિકારક નથી. પરંતુ એટલું ધ્યાન રાખવું કે એ રમત રમતાં હંમેશાં પૂરતી કાળજી રાખવી જોઇએ.

જેઓની સ્થિતિ સારી છે તેઓ પોતાના મકાનના કમ્પાઉન્ડમાં જ ક્રિકેટ, ટેનિસ, ફુટબોલ વગેરે રમવાની વ્યવસ્થા કરી શકે છે.

**નિશાળમાં**

બાળકોને માટે રમવાની રમત ઉપરાંત નિશાળ પણ બગડવાનું સાધન થઇ પડે છે. માબાપો તો બાળકોને નિશાળે મોકલી નિશ્ચિંત થાય છે અને એ કારણથી જ એ વિપત્તિ વધુ ભયંકર રૂપ ધારણ કરે છે. માબાપની અજાણમાં બાળક પર કુસંપરૂપ રાક્ષસ હલ્લો કરે છે અને તેથી એના પંજામાંથી છોકરાં જવલ્લે જ મુક્ત થાય છે. ઘણી નિશાળના છોકરા નિશાળે જવાના બહાને ઘર છોડે છે અને નઠારા સોબતીઓના સંગમાં આખો દિવસ ભટકયા કરે છે. એ કુસંગીઓ કેવળ ગુંડા અગર કુસંગીઓ જ હોતા

નથી. પણ કોઇ કોઇ વખતે તો તેઓ જબરા કાવતરાખોરો કે લૂંટારા હોય છે. તેઓ ધર્મ અગર કોઈ ઊંચા હેતુના પડદામાં રહી બાળકનું સત્યાનાશ વાળે છે. આ માટે ઘણી વેળા તો એમ લાગે છે કે બાળક મૂર્ખ રહે એ બહેતર છે પણ નિશાળમાં જઇ દેખરેખને અભાવે ધૂળમાં મળે એ જોયું જાય નહિ. આ સંબંધમાં માબાપે એટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે જે નિશાળ ઘરની પાસે હોય ત્યાંજ બાળકને મોકલવું. ત્યારબાદ તે ઘેરથી નિશાળે જવા કયારે નીકળે છે અને નિશાળેથી ઘેર કયારે આવે છે તથા નિશાળના સમયમાં વર્ગ-માંથી નાશી જાય છે કે નહિ એ બાબતમાં બરાબર તપાસ રાખવી.

જો કોઇ વેળા મુકરર કરેલા વખતથી મોડું થાય તો તે બાબત બારીક તપાસ કરવી અને સામાન્ય રીતે નિશાળેથી પરભારા ઘેર આવ-વાની જ ટેવ પાડવી અને તેમ કરવાની સખત તાકીદ આપવી. વળી એ પ્રમાણે બાળક બરાબર વરતે છે કે નહિ તે પર દેખરેખ રાખવી. પાસેની નિશાળે મૂકવાથી હંમેશાં બાળક નિશાળે જઇ શું કરે છે તે તપાસવાની આપણને સગવડ મળે છે અને પાડોશીના છોકરાઓ કનેથી તેને વિષે આપણે યોગ્ય માહિતી મેળવી શકીએ છીએ. છતાં જો પાસેની નિશાળ કરતાં દૂરની નિશાળ સારી હોય અને ત્યાંના શિક્ષકો પરિચિત હોય તો ત્યાં પણ માબાપ નિશ્ચિંત ચિત્તે છોકરાં મોકલી શકે છે. તેમાં ખાસ અડચણ જેવું કંઇ નથી.

પરંતુ જો કુસંગમાં ફસાવાની શંકા લાગે તો છોકરાંને નિશાળે જવા ન દેવાં એ જ ઠીક છે. કારણકે જે ક્રિયાથી લાભ થવાનો નથી, ઊલટું નુકસાન થવાની સંભાવના છે, એવી ક્રિયામાં હાથ ઘાલવા કોણ તૈયાર થાય ? મૂર્ખ છોકરો સદ્‌ગુણી અને વિશ્વાસુ બનશે તો તેનું ભવિષ્ય સુધરવાની આશા રહેશે પણ બુદ્ધિશાળી છોકરો કુસંગી થશે તો તે સમાજને તજી જવાનો જ. તેની બુદ્ધિ જેટલી પ્રખર હશે તેટલો જ તે ભયાનક થઈ પડશે.

છોકરાં નિશાળે જાય, નિયમિત ઘેર આવે, અથવા યોગ્ય વખતે પરીક્ષા પસાર કરે એટલાથી જ ખૂબ આનંદ પામવાનું કંઇ કારણ નથી. તેના ભણતરમાં કંઈ વધારો થયો છે કે નહિ તેની જાતે અગર જાતે ન બની શકે તો કોઇ સંબંધી પાસે વખતોવખત તપાસ કરાવવી. અંગ્રેજી ચોથું ધોરણ ભણતો વિદ્યાર્થી અંગ્રેજીમાં નાની ચિઠ્ઠી લખવામાં ભૂલ કરે અથવા સંસ્કૃતમાં નાનાં નાનાં વાકયોનો અનુવાદ કરવામાં નિષ્ફળ નીવડે તે કંઇ જ ભણ્યો નથી એમ માનવું. તે સામાન્ય ભાગાકાર કિંવા ભૂમિતિની પ્રતિજ્ઞા સિદ્ધ કરવામાં સફળ નીવડે છે કે નહિ તે તપાસવાની ખાસ જરૂર છે. તેના હાથનું લખાણ સુંદર છે કે નહિ તથા લખતી વેળા જોડણી બરાબર લખે છે કે નહિ તે માબાપ પોતે જ તપાસી શકે તેમ છે. ઘણી નિશાળો એવી હોય છે કે વિધાતાના આશીર્વાદથી જેમ છોકરાંની ઉંમર વધતી જાય છે તેમ છોકરાં પણ માસ્તરની કૃપાથી યોગ્યતા વિના પણ ઉપર ચઢતાં જાય છે: છેવટે જ્યારે આખરના વર્ગમાં જાય છે ત્યારે અચાનક તેની બુદ્ધિ કુંઠિત થઇ જાય છે. છેવટે એ નિશાળ પ્રત્યે તેમનો એટલો બધો પ્રેમ જામી જાય છે કે ત્યાંથી નીકળી ચઢતા દરજ્જાની નિશાળે જવાનો એને રસ્તો મળતો જ નથી.

ઘણી વેળા માબાપ ઘણું દુઃખ વેઠી, પોતાને જરૂરી ખર્ચ ઓછો કરી છોકરાંના ભણતરનો ખર્ચ કરે છે. આવી સ્થિતિમાં પોતે મહા મહેનતે ભેગા કરેલા પૈસા નિષ્ફળ ન નીવડે તે જોવાની શું તેમની ફરજ નથી ? આવાં ખર્ચ દ્વારાજ કોઇ કોઇ છોકરાં જીવનની સર્વોત્કૃષ્ટ ઉન્નતિ સાધી સમાજનાં ભૂષણરૂપ બન્યાં છે અને બને છે. છતાં ઘણે સ્થળે બુદ્ધિ છતાં છોકરાંની ભાવી ઉન્નતિ નિષ્ફળ નીવડે છે. આનું કારણ માબાપની ઉદાસીન વૃત્તિ જ છે એમ અમે ભાર મૂકીને જણાવીએ છીએ. એ યાદ રાખવું કે 'પારકી આશ સદા નિરાશ.' બીજા પર આધાર રાખી નિશ્ચિંત રહેવાથી સંસાર ચાલવાનો નથી પોતે તપાસ ન રાખી શકે, તેમ કરવાની પોતાનામાં શક્તિ ન હોય તો અજાણપણે જે નુકસાન થવાનું છે તે અનિવાર્ય બની જશે.

**કન્યાશાળામાં**

જે છોકરીઓ કન્યાશાળામાં જાય છે, તેને માટે ઉપલો ભય ઓછો હોય છે. છતાં તેમને માટે મોટો ભય એ હોય છે કે તેને નિશાળમાં કોઈ ભણાવતું નથી. શિક્ષક અગર શિક્ષણપદ્ધતિના દોષથી જ આમ થાય છે. ઘણી વેળા નિશાળમાં પાંચ પાંચ કલાક ગોંધાઇ રહ્યાથી છોકરીઓની સ્ફુર્તિ ઉડી જાય છે અને તેમનાં શરીર રોગી બની જાય છે. રૂપલાવણ્ય જ્યારે છોકરીઓની મુખ્ય મુડી ગણાય છે ત્યારે તે ગુમાવવું ઉચિત **છે ?**

**પથારીમાં**

ગૃહિણી જે પ્રમાણમાં કેળવાએલી હશે તે પ્રમાણમાં તે છોકરાંની ઉન્નતિ કરવામાં સાધનભૂત થશે. તે દરેક બાબતમાં બાળકોના ભાવી જીવન તરફ દૃષ્ટિપાત કરી તેને અનુકૂળ વિષયો શીખવવા સહાય કરશે અગર તે વિષયો શીખવવા વ્યવસ્થા કરશે. ઘણી ગૃહિણીઓ બાળકોની કેળવણી તરફ લક્ષ આપતી નથી. બાળક ચાલતાં શીખે ત્યારથી જ તેને થોડી થોડી કેળવણીની જરૂર પડે છે. ઘણી વાર એવું જોવામાં આવે છે કે ઉંમરમાં વધુ મોટાં છોકરાંની કુટેવથી પથારી બગડે છે. ગૃહિણી આ ટેવ અનાયાસે સુધરાવી શકે છે. યોગ્ય વખતે બાળકને પથારીમાંથી નીચે ઉતારવાથી આ ટેવ એની મેળે સુધરી જાય છે. જે સંસારનાં મોટાં મોટાં કષ્ટપ્રદ કામ કરતાં અચકાતી નથી, જે રાતદહાડો ચુલામાંના અગ્નિ પાસે બેસી રસોઈ કરે છે, તે સહેજ સાવચેતી રાખે તો પથારી બગડવાની ધાસ્તીથી મુક્ત થઇ જાય અને છોકરાંઓની ટેવ સુધરી તેનો સ્વભાવ પણ સારો થાય. આવી સામાન્ય બાબતમાં બીનકાળજીને લીધે થતું નુકસાન શા માટે થવા દેવું જોઇએ ?

ઘણી વેળા એવું બને છે કે ગૃહિણીનું મહેનતુપણું ઘર બહાર સર્વત્ર વખણાતું હોય છતાં ત્રણ વર્ષનું બાળક

**અવિચારી વર્તણુક** પાણી પીવા માગે તો તેને પાણીની માટલી બતાવવામાં આવે છે અને કહેવામાં આવે છે કે 'જા, જઇને પ્યાલા વડે પી લે.' છેવટે બાળક એમ કરવા જતાં માટલી ભાંગે છે અને કુજામાંથી પાણી લેવા જતાં તે ઉંધો વાળે છે ત્યારે તેની પીઠ પર ધડ ધડ કરતી લાતો પડે છે. જે કામ કરવા માટે તે સર્વથા અયોગ્ય છે, તે જાતનું કામ તેની પાસે કરાવવું ન જોઇએ. ઘણી વેળા એવું બને છે કે બાળકો પાણીની ચકલી આગળ જઇ પાણી પીએ છે અથવા એઠાં હાથ ધુએ છે. નળની ચકલીમાંથી પાણી પીવું એ કોઇ પણ રીતે યોગ્ય નથી. જરા મોટી ઉંમર થાય ત્યારે બાળકો નળની ચકલી વડે હાથ પગ ધુએ એમાં કંઈ વાંધો નથી. પરંતુ ત્રણ ચાર વર્ષનાં બાળકને નળ પાસે જવા દેવું નહિ. તે ચકલીમાંથી પડતી પાણીની ધારને રમતની વસ્તુ માની પ્રયોજન હોય કે ન હોય તોપણ વારંવાર ત્યાં આગળ

**નળની ચકલી**

જશે. હાથપગ ધોવાનો પ્રયત્ન કરતાં માથું પલાળશે અને કપડાં પણ ભીંજવશે. માથું તો કદાચ સુકાઈ જશે પણ ભીનાં કપડાં તો ઘણે ભાગે તેના શરીર પર જ સુકાશે. ગૃહિણીની નજર કેટલીક વાર તો આ તરફ હોતી જ નથી. પરંતુ જ્યારે આ ક્રિયાને લીધે બાળકને શરદી લાગશે અને એ શરદી મુંઝારાનું રૂપ પકડશે ત્યારે તેનો સંસાર સૂનો થઇ જશે. તે આહાર, નિદ્રા તજી બાળકની પથારી પાસે બેઠી બેઠી રાતદહાડો તેની સેવા કર્યા કરશે. સામાન્ય બેદરકારીને લીધે આવી અણચિંતવી ઉપાધિ આવી પડે છે એ તેણે જાણવું જોઇએ.

બાળકોને વરસાદથી અને ચકલીના પાણીથી ભીંજાતા અટકાવવાથી ઘણી વેળા મોટી વિપત્તિમાંથી અને દાક્તરના ખર્ચમાંથી બચી જવાય છે. માતા આ બાબતમાં છોકરાંને બહુ સહેલાઇથી સારી ટેવ પાડી શકે છે. તે જો આવી બાબતમાં પહેલેથી જ કાળજી રાખશે તો બાળકો પણ આવી બાબતથી દૂર રહેવાની કાળજી રાખશે.

બાળકો ગમે તે કામ કરે પણ તે ચોકસાઇથી કરે છે કે નહિ તે માતાએ હંમેશાં જોવું જોઇએ. બેદરકારપણે

**કામમાં ચોકસાઇ**

કામ કરવાની ટેવ પડવાથી પરિણામે નિંદાપાત્ર થવું પડે છે. જેમ હાથનું લખાણ કાળજીપૂર્વક, શુદ્ધ અને સુંદર કરવાની જરૂર છે, તેમ સંસારનાં બધાં કામોમાં નિપુણતાની જરૂર છે. છોકરીને પાણીનો પ્યાલો ભરી લાવવાનું કહ્યું અને તે પ્યાલાનું પાણી ઢોળતી ઢોળતી આવી અગર પ્યાલાની બેસણી પર માટી વળગેલી છે તે તરફ તેનું ધ્યાન ન ગયું. ગૃહિણીએ આવી આવી બાબતોની સૂચના કાળજીપૂર્વક આપવી અને તેના મગજમાં ઠસાવવું કે બેકાળજી એ ભયંકર ગુન્હો છે. અહીં અમારા કહેવાનો એવો આશય નથી કે માતાએ સદા દોષદર્શી જ થવું અને બાળાઓ પાસે સખત મજુરી કરાવવી. તે જે કંઇ કામ કરે તે સુંદર રીતે કરે, તેમાં બેકાળજી ન રાખે એવી કેળવણી તેને મળવી જ જોઇએ. તેને પાન લાવવાનું કહ્યું હોય ને હાથમાં પાન લાવે, તેના કરતાં પા ાનો ડબ્બો અગર નાની રકાબીમાં બધું મૂકી લાવે અથવા એવું કંઇ સાધન ઘરમાં ન હોય તો છેવટે ખાખરાના સુકા પાનમાં એ મૂકી લાવે તો સારૂં કહેવાય. ઘરમાં વાસીદું કાઢવાનો પ્રસંગ ઘણી વાર આવે છે. તે વેળા ખુણાઓમાં કચરો રહી જાય એવી રીતે આ કામ કરવાથી શો લાભ? આવી બાબતમાં જે નિપુણતાની ખામી અગર બેદરકારી જણાય છે તે આગળ જતાં ગૃહિણીપણામાં અંતરાયભૂત થાય છે. આ માટે જે કંઈ કામ કરવું તે નિપુણતાથી સર્વાંગસુંદર કરવાની ટેવ પાડવી અને એવી ટેવ પાડવાનો ખરો વખત બાલ્યાવસ્થા જ છે. નાના અને કોમળ હાથથી કરાતાં નાનાં નાનાં કામોમાં જો કાળજી જણાઇ આવે તો તે નાના ને કોમળ હાથમાંની સુંદર સોનાની બંગડી જેવાં જ ઉજ્જવલ અને સુંદર દેખાય છે.

ગરીબ ગૃહસ્થના ઘરમાં નવદશ વર્ષની બાલિકાને ઘણી વેળા છ માસ કે એકાદ વર્ષનાં ભાઇ કે બેનને કેડમાં

**ભાઈબેનને રમાડવાં**

બેસાડી ફરવાનું કામ સોંપવામાં આવે છે. એ વ્યવસ્થા વિના ગરીબનો સંસાર કેમ ચાલે? માતા બિચારી રાંધતી હોય અગર બીજા કામ-કાજમાં પરોવાઈ હોય. તો પછી નાનાં ભાઇબેનને કોણ રાખે? પરંતુ નાનાં બાળકને આખો દિવસ કેડમાં રાખી ફરવાથી શરીરની શોભામાં ઘટાડો થાય છે. જે બાળાઓને આ કાર્ય કરવું પડે છે તે છેવટે દુર્બળ અને રોગી બની જાય છે. છતાં આ સંબંધમાં બીજો કંઇ ઇલાજ નથી. અમે માત્ર આ બાબતમાં માબાપનું ધ્યાન ખેંચીએ છીએ એટલુંજ. બાળકોની સંભાળ લેવાની મહેનત સૌ કરતાં વિશેષ છે. થોડા વખત માટે તે આનંદપ્રદ છે; પરંતુ આખા દિવસના શ્રમનો ભાર બાલિકાના શરીરને કદી પુષ્ટ થવા દેશે નહિ. ઘણાં ઘરોમાં બાલિકાઓ આમ પોતાથી નાનાં બચ્ચાંઓની સંભાળમાં રોકાય છે; ઘણાં સ્થળે એવું પણ જોવામાં આવ્યું છે કે એ કાર્યમાં જરા સરખી ભૂલ થાય તો એ ફૂલથી પણ કોમળ બાળધાત્રી પર માબાપના સખત હાથનો માર પડે છે. આ દૃશ્ય બહુ દુઃખદાયી છે. માબાપ આ બાબતમાં બાલિકાઓને જેટલી છૂટ આપી શકે તેટલી આપવી જોઇએ.

**કામ કરવાનું નથી પણ કામ શીખવાનું છે.**

ગરીબ ગૃહસ્થના ઘરમાં સુકવેલાં કપડાં વાળી મૂકવાં, પથારી પાથરવી, પીરસવું વગેરે કામનો ભાર બાલિકાઓ ઉપર નાંખી શકાય. ગૃહિણીએ હંમેશાં એ કાર્ય છોકરી કઇ રીતે કરે છે તે તરફ ખાસ લક્ષ આપવું. કપડાં સુકાઇ જાય કે તરત તેને યોગ્ય સ્થળે ગોઠવવામાં આવે છે કે નહિ, પીર-સતી વખતે છોકરી ધબ કરતી દાળનો વાડકો પછાડે છે કે નહિ અગર કડછી વડે શાક પીરસતી વેળા તે ભોંય પર કે જમનારના શરીર પર છાંટા ઉડાડે છે કે નહિ; કોઈ મીઠું માગે તો તે જોઇએ તે કરતાં વધારે આપે છે કે બહુ ઓછું આપે છે, નારંગી કાપી ખાવા

આપતી વેળા તેની પેટીમાંથી બીજ વગેરે કાઢયાં છે કે નહિ, આ બધું ગૃહિણીએ બરાબર લક્ષપૂર્વક તપાસવું. તેણે એમ જ ધારવું કે પોતાની પુત્રી કામ કરતી નથી, પણ કામ શીખે છે. ગૃહિણીએ હંમેશાં એમ જ ધારવાનું છે કે બાલિકા જે કંઇ કરે છે, તે બધું તેના ભાવી જીવનની તૈયારી છે! માટે જે કંઇ ભૂલ તેને ભવિષ્યમાં હાનિકર થવાની હોય, તે તેણે બાળપણથી જ થતી અટકાવવી.

**સ્વચ્છતા**

બાળકોને નાનપણથી જ માથું સ્વચ્છ રાખવાની ટેવ પાડવી. પહેરણ ધૂળ લાગવાથી ખરાબ થાય છે, એ વાત ઉપલી વાતના ઇસારાથી જ બાળક સમજી જશે. નહિ તો કાયમને માટે પહેરણ પરની ધૂળ ખંખેરવી, તેને ધોવું અને બકવું એ બધું નકામું જશે. અમે એક દોઢ વરસનું બાળક જોયું હતું. તેના શરીર પર જરા જેટલો કાદવ કે મેલ વળગતો તો તે પોતાની અસ્પષ્ટ ભાષામાં એ તરફ ધ્યાન ખેંચતું અને જ્યાંસુધી એ દૂર ન થાય ત્યાંસુધી પોતાનો ગંદો થએલો હાથ કે પગ આંગળી વડે બધાંને બતાવ્યા કરતું. પરંતુ જ્યારે તેને છ વરસ થયાં ત્યારે તેની જુદી જ દશા થઇ. તે હવે ધૂળ અને કાદવમાં જ રમતું હતું. તેનાં કપડાં પર તેલ ને માટીના ચીકટ ડાઘ સ્થળે સ્થળે જણાતા હતા. તેના માથાના વાળ જટાની પેઠે વણાઇ ગયા હતા અને નાના ગૌરવર્ણા પગો પર ઠેકઠેકાણે ધૂળ ને રેતીના લીટા ચીતરાયા હતા. આમ થવાનું કારણ શું? તેનામાં સ્વાભાવિક રીતે સ્વચ્છ રહેવાનું જ્ઞાન હતું, પરંતુ તે જે સંસારમાં જન્મ્યું હતું તે તો ધૂળ કાદવમાં જ રમનારો હતો. આથી તેના જન્મના સંસ્કાર બહુ દિવસ ટકયા નહિ.

કપડાં પર જરા સરખો ડાઘ પડે કે તરત તે તરફ બાળકની નજર ખેંચવી જોઇએ; અને એ તરત જ ધોઇ નાખી તેને સમજાવવું જોઇએ કે મેલું કપડું પહેરવું એ ઠીક નથી. આમ વખતોવખત કર-

વાથી તે કપડાં ગંદાં ન કરવાની કાળજી રાખશે. ઘણી છોકરીઓની ઓઢણીનો છેડો પાછળ ઘસડાતો જ હોય છે અને તેને લીધે તે ગંદો થઇ ગયો હોય છે. ગૃહિણીએ છોકરી દાતણ કરવા બેસે ત્યારથી માંડીને નહાય ત્યાંસુધી તેના શરીરની સ્વચ્છતા તરફ ધ્યાન ખેંચવું. બન્ને પગ સ્વચ્છ રહે, ડોક, કાન વગેરે સ્થળે મેલ ન જામે, તેલ ને પાણીદ્વારા શરીર ચકચકતું અને સ્વચ્છ રહે એ બધું તેણે તપાસતા રહેવું જોઇએ. ઘણાં બાળકોના પગ પર એવો મેલ જામી જાય છે કે તે આઠ દિવસ સુધી લાગલાગટ સાબુ વડે ધોવા છતાં જતો નથી.

કોઇ કોઇ ગૃહિણી ઘર સ્વચ્છ રાખવા માટે બહુ શ્રમ લે છે, એમ જણાઇ આવે છે. એક વારને બદલે દશ વાર વાસીદું વાળે છે. એક વખત વાળે છે કે તરત છોકરાં કાગળના કકડા, શાહી વગેરે રેડી ભોંયતળીઉં અસ્વચ્છ કરી મૂકે છે. ગૃહિણી એ બધાંને ધમકાવતી વળી વાસીદું વાળે છે. વળી આવી જુએ છે તો ધોએલાં કપડાંનો ઢગ કરી છોકરાંઓએ એ બધાં અસ્તવ્યસ્ત કરી મૂકયાં છે. ફરી કાગળના ટુકડા ફાડે છે, પ્યાલા ને લોટા ગંદા કરી મૂકયા છે. આમ ઘરની અવ્યવસ્થા અથાગ શ્રમ લેતા છતાં કેમે કરી ઓછી થતી નથી. પરંતુ ભરતીના પાણીની જેમ ઉલટી વધતી જ જાય છે. છતાં ગૃહિણીની પોતાની જો ઘરની સ્વચ્છતા તરફ ખરી નજર હશે તો છોકરાંઓ તેના ઇસારા માત્રથી સાવચેત થઈ જશે અને જે કાર્યથી ઘરમાં ગંદવાડ થાય એવું કામ કદી કરશે નહિ. કાગળના કકડા વેરવા, ધૂળની સાથે હદથી વધુ રમત રમવી, શાહી ઢોળવી વગેરે રોગ એમ થશે તો જેમ બને તેમ જલદી રજા લેશે. કેવળ ગુસ્સે થઇ બાળકોની પીઠ પર ઢોલ વગાડનારની પેઠે વખતોવખત ઢોલ પીટવાથી કંઇ જ સારૂં પરિણામ આવવાનું નથી. સ્નેહ અને પ્રયત્ન એ ટેવ સુધારવાનાં મહાન હથિયારો છે. મારથી સ્થાયી કેળવણી મળવાનો સંભવ નથી. મધુરા અવાજથી પોતાને પડતું દુઃખ સમજાવી જો માતા બાળકોને સાવચેત કરે, તો તેઓ જરૂર માતાની વાત સમજશે અને તે વાત

પોતાના હૃદય સાથે જડી રાખશે. કારણ કે માતા જો કે બાળકના આંસુની તો ઘણી વાર ઉપેક્ષા કરે છે, છતાં માતાનાં આંસુની બાળકોના હૃદય પર બહુ જ અસર થાય છે. સ્નેહથી ભીની થએલી આંખે માતા ધીરે ધીરે જે કેળવણી આપે છે તે કદી નિષ્ફળ જતી નથી. આ માટે વારંવાર ઘર વાળવા ઝુડવાની મહેનતથી મુક્ત થવું હોય તો જેથી ઘર અસ્વચ્છ કે અવ્યવસ્થિત ન બને તે તરફ વધારે લક્ષ આપવાની જરૂર છે. ઘર અસ્વચ્છ થશે તે વાળી લઇશું અગર લીંપી લઇશું એમ ન ધારતાં જેઓ ઘરમાં કચરોપુંજો વેરતાં હોય તેનો સ્વભાવ સુધારવાનો પ્રયત્ન કરવો એ વધારે સારૂં છે. દબાવી ન શકાય એવાં બાળકોથી અમે ડરતા નથી, પણ જેનો સ્વભાવ માબાપોની બેદરકારીથી બગડી ગયો છે તે છોકરાંથી તો જરૂર બીવાનું છે.

**ઉપયોગી ચીજો વડે રમવું**

છોકરાંઓને એવી ટેવ હોય છે કે બજારમાંથી કંઇ પણ નવી ચીજ આવી કે તે પર હલ્લો કરવો. ધારો કે ઘરમાં શાક આવ્યું, છોકરાં એકત્ર થઇ કોઇ બટાટો તાણી જશે, તો કોઇ રીંગણું તાણી જશે અને પછી ખુણામાં જઇ મજેથી ખાવા બેસશે, અગર સમારવા લાગશે. કોઇ વળી રાંધતી વેળા માની પાસે બેસી આ ચીજ કે પેલી ચીજની તાણાતાણી કરશે કે રોટલી રોટલાનાં ગુલ્લાં ભાંગવાનું કામ આરંભી માને કંટાળો આપશે. જો બાળકોને આવે વખતે તે જગાએથી દૂર રાખી ન શકાય તો માએ તેઓને તેઓની શક્તિ મુજબનાં કામમાં જોડી રાખવાં. કોઇ ને કોઇ ચીજ અમુક જગાએ મૂકવાનું કહેવું. કોઇને વળી બીજાને કંઈ આપી આવવાનું કહેવું. આ પ્રમાણે કરવાથી બાળકોને ઉદ્યમી થવાની ટેવ પડશે અને તેના વડે કંઇ કંઇ કામ પણ કરી શકાશે. વળી તેઓ કાર્યની અમુક પદ્ધતિ શીખશે અને માતાને કંટાળવું નહિ પડે. જો બાલિકાને કોઠારમાંથી કઇ ચીજ લાવવાનું કહ્યું તો પછી તેના તરફ એટલું ધ્યાન રાખવું

કે તે દાળ કે ચોખા વેરતી વેરતી તો નથી આવતી? ઘરના કામમાં જો નાનપણથી જ કાળજી રાખવાની ટેવ પાડવાંમાં ન આવે તો ગૃહિણીપદે આવતાં એ ટેવ કેમે કરી સુધરતી નથી.

**આભડછેટ**

આપણા દેશમાં 'આભડછેટ' નામનો એક રોગ છે. કોઇ પણ જગાએ ભાતના જેવી અપવિત્ર વસ્તુ સાથે વસ્ત્રનો સ્પર્શ થયો, કોઇ નીચ ગણાતા માણસનાં પગલાં પડવાથી જમીન અપવિત્ર બની ગઈ છે ત્યાં અચાનક આપણો પગ પડી ગયો, જે કપડાં પહેરી પુરુષો બહાર કામે જતા હોય તેનો એકાદ છેડો પોતાનાં વસ્ત્રને અડકી ગયો, કે કોઈ કાગડો મુસલમાનના મકાન પરથી ઉડી પોતાના પવિત્ર રસોડાના છાપરે બેઠો તો કોઈ કોઇ સ્ત્રીઓ વિહ્વળ બની જાય છે. ગામને સીમાડે પવિત્ર ગણાતી નદીનું પાણી પુષ્કળ પ્રમાણમાં વહ્યું જતું હોય છતાં સ્ત્રીઓ પોતાની પવિત્રતાનો આદર્શ કેમે કરી સાચવી શકતી નથી. પવિત્ર વાયુ ચોમેર વહેતો છતાં ઘર કે વસ્ત્રમાં આભડછેટ ક્યાંથી પેસી ગઇ તે જાણવાને તેઓ સદા ઉદાસીન વૃત્તિજ દાખવ્યા કરે છે. ઘરમાં સડતાં છાણનો ઢગ પડયો હોય, તો પણ તેઓ પરમ પવિત્રતા અનુભવે છે; ઘરમાં કોઇ ચીજ ભોંય પર પડી પડી અથડાતી કુટાતી હોય અને સડતી હોય તે તરફ તેમનું લક્ષ જરાએ હોતું નથી. પવિત્રતાનો આ વિચિત્ર આદર્શ તજી તેઓએ હવે ઘરમાં ખરી સ્વચ્છતા ને સફાઈ જાળવતાં શીખવું જોઇએ. કોઇ કોઇ દૈવયોગે એકાદ ભાતનો દાણો કે દાળનો છાંટો શરીર પર પડવાના સંદેહથી લેડી મેકબેથની માફક હાથ ધોવા છતાં સ્વચ્છ થતા નથી. છતાં તેનાં છોકરાં આખા શરીર પર કાદવ કે શાહી ચોપડી શરીર શોભાવતાં હોય તે તરફ તેની નજર જ નથા. આ સ્થિતિ સારી ન કહેવાય.

કેટલાંક છોકરાંઓને દિવાલ પર ખડી કે કોલસા વડે કંઈ પણ લખવાનો રોગ થાય છે. કોઇ વળી લોઢાના

**ખરાબ ટેવો** ખીલા વડે દિવાલ પર કંઇ કોતરે છે. કોઇ વળી પેટી નજરે પડતાં જ તેના તાળામાં લાકડું ખોસી દે છે. અથવા કોઇ પણ ચાવી વડે તે તાળું ઉઘાડવાનો પ્રયત્ન કરે છે. આ બધી ટેવો ખરાબ છે. આવું કરવાની ટેવ ન પડે તેની માબાપે શરૂઆતથી જ કાળજી રાખવી. કારણ કે જો આવી ટેવો ઊંડા પાયા નાખશે તો પછીની કાળજી નકામી જશે અને ઘરની ચીજો બગાડી, ભાંગી ભૂકો કરી નાખશે.

**મચ્છરદાની પર ચીજો રાખવી.** મચ્છરદાની પર કોઇ પણ ચીજ રાખવી એ ઉચિત નથી. છતાં ઘણાં ઘરોમાં મચ્છરદાનીનો ઉપલો ભાગ મોટી પેટી તરીકે વપરાતો જોવામાં આવે છે. આના પરિણામે છોકરાંઓ રાત દહાડો મચ્છરદાનીની પકડાપકડી કરી તેને ફાડી નાંખે છે. મચ્છરદાની-પર જણસો રાખવાથી તેનો ઉપરનો ભાગ નીચે ઝૂકી પડે છે અને તેથી બહુ નાનાં છોકરાંનો પણ ત્યાં સુધી હાથ પહોંચે છે અને તેથી તે ઉપરની ચીજો નીચે પાડી કેવળ આનંદ કરવા માટે જ તેઓ તેના ઉપલા ભાગ સાથે રમત આરંભે છે. આથી તેના છેડાઓ નીચે પડી જાય છે અને બાળકોનો નાનો જીવ મચ્છરદાનીની આ અદબી કદી સહન કરતો નથી.

**ચીજો ભાંગવી ફોડવી.** ખાટલા કે પલંગ પર સૂતી વેળા સિવાય છોકરાં કદી ન ચઢે એવો બંદોબસ્ત થવો જોઇએ. ઘણાં છોકરાં ખુરશી, ખાટલો કે પલંગ ઘસડે છે કે તેના પર બહુ જ ઉત્સાહપૂર્વક નૃત્ય કરે છે. કહે-વાની જરૂર નથી કે આમ કરવાથી એ બધી ચીજોની આવરદા તદ્દન ઓછી થઇ જાય છે. કોઇ વળી લોટાલોટી કે પ્યાલાને રમતની વસ્તુ ગણી છેક ત્રીજે કે ચોથે માળેથી ફેંકી દે છે. તે વસ્તુ ભોંયતળીએ પડી છોએલી જમીન પર કે પત્થર સાથે અફળાઇ કુબ્જાનો આકાર ધારણ કરે છે અગર ભાંગી જાય છે. આ

માટે જ કાંસાનાં વાસણોના ફેરીઆઓને મોટાં ઘરોમાં વારંવાર આમંત્રણ થાય છે. ઘણી વેળા ગૃહસ્થની સાધારણ આવક આવી આવી નુકસાનીઓને પહોંચી વળતી નથી. અમે અહીં કેવળ સામાન્ય ગણાતા દોષો તરફ જ લક્ષ ખેંચીએ છીએ. ઘરની સામગ્રીને નુકસાન થાય તે તરફ ઉધઈ અને ઉંદરની માફક બાળકોનું ટોળું સદા લાગ્યું જ રહે છે. તફાવત એટલો જ કે ઉધઇ અને ઉંદરને કંઇ શીખવી શકાતું નથી, ત્યારે બાળકોને અનાયાસે, સહેજ પ્રયત્ને બધી સારી બાબતની કેળવણી આપી શકાય છે અને તેને સારા બનાવી શકાય છે.

ઘણી ગૃહિણીઓ કાંઇ પણ મહેનત કરવામાં પાછી હઠતી નથી, ઘણાં નજીવાં કામ પાછળ રાતદહાડો પરિશ્રમ વેઠયા કરે છે; પરંતુ જેથી કુટુંબની ઉન્નતિ થાય તે તરફ તે સદા ઉદાસીન રહે છે. છોકરાં પોતાના સ્વભાવ પ્રમાણે અમુક ચીજો માટે હઠ પકડે છે ત્યારે તે કંટાળી તેના પર નિર્દયપણે પ્રહાર કરે છે અથવા તેઓની ન્યાયી માગણીને પણ વખોડી કાઢી તેમને ગાળો આપે છે. છતાં જે બાબત તરફ લક્ષ આપવાથી તેમનો સ્વભાવ સુધરે તે તરફ તેઓ આંખ આડા કાન કરે છે. અમે અગાઉ જે કંઈ કુટેવોની વાત કહી છે તે તરફ તેઓ સર્વદા ઉદાસીનતા જ દર્શાવે છે. કોઈ કોઈ ગૃહિણીને રસોઈના કામમાંથી નવરાશ જ મળતી નથી. પરંતુ શાકની સંખ્યા ઓછી કરવાથી કંઈ નુકસાન થવાનું નથી પણ બાળકો પ્રત્યે સહેજ કાળજી, પતિને ઉપયોગી ચીજો પ્રત્યે સહેજ લક્ષ અને ઘરમાંના બધાંના ફરિયાદો તરફ થોડી દૃષ્ટિ રાખી એ તરફ યત્નશીલ થવાથી સંસાર સુધરી જાય છે.

બાળકોને કેળવણી આપવી અને નૈતિક ઉપદેશ આપવો તે સાથે તેઓને નાના પ્રકારની રમત ગમતમાં જોડી રાખવાં. નહિ તો તેઓનાં જીવન શુષ્ક બની જશે. કસરતને માટે જે કંઇ રમતો કે મુસા-

**રમત ગમત**

ફરીની જરૂર પડે તે અવશ્ય કરવી જ જોઇએ. તે ઉપરાંત ઘરમાંનાં પુસ્તકોમાંથી છબીઓ બતાવવી, નાના પ્રકારની વાતો કરવી અને ગાવા બજાવવાની ટેવ પાડી તેઓને સદા આનંદમાં રાખવાં. ઉપદેશપ્રદ પૌરાણિક આખ્યાનો સંભળાવી તેના મનમાં ઉચ્ચ ભાવ પેદા કરવો. જુના વખતમાં આવી જાતની વ્યવસ્થા હતી. જે વખતે ધાર્મિક કથાઓ અને કીર્ત્તનો ગામડામાં બાળકોના હૃદયમાં સરસતા રેડતાં. ખરી ભકિત સાથે જે પૂજા અર્ચનાદિ થતું તેથી પણ તેઓને આનંદ મળતો. ચિત્ત સરસ હોય તો શરીરની તંદુરસ્તી સારી રહે છે અને રસદાનની સાથે જો ઉચ્ચ ભાવનો સંયોગ થતો હોય તો મણિ-કાંચનના સંયોગ જેવું શુભપ્રદ નીવડે છે.

**નાટકશાળા**

આપણા એ ઉત્સવો અને આનંદનાં ધામો જેવા પ્રાચીન મેળા હમણાં નાશ પામ્યા છે. જે આનંદોત્સવોને આપણે સંસ્કૃતિના પગથીઆ પર ચઢી રત્ન આપી છે તેને બદલે આપણે બાળકોને બીજું શું આપ્યું છે? આપણે આપણો બધો પ્રાચીન વૈભવ તજી અત્યારે ખાલી બની ગયા છીએ. જે પ્રાચીન ઉત્સવોથી ભક્તિ અને સ્નેહ-મમતાનો આદર્શ જાગૃત થતો, જે આપણે ભકિતભીનાં નયને જોતા ને સાંભળતા તેને બદલે આપણને અત્યારે નાટકશાળા પ્રાપ્ત થઇ છે. આ નાટકશાળાઓના સંબધમાં અમે વધારે કંઇ જ કહેવા માગતા નથી. વર્ત્તમાન નાટકશાળાઓનું પ્રલોભન તરુણ બાળકોને જે રસ્તે લઇ જાય છે, તેનો છેડો કયાં આવવાનો છે, તેની વાંચકોએ પોતેજ કલ્પના કરી લેવી એ ઠીક છે. બાળકો એ તરફ ન આકર્ષાય એ ગૃહિણીઓએ અવશ્ય જોવાનું છે. એ ભૂત એક વાર ખાંધે ચઢી બેઠું તો ઉતરવું મુસ્કેલ છે. જો ધર્મ અગર ઉચ્ચ ભાવવાળું કોઇ નાટક થોડા વખતને માટે છોકરા ભજવી શકે, તો તેથી બહુ નુકસાન થવાની સંભાવના નથી. ઘણી વેળા એવી ગમત નિર્દોષ આનંદની વસ્તુ થઇ પડે છે. પરંતુ એ બહાને જો સામાન્ય નાટકશાળાઓમાં

જઈ અભિનય શીખવાની ઇચ્છા થાય તો એ અભિનય શિક્ષા બનતાં સુધી નુકસાનકારક થઈ પડવાની.

લગભગ ૭૦ વર્ષ પહેલાં કોઇ એક બંગાળી કવિએ એક કવિતા લખી હતી. તેનો ભાવાર્થ આ પ્રમાણે હતોઃ 'હે મન, જો તને નાચ જોવાનું મન થતું હોય તો વનમાં જઇ મોરનું નૃત્ય જોઇ આવ; દીવાબત્તીથી સુસજ્જિત મજલિસ જોવાનું મન થાય તો નક્ષત્રથી વીંટળાએલા પૂર્ણિમાના ચંદ્રની સભા જોઇ લે; જો ગાયન સાંભળવાનું મન થાય તો કોયલની કાકલિથી મધુર બીજું શું છે? આ બધું જોવાથી કે સાંભળવાથી પૈસાનો નકામો વ્યય થતો નથી, અને જગતની વિષમતાને અંગે શ્રોતા કે જોનારના મનમાં અસંતોષ ઉપજતો નથી. કુદરતના ઉત્સવનાં દ્વાર હંમેશાં ખુલ્લાં છે. ત્યાં રાજાને અને પ્રજાને સરખા અધિકાર છે.'

કુદરતમાં ચોમેર હંમેશાં જે મહોત્સવો ચાલી રહ્યા છે તે જોવાને માટે અને સમજવાને માટે હૃદય કેળવાએલું જોઇએ અને એ કેળવણી મળી હોય તો કવિનું કહેવું અક્ષરશઃ સત્ય છે. પરંતુ મનુષ્યનું સંગીત કે નૃત્ય જોવું એ પાપ છે એ વાત કોઇ કબુલ કરવાનું નથી. ગાયન અને નૃત્યદ્વારા પ્રભુ મળે છે. ભકત કવિ નૃસિંહ અને મીરાંએ ભજન ગાઇ તથા નાચ નાચી ભગવાનનો સાક્ષાત્કાર કર્યો હતો.

અમારો કહેવાનો ઉદ્દેશ એટલો જ છે કે જે ગમતનું પરિણામ વિનાશ અગર નુકસાન હોય તે ગમતથી બાળકોને બચાવવાં જોઇએ. કઇ ગમતોથી બાળકની દુર્ગતિ થાય છે, તે સમજવાની શકિત બધામાં હોય છે. કારણ કે તેનાં દૃષ્ટાંતો ઘેર ઘેર મળી આવે છે. ચિત્રગુપ્તના ચોપડામાં તેઓના અપરાધની વાત લખી હોય કે ન લખી હોય છતાં અનેક દુઃખી જનનીની છાતીમાં અને નિરાશ પિતાના મર્મસ્થળમાં એ બધી વાતો લખાએલી હોય છે.

**ધાર્મિક કેળવણી**

પરંતુ અત્યાર સુધી અમે મૂળ વાત કહી નથી. બધી કેળવણીમાં શ્રેષ્ઠ ધાર્મિક કેળવણી છે. બાળપણાથી જ એ કેળવણી આપવાથી સંસારયાત્રા સુખરૂપ નીવડશે. જુના જમાનામાં આપણે પરમેશ્વરનું નામ લઇ પથારીમાંથી ઉઠતા. તેનું નામ લખ્યા પછી જ બીજું બધું લખવાનું કામ શરુ કરતા. એ બધું અત્યારે જતું રહ્યું છે. પરંતુ હજુ સ્ત્રીઓમાં ધર્મભય રહ્યો છે ખરો. જેઓ સંસારને ખાતર નિઃસ્વાર્થ બની સ્વામી, પુત્ર અને બીજાને માટે મજુરી કરે છે, પોતે ન જમતાં બીજાને જમાડે છે અને પતિપુત્રાદિ જ્યારે તેના મર્મ-સ્થળને આઘાત કરી અસહ્ય કષ્ટ આપે છે ત્યારે પણ જેઓ કંઇપણ પ્રત્યુત્તર ન આપતાં મુંગાં મુંગાં એ બધું સહન કરે છે, કોઇ વખતે છાતી વિદારી નાખે તેવું દુઃખ સહન ન થવાથી ફૂલની માફક અકાળે ઝરી પડે છે, તે સ્ત્રીઓનું જૂથ તેઓનાં અસહ્ય દુઃખોનો ભાર સહેતાં સહેતાં આત્મસમર્પણ કરી ભગવાનને પોકારે અને જ્યારે ત્યારે આંસુ વડે અભિષેક કરી તેના જ પાદપદ્મનું શરણ લે એ કંઇ વિચિત્ર વાત નથી.

આપણા દેશની સ્ત્રીઓ વિના અપરાધે સેંકડો દુઃખો સહન કરે છે. પતિએ બધી મિલકત ઉડાડી દીધી; કેટલાય આંસુના ઓઘ વડે કાલાવાલા કરવા છતાં તે પોતાની ચાલ સુધારી શકયો નહિ; ત્યાર પછી આવ્યા એ ભૂખમરાના દિવસો; મળ્યું તેટલું પતિપુત્રાદિને ખવરાવી પત્ની પોતે કોઇ ન જાણે તેમ ભૂખમરો વેઠવા લાગી; આ બધું દુઃખ તે કોને જણાવે ? જે પોતાના છેડા વડે માતાની માફક છુપી રીતે આવી આંખનાં આંસુ લૂછે, દુઃખના વખતમાં તેનું જ શરણ સ્વીકારી એ બિચારી સાન્ત્વના મેળવે છે. આ રીતે તે શાસ્ત્ર સાંભળ્યા વિના પણ ભગવાનને ઓળખે છે. ઉપવાસ અને ચિંતાથી શરીર કૃશ બની ગયું છે. આખા સંસારનો ભાર તેના ઉપર છે. છોકરો ખરાબ થઈ ગયો છે. બે દિવસથી ઘેર આવ્યો નથી, પતિને

કહેવા જતાં તે મોઢું ચઢાવે છે અને એવા કુપુત્રનું નામ સાંભળવા માગતો નથી. પરંતુ માતૃસ્નેહ શું કોઇ કાળે ન્યાય અન્યાયનો વિચાર કરે છે? તે બે હાથે આંખો લૂછતી લૂછતી આ વખતે કોનું શરણ સ્વીકારે? બીજું કોઈ ન જાણે તેમ કોના ચરણમાં આ આત્મનિવેદન કરે? પતિ ગેરવાજબી રીતે ગાળાગાળી કરી ગયો; કારણ કે સાહેબના અપમાનથી તેનો મિજાજ બગડી ગયો છે. કોઇ વખતે ધણી મહેનતે રાંધેલી રસોઇમાં સામાન્ય ભૂલ કાઢી છોકરો જમ્યા વગર ઉઠી ગયો છે. કોઇ વખતે બધાંને ખવરાવ્યા પછી પોતાને માટે શાક–બાક વધ્યું નથી, રોટલી પણ પુરતી નથી. આ બધું કોને યાદ કરી તે સહન કરે છે? તેના દુઃખની વાત ઘણે ભાગે બહાર જણાવવા જેવી હોતી જ નથી. 'મુખ હોવા છતાં બોલી શકતી નથી. માટે તે અબોલા કહેવાય છે.' હિંદુ લલના આ રીતે તેના દેવતાને રાતદહાડો બોલાવ્યા જ કરે છે. જ્યારે કોઈ તેનું દુઃખ સમજે તેમ નથી કોઇનામાં તેનું દુઃખ સમજવાની શક્તિ નથી, ત્યારે રાતદહાડો એ અશરણ શરણને, એક માત્ર ગતિને, યાદ કરી ચિત્તમાં શાંતિ મેળવે છે. રોગીની પાસે બેસીને પણ એ નિરાશ્રયના આશ્રયને યાદ કર્યા સિવાય બીજું શું કરી શકે તેમ છે?

આપણા દેશની સ્ત્રીઓ સ્વભાવથી જ ધર્મભીરૂ છે. તેઓને અમે વળી ધર્મની વાત તે શી સમજાવવાના હતા? તો પણ તેઓ જો બાળકોને ધર્મનો ઉપદેશ આપે, કોઇ નક્કી કરેલા વખતે નિયમિત ઉપાસના, જપ અથવા નામકીર્ત્તન કરવાની તેઓને ટેવ પાડે, તો એ માતૃદત્ત મુડીથી તેઓ ખરાં ધનવાન બનશે. અમે બાલ્યાવસ્થામાં કેટલીય સ્ત્રીઓની ભકિત નિહાળી ધન્ય થયા છીએ. એક વખતે તેમાંની એકને પૂછ્યું કે 'આપે મંદિરમાં જઇ શું જોયું?' તેણે કહ્યું, 'ભગવાનનાં દર્શન તો ન થયાં, પણ જેઓએ તેનાં દર્શન કર્યાં હતાં તેમના પગની રજ માથે ચડાવી આવતી રહી!' આ વચનો ઉચ્ચારતાં તેની આંખોમાં આંસુ આવી ગયાં. આવી ભકિતમયી રમણીઓ

અત્યારે પણ હયાત છે. સ્ત્રીઓમાં તીર્થ કરવાની જે આટલી બધી આકાંક્ષા છે, તેનું કારણ પણ આ એકજ છે કે જેને તેઓ રાત દહાડો ખોળે છે, તેનો અનુભવ ત્યાં વધારે થશે, એ આશામાં જ તેઓ તીર્થસ્થળે જવા આતુર હોય છે.

છોકરાંને સવારમાં પા કે અડધો કલાક નિયમિત રીતે પ્રભુની ભકિતમાં જોડી શકાય તો તેનું ફળ ઘણું સારૂં આવશે સંસાર કેટલાં દુઃખો, કેટલી વિપત્તિ અને સંકટ સામે ઝુઝતો આગળ વધે છે? જો બાળપણથી જ ભગવાનને યાદ કરવાની ટેવ નહિ પડી હોય તો વિપત્તિના દિવસો શી રીતે જશે? જેને આપણે સુખના દિવસોમાં વિસરી બેઠા છીએ, તે દુઃખના દહાડામાં આપણને ભૂલી જાય તો તેમાં નવાઇ જેવું કંઇ જ નથી. પરંતુ બાળપણથી મનને જો એવી એકાદ જગા મળે કે જયાં ધ્યાનસ્થ થઇ સંસારથી સહેજ ઉંચે ઉડી શકાય તો ધીમે ધીમે તે ખરૂં આશ્રયસ્થાન મેળવી શકે. જો તેમ બનશે તો જે દિવસે સંસારના વિષથી હૃદય દગ્ધ થવા તૈયાર થાય, તે દિવસે આપણે તેને શાંતિસ્થળે લઈ જઇ શકીશું. શરુઆતમાં તો ભગવાનના નામનો જપ કે ઉપાસના કરતી વેળા જણાશે કે મન અજાણપણે સંસારના નકામા વિષયો તરફ જવા તત્પર થઇ રહ્યું છે. જેમજેમ મનને એકાગ્ર કરવાનો પ્રયત્ન કરો છો તેમ તેમ તે અજ્ઞાતપણે સંસારની ચિંતાઓમાં જકડાતું જાય છે. ધર્મજીવનની શરુઆતમાં આ પ્રમાણે દરેકને સ્પષ્ટ જણાય છે. પરંતુ જેમ ટીપું ટીપું પાણી પત્થરને પણ ઘસવી નાખે છે, તેમ હંમેશનો પ્રયત્ન મનમાંથી સંસારનો કચરો ધીમે ધીમે દૂર કરે છે. છેવટે ટેવ પડવાથી મનને એકાગ્ર કરવાની શકિત એવી બનશે કે આપણે અનાયાસે સંસારનાં અનેક દુઃખોમાંથી મનને સંપૂર્ણ મુકત કરી શકીશું. ત્યારબાદ પ્રભુની અનંત દયાની વાતો યાદ લાવતાં આપણી સુખદુઃખ સમજવાની શકિત ગુમ થઇ જશે. જેણે આનંદમય પ્રભુને ઘરમાં વસાવ્યો છે તેને વળી દુઃખ કેવું? દેહમનને તેના ચરણમાં સમર્પણ કરી દેવાથી

સાંસારિક ઉપાધિઓ તુચ્છ જણાશે. હું તેનો છું, બીજા કોઇનો નથી; તેના નિર્દેશ મુજબ આંખ, કાન, નાક તથા બીજી ઇંદ્રિયો કામ કરે છે; હું મારા પોતાના સુખને માટે, મારા પોતાના ભોગને માટે કંઇ માગતો નથી; તેને જે કાર્ય ગમે છે, હું તે જ કાર્ય કરૂં છું; તે સિવાય બીજું કરવાનો પણ નથી. તે કયા કાર્યથી ખુશ થાય છે, તે જાણવા માટે મનને ધ્યાન, ધારણા અને ઉપાસના દ્વારા શાંત કરી કાન માંડી બેસવું જોઇએ. આમ કરતાં એ દયાળુ પ્રભુ આપણને કેટલાય સારા માર્ગો સુઝાડશે. તે આપણો ગુરુ અને ઉપદેશક છે. આપણે મહા ધનવાન હોઇએ છતાં તેના સિવાય આપણું બીજું કોઇ નથી. આપણે ગરીબમાં ગરીબ હોઇએ તો પણ તે જ આપણું વહાલું સગું છે. તે આપણને કદી ભૂલતો નથી. આપણે જ તેને ભૂલી જઇ હંમેશાં વિપત્તિસાગરમાં ગળકાં ખાઇએ છીએ. આપણે તેને યાદ કરતા નથી, પણ તે તેનાં દુર્ભાગી સંતાનોને હંમેશાં યાદ કરે છે. દુર્ભાગી સંતાનોને છાતી સરસાં ચાંપવા માટે જ એ તેમને દુઃખ આપે છે.

માતા બાળકોને આવી રીતે ધાર્મિક કેળવણી આપી દરરોજ સુતી વેળા તેઓને પૂછે કે આજે કોણ કેટલીવાર જુઠું બોલ્યું છે, કોણે કેટલીવાર બીજાની સાથે નિષ્ઠુર આચરણ ચલાવ્યું છે, કોણે કેટલીવાર કારણ વિના કજિયો કર્યો છે, તો બાળકો નાનપણથી જ નૈતિક વિચાર કરતાં શીખશે અને આ નૈતિક વિચાર જ ધર્મબુદ્ધિના વિકાસનું પહેલું પગથીઉં છે. પોતાનો અપરાધ સમજી શકવો એ જ ગુનાનો અંત અને ધર્મજીવનની શરૂઆત છે.

બાળકોના ખોરાક પ્રત્યે ગૃહિણીએ હંમેશાં નજર રાખવી જોઇએ.

**ઇન્ફ્ન્ટાઇલ લિવર**

મોટાં શહેરોમાંનાં બાળકોમાંનાં ઘણાં ઇન્ફ્ન્ટાઇલ લિવર નામના ભયાનક રોગથી મરણ પામે છે. આ રોગનાં અનેક કારણોમાંનું એક બજારૂ દૂધ છે. ઘણા કુટુંબોમાં જેમ એકાદ ગૃહશિક્ષક રાખી બાળકોનાં માબાપો

નિશ્ચિંત રહે છે,—કારણ કે તેઓ નિયમિત રીતે તેને પગાર આપે છે અને બાળકો પણ એકાદ બે કલાક તેની પાસે બેસી મોટે અવાજે વાંચે છે અથવા પેન્સિલ વડે કાગળ પર જેવા તેવા આંકડા માંડે છે—તેમ રૂપીઆનું છ, સાત કે આઠ શેર દૂધ ખરીદી ગૃહસ્થ માને છે કે છોકરાંઓ માટેના દૂધ માટે હું નિશ્ચિંત થયો. પરંતુ ઘણી વેળા એવું જણાય છે કે બાળકોને માટે ગવલીનું દૂધ ઝેરની ગરજ સારે છે. અયોગ્ય ગૃહશિક્ષકના દોષથી જેમ બાળકને શરુઆતથી જ નઠારી કેળવણી મળે છે અને તે કેળવણીનાં ફળ પાકયા પછી ભવિષ્યમાં તેનું સંશોધન થઈ શકતું નથી, તેમ ગવલીનું દૂધ પીધાથી બાળકોના કલેજામાં જે દરદ થાય છે તે દરદ મોટા મોટા દાક્તરો પણ દૂર કરી શકતા નથી.

એક વરસ સુધીની ઉંમરનાં છોકરાંને કદી બજારૂ દૂધ પીવા ન આપવું. આ ઉપદેશ અમારા કુટુંબમાંથી નાના પ્રકારનાં દુઃખ અને વિપત્તિઓમાં ચળાઈ લાંબા અનુભવ બાદ મળ્યો હોવાથી એ પોથીમાંનાં રીંગણાં જેવો નથી. દૂધ વેચનારાઓ સવારનું પડતર દૂધ સાંજના તાજા દૂધ સાથે ભેળવે છે અને તેથી જ એ મિશ્રણ વિષનું કામ સારે છે. દૂધ સાથે પાણી ભળે તો તે મિશ્રણ વાસી દૂધ સાથે તાજા દૂધના જેટલું નુકસાન કરતું નથી. ગવલીઓ ક્યા ક્યા ઉપાયોને અનુસરી દૂધની વિડંબના વધારે છે, તે આપણે પુરેપુરૂં જાણતા નથી. થોડુંઘણું અનુમાન માત્ર કરી શકીએ છીએ. વળી એ ગુપ્ત વિદ્યાનો મર્મ જાણવાની આપણે બહુ જરૂર પણ નથી. તો પણ એ તો નિશ્ચિત વસ્તુ છે કે એક વરસની ઉંમર થાય ત્યાં સુધી કોઇએ કદી બાળકને બજારૂ દૂધ પીવા આપવું નહિ. અમે અહીં શહેરનાં બાળકો માટે જ કહીએ છીએ. ગામડાના ભરવાડો માથે હજુ ઇશ્વરની કૃપા છે. તેઓ હજુ આપણા માથે ઇશ્વર છે એ વાત વિસરી ગયા નથી. તેના જ કુળમાં ભગવાને શૈશવ અને કિશોર લીલા કરી હતી એમ શાસ્ત્રોમાં

પણ લખ્યું છે. પરંતુ એજ ભગવાન અત્યારે પણ નિત્ય બાલક રૂપે તેઓની આગળ દૂધ માગતા બેઠા છે. એ વાત જાણતા હોત તો શહેરના દૂધવાળા પૂતનાનો વેશ લઇ વિષરૂપી દૂધ એ બાલગોપાળના મુખમાં રેડવા તૈયાર થાત નહિ. પરંતુ અત્યારે તેઓના કુળમાં નંદજશોદાની જોડી નથી, અત્યારે તો તેઓ પૂતના અને તૃણાવર્ત્તની માફક શિશુકુલનો સંહાર કરવાનો સંકલ્પ કરી બેઠા છે.

સામાન્ય રીતે એક વરસની ઉંમર થાય તે દરમિયાન ઇન્ફન્ટાઇલ લિવરનો સમય હોય છે. આ રોગ એવો ભયંકર છે કે તેમાં સપડાએલાં બાળકોમાંથી સેંકડે ૯૯ મરણ પામે છે. આ ઉંમર દરમિયાન બજારૂ દૂધ બાળકના પીવામાં ન આવે એ તરફ વાલીઓએ ખાસ ધ્યાન રાખવું. ઘણી વેળા એવું બને છે કે નોકર ભરવાડ કે રબારીને ત્યાં જઇ દૂધ દોવરાવી લાવે છે. પરંતુ નોકર કાંઇ ધર્મપુત્ર યુધિષ્ઠિરનો અવતાર નથી. વળી જ્યાં પૈસાનો લોભ છે ત્યાં તેઓ દૂધવાળા સાથે ઘરોબો બાંધી બેસે એ પણ સંભવિત છે. માટે આવો બંદોબસ્ત બરાબર ન ગણાય. અમે એવું પણ નજરોનજર જોયું છે કે ગાય ઘેર આણી આપણી નજર સમક્ષ દોવરાવી હોય છતાં ગોવાળની અસાધારણ કુશળતાથી તેમાં પણ ભેળસેળ થઈ ચૂકી હોય છે. આવી સ્થિતિમાં ગમે તેટલી કાળજી રાખીએ તો પણ વેચાણીઆ દૂધ પર આસ્થા રાખી શકાય નહિ. અમે એક ગવલી સાથે એવો બંદોબસ્ત કર્યો હતો કે અમારા નોકર સાથે અમારા નાના પુત્રને મોકલવો અને તેના દેખતાં ગવલીએ દૂધ દોહી આપવું. પરંતુ બેચાર દિવસ બાદ પુત્રે એવી ફરિયાદ કરી કે 'ભરવાડને ઘેર તો ૩૦–૪૦ ગાયો છે. કોડમાં બહુ અંધારૂં હોય છે અને જે ગાયનું દૂધ આપણા માટે દોહે છે તે ગાયને અંદરના ભાગમાં છેક છેડે બાંધેલી હોય છે. ત્યાં જવા માટે બધી ગાયોના છાણમૂતર ખૂંદી તેની લાતોથી શરીર બચાવતા બચાવતા ઠેઠ છેડે જવું પડે છે. આ મુશ્કેલી મારે સહન ન કરવી પડે માટે આજે ગોવાળે વિનંતિ કરી કે 'ભાઇ, આપ રોજ આટલું દુઃખ

વેઠશો? અમારે તો પેટને ખાતર આ બધું કરવું પડે છે. આપ અહીં જ બેસો. હું દૂધ દોહી લાવું છું.' અમારો નોકર પણ કોણ જાણે શાથી આ વખતે ગોવાળનો તરફદાર બની ગયો અને કહેવા લાગ્યો કે 'હું ત્યાં જાઉં છું, તો પછી આપને આવવાની શી જરૂર છે?'

એક વરસ સુધી બાળક જો માનું ધાવણ ધાવે તો તેના જેવો ઉત્તમ ખોરાક બીજો એકેય નથી. ધાવણ પુરતા પ્રમાણમાં ન મળે તો એલેન્બરી નં. ૧ કે ૨ તેને માટે ઉત્તમ છે. આમાં જો કે વધારે ખર્ચ થાય છે તો પણ ઇન્ફન્ટાઇલ લિવર લાગુ પડતાં કેટલી મુશ્કેલીમાંથી પસાર થવું પડે છે? એ રોગ થતાં બાળકનું જીવન સંકટમાં આવી પડે છે અને હવાફેર તથા દાક્તરના ખરચથી ગૃહસ્થ મુંઝાઇ જાય છે. ગરીબ ગૃહસ્થ માટે પણ એલેન્બરી ફુડનું ખર્ચ એ બધી મુશ્કેલીઓ તરફ જોતાં થોડું જ જણાશે. જે ગાય રાખે છે તેઓ આ બાબતમાં નિશ્ચિંત થઇ શકે તેમ છે. પરંતુ મોટા શહેરમાં ગાય રાખવા જેટલી શક્તિવાળા કેટલા નિકળશે? જગાનો અભાવ, ખાસ કરીને મહા પ્રતાપી મ્યુનિસિપાલિટિના ટોપીવાળા તપાસણીદારો ગાય રાખનાર ગૃહસ્થને બીવરાવી બીવરાવી હેરાન કરી નાંખે છે. બારીકમાં બારીક મ્યુનિસિપલ નિયમોનું અક્ષરશઃ પાલન કરી શહેરમાં ગાય રાખવાનું કેટલાને પરવડે તેમ છે?

**ફેરીવાળા**

બાળક મોટું થાય ત્યારે જમતી વેળા માએ તેની પાસે હાજર રહેવું જોઇએ. ઘણી વેળા તો એવું જોવામાં આવે છે કે મા બાળકને પાસે બેસાડીને ખવડાવે છે. પરંતુ કેટલાંક કુટુંબોમાં આ બાબતમાં ઉદાસીનતા જોવામાં આવે છે. તેવાં કુટુંબોમાં આ અધિકાર રસોયાને સોંપી દેવામાં આવે છે. મોટાં શહેરોમાં ગલીએ ગલીએ નાના પ્રકારના વિચિત્ર અવાજ કરી ફેરીવાળા ચેવડો, ચવાણું, તેલમાં બનાવેલી જલેબી, પુરી, બાફેલા ચણા, મગ વગેરે લઇ ફરે છે. તેઓના પોકારો

કેટલીક વેળા બાળકોના કાનને ભમરાના ગુંજારવ જેવા મીઠા લાગે છે. ઘણી વેળા મીઠા અવાજથી ગરમાગરમ ચણાના જોડકણાં ગાતા ગાતા ભૈયાઓ બાળકોને ખુશ ખુશ કરી નાખે છે. આથી આવી બધી વસ્તુઓ ખરીદી ખાવાનો બાળકોને એક જાતનો રોગ લાગુ પડે છે. બજારનું સડેલું ખાવાની ટેવ ઘણા બાળકોને હોય છે. મોટાં શહેરોમાં ખાસ કરીને બાળકો આ પ્રમાણે ફેરીવાળાના પંજામાં જઈ પડે છે. અને એક વાર ટેવ પડી પછી તેમાંથી ઉદ્ધાર થતાં બહુ વાર લાગે છે. આવી વસ્તુઓ ખાવાથી કેવળ તંદુરસ્તીને હાનિ થાય છે એટલું જ નહિ પણ ભૂખનો પણ નાશ થાય છે. બાળકો એવું એવું ખાઈ પેટ ભરે છે અને ઘેર રાંધેલો ખોરાક ખાતાં નથી. આથી તેઓ ધીમે ધીમે દુર્બળ થતાં જાય છે. મુંબઈ અને કલકત્તા જેવાં મોટાં શહેરોમાંના ઘણા છોકરા ૧૫ થી ૨૫ વરસની ઉંમર દરમિયાન ક્ષયના રોગથી પીડાય છે. આ વ્યાધિ ઘણે ભાગે અન્નના દુકાળને લીધે જ ઉદ્દભવે છે. ફેરીવાળાના નાસ્તાથી ઘેર પુરતું જમવા જેટલી ભૂખ રહેતી નથી. રોટલી વગેરે પુરતા પ્રમાણમાં ન લેવાવાથી બાળક ધીમે ધીમે દુર્બળ બનતું જાય છે, તેનાં હાડકાં બહાર જણાવા માંડે છે અને પેટની પીડા શરુ થાય છે. આવી સ્થિતિમાં છેવટે ટાઇફોઇડ તાવ આવે છે અગર ક્ષયનાં ચિહ્નો જણાવા માંડે છે. કારણ કે ક્ષીણજીવી ઉપર જ આ બધા રોગની ચઢાઇ વધારે થાય છે.

**ભોજનવિધિ**

આ માટે બાળક ઘેર બરાબર જમે છે કે નહિ તે માતાએ જોવું જોઇએ. જો તે ઘેર બરાબર ન જમે તો તેનું કારણ તપાસવું. એમ કરતાં જરૂર તેનો ફેરીવાળા સાથેનો સંબંધ જણાઇ આવશે. બાળકો ખાવા બેસે ત્યારે ગુનો હોય તો પણ ગાળાગાળી કરવી નહિ. તેને વ્હાલથી ખવરાવવું. ગરીબોના ઘરમાં થોડા દૂધ સાથે બાજરીનો રોટલો બપોર પછી બાળકોને ખાવા આપવાથી તે

ફેરીવાળાના ખોરાક કરતાં વધારે પુષ્ટિપ્રદ નીવડશે. ભોજન માટે અમુક સમય નક્કી કરવો જોઇએ. ઘણાં કુટુંબોમાં આ સંબંધમાં કંઈ નિયમો હોતા નથી. છોકરાં આખો દહાડો ગાયભેંસની પેઠે કંઇ ખાધા જ કરતાં હોય છે. નાનાં છોકરાં જે કંઇ ખાય છે તે મોટાં છોકરાં પણ ખાય છે. પછી ભૂખ હોય કે ન હોય, તેની સાથે તેઓને કંઇ પરવા હોતી નથી. વડીલોની આ તરફ નજર હોતી નથી. છોકરૂં ખાઇ રહ્યું હોય, ગણેશના જેવું પેટ લઇ ઉઠયું હોય, તેવામાં બીજું કોઇ જમવા બેસે તે તેને બોલાવી પોતાના ભાણામાંથી બે કોળીઆ ભરાવી સ્નેહ બતાવે છે. આમ બાળક નાનો ભાઈ, મોટો ભાઇ, વચલો ભાઇ વગેરે બધાની સાથે ખાવા બેસે છે. પોતાનું પેટ કેટલું વજન ઉપાડી શકે તેમ છે એ વાત એ બિચારાંથી તો અજાણી હોય છે અને સ્નેહાળ મોટેરાં તો તેને ખવરાવીને જ સુખી થાય છે. બાળકની પાચનશક્તિને પણ હદ હોય છે તે તરફ તેઓનું લક્ષ જ હોતું નથી.

**બાળકોને દૂધ પીવરાવવું**

અમે એકાદ બે મોટા માણસોના કુટુંબમાં એવું બંધારણ પણ જોયું છે કે છોકરાંઓને ભોજન માટે અમુક વખત બાંધી આપ્યો છે અને તે સાથે દરેક કેટકેટલું ખાવું તેનું પ્રમાણ પણ નક્કી કરી આપ્યું છે. આ નિયમ કે પ્રમાણ તે કુટુંબમાં બાળકો સહેજમાં વેગળે મૂકી શકતાં નથી. જે કોઇ ઘેર આવે તેની સાથે વગર વિચારે ગેલ કરવી એ જેમ ઉચિત નથી, તેમ નક્કી કરેલા ખોરાક સિવાય ઘેર આવનાર જે કંઈ લાવે તે ખાવું જ જોઇએ એવો નિયમ ન જ હોવો જોઇએ. ઘણી માતાઓ દૂધ પીવરાવતી વેળા બાળકની પાચનશક્તિ તરફ લગારે લક્ષ આપતી નથી. તેઓ રૂદન કરતાં બાળકના ગળામાં જોરજૂલમથી દૂધ રેડે છે. તે વખતે બાળકનું રૂદન જેમ જેમ વધતું જાય છે, તેમ તેમ તેનો દૂધ પીવરાવ-

વાનો આગ્રહ પણ વધતો જાય છે. આ પ્રકારનું મહાયુદ્ધ કદી વખાણી શકાય નહિ. અવશ્ય, એવાં પણ છોકરાં હોય છે કે જેઓ સહેલાઇથી દૂધ પીતાં નથી. પરન્તુ છોકરાંને સુધારવાની અને તેને નવી ટેવ પાડવાની શક્તિ માતામાં હોય છે એ વાત અમે કદી નાકબુલ કરી શકીએ તેમ નથી. ઘણી વેળા એવું બને છે કે આ પ્રમાણે જોરજૂ-મથી દૂધ પીવરાવતી વેળા છોકરૂં દાંત બીડી દઇ દૂધ પીવરાવવાનો રસ્તો બંધ કરે છે. પરિણામે બધું દૂધ મોંમાંથી બહાર નીકળી કાનમાં પેસે છે. બાળકોના કાનના રોગની ઉત્પત્તિ આવી રીતે થાય છે. માટે તે વખતે દૂધ કાનમાં ન જાય તેવી અગાઉથી ગોઠવણ કરવી જોઇએ. એકાદ ટુવાલ અગર રૂમાલ વડે અનાયાસે એ કામ પાર પાડી શકાય તેમ છે. મધુર અવાજે ગીત ગાઇને અથવા બીજી કોઇ રીતે બાળ-કને આનંદ પમાડીને દૂધ પીવરાવવાનું કામ શરૂ કરી શકાય તો ઘરમાંનો આ મહાન છતાં નકામો કલરવ નાશ પામશે. બાળકો પાસે આવા નકામા બરાડા જેમ બને તેમ ઓછા પડાવાય એ જ સારૂં છે. એક માણસે વાત કરી હતી કે ' અમારી પોળમાં એક માણસ રહે છે. તેને એક દિવસ મેં એવા બરાડા પાડતો સાંભળ્યો કે 'હાથ વાળ, સીધો લે, વાંકો કર. ' આવા વિચિત્ર અવાજ વારંવાર થવાથી મને તથા પાડોશીઓને ભારે નવાઇ લાગી. અમે વારંવાર થતા આવા બરાડા સાંભળી બીના શું છે તે જાણવા માટે પેલા ભાઇને ત્યાં દોડયા અને પૂછવા લાગ્યા કે ' ભાઇ આટલું બધું છે શું ? ' પેલો માણસ તો અમને બધાને જોઇ બહુ જ શરમાઇ ગયો અને બોલ્યો ' ભાઇઓ, એ તો કંઈ નથી. છોકરાને જરા ' ક ' શીખવું છું. ' છોકરાંને ઉદ્દેશી આવા બરાડા પાડવા એ સારૂં નથી કેટલીક વેળા છોકરાંને દૂધ પીવરાવવાનું કામ આઠ કે નવ વર્ષની છોકરી પર નાખવામાં આવે છે. અગર દાસીને એ કામ સોંપી માતા નિશ્ચિંત થાય છે. આવી વ્યવસ્થા કરી હોય છતાં માતાએ એટલું તો દરરોજ

તપાસવું જોઇએ કે બાળકને દૂધ વધારે પ્રમાણમાં તો પીવરાવવામાં નથી આવતું કે પીવરાવતી વખતે કાનમાં તો નથી જતું! કોઇ કોઇ વેળા લોટીમાંનું દૂધ કોઇ અજાણ્યા કારણથી બગડી જાય છે. કદાચ લોટી સાફ થઇ ન હોય તો તાજું દૂધ બગડી જાય છે અથવા એવાં બીજાં કોઇ કારણથી દૂધ બગડયું હોય તો તેની ખાત્રી દૂધ પીવરાવ્યા પહેલાં કરી લેવી જોઇએ. જો માતા જાતે બાળકને દૂધ ન પાઇ શકતી હોય તો તેણે આવી સાવચેતી રાખ્યા બાદ બીજાંને તે કામ સોંપવું.

**બાળકોને શિક્ષા કરવી**

અમે બાળપણમાં માતાના હાથની કેટલીય લાતો ખાધી છે. અત્યારે એ લાતોની મીઠાશ યાદ આવે છે. ઘણાં માણસો આ પ્રમાણે બાલ્યાવસ્થામાં માતાનો પ્રસાદ મેળવી ધન્ય થયાં હશે. જેઓ બાળપણથી નમાયાં બન્યાં છે, જેઓને આવો લ્હાવો મળ્યો નથી તેઓ ખરેખર કમનસીબ છે! જેમ કોઇ સાધુ પુરુષ ભગવાનની કૃપા પ્રાપ્ત કરી માને કે તેણે મારા પર જે કંઇ દુઃખ નાંખ્યું છે તે મારા સુખને માટે જ છે તેમ માતાની લાતો યાદ આવતાં અત્યારે માબાપ વિનાનાં માણસોને તેની દયા જ યાદ આવે છે. છતાં અમે સ્પષ્ટ શબ્દોમાં જણાવીએ છીએ કે બાળકોને મારવાં એ સારૂં નથી. કોઇ કોઇ માબાપો તો એકાદ વર્ષનાં બાળક પર પણ હાથ ઉગામતાં અચકાતાં નથી. અવશ્ય, માતા બહુ જ ન કંટાળે ત્યાંસુધી એવું પગલું લેતી નથી. માતાને વાત્સલ્ય રાખવાની શીખામણ આપવી એ એક જાતની ગાંડાઇ છે; પરંતુ દૂધપીતાં છોકરાં પર હાથ ઉપાડવો એના જેવી નિષ્ઠુરતા કલ્પનામાં પણ આવી શકતી નથી. જન્મ્યા બાદ તરતજ જેની પીઠ પર આવી રીતે છૂટે હાથે મારપીટ થાય છે, તે છોકરાંઓનો સ્વભાવ તદ્દન બગડી જાય છે. જેમ જેલમાં જઇ આવેલા કેદીના મનમાંથી જેલનો ભય

જતો રહે છે, તેમ બાળકને મારપીટ સહી ગઇ હોય તો તે એ વસ્તુની બીક રાખતું જ નથી. ટુંકામાં કહીએ તો બાળકના શરીર પર હાથ ઉપાડવો એ કોઇ પણ રીતે યોગ્ય નથી જ. ઘણી વેળા એમ કરવા જતાં માબાપ કાયમનો પ્રશ્ચાતાપ વહોરી લે છે. એક માણસને અમે જાણીએ છીએ. એક દિવસ તેણે બહારથી આવી જોયું કે છોકરો ફળીમાં પડયો પડયો રડે છે. બહારની ઉપાધિથી તેનું ચિત્ત કંટાળી ગયું હતું, ત્યાં ઘરનો આ બનાવ જોઇ તેને બહુ ગુસ્સો ચઢયો. તેણે સોટી લઇ એ બચ્ચા પર ચલાવી. પરિણામે બાળકની આંખ ફૂટી ગઇ. એ માણસે પછીથી પશ્ચાતાપ કરતાં અમને લખી જણાવ્યું હતું કે 'જો મારો જીવ અગર આ બે આંખો લઇ કોઈ એની એ આંખ સાજી કરી શકે તો હું તેનો ગુલામ થઇ રહું.' આમ બાળકને શિક્ષા કરવાથી તેને કદાચ બહુ નુકસાન ન થાય તો પણ માબાપના મનમાં આવો પ્રશ્ચાતાપ રહી જાય છે. શરીર પર પાંચે આગળાં ફૂલી ઉઠયાં છે, છતાં બાળક માર મારનારી માતાનું મોં જોઇ પોતાના તાજા ફૂટેલા દાંત બતાવતું હસ્યા કરે છે; એ દૃશ્ય જોઈ માતાનું મન કેવું વ્યથા પામે છે તે બધાં સમજી શકે તેવી વાત છે.

બાળકના મનમાં જો પ્રેમથી ઉપજતો ભય હોય તો જ તેની ઉન્નતિ થાય છે. એવી અનેક માતાઓ છે કે જે આંખના ઇસારાથી માર કરતાં પણ વધારે સારી રીતે બાળકોને સુધારી શકે છે. આવી શક્તિવાળી કોઇ માતાએ પોતાના ચાર વરસના બાળકને કોઇ ગુના સબબ નજીવી લાત મારી હતી. છોકરો આ લાત ખાઈ ભયથી ધ્રુજી ઉઠયો હતો અને પાટ નીચે જઈ મુડદાની માફક પડયો રહ્યો હતો. ત્યારબાદ તેની માએ જ્યારે તેને હાથ પકડી બહાર ખેંચ્યો, ત્યારે તે તેના મોં સામું ન જોતાં માના ખોળામાં મોં છુપાવી રડી પડયો. આથી ઉલટું એવી કેટલીએ માતાઓ પણ છે કે જે છોકરાંને લાકડી વડે

નિષ્ઠુરપણે મારે છે છતાં છોકરાં તેનાથી ડરતાં નથી. તે જેમ જેમ વધારે માર ખાય છે, તેમ તેમ બગડતાં જાય છે. આવી માતાઓ ઘણી વેળા દુઃખથી બોલે છે કે 'આથી તે વધારે શું કરૂં! એને મેં એટલો તો માર્યો છે કે કેવળ જીવ જવો જ બાકી રહ્યો છે. તમે તે વખતે હાજર હોત તો એ બધું નજરોનજર જોત! આટલું કર્યા છતાં તે સુધરતો નથી.' અમે આમ કહેનાર માતાઓને કહીશું કે માતાઓ, છોકરાં સુધારવાનો એ ખરો માર્ગ છે જ નહિ. આપ રસ્તો ભૂલ્યાં છો. માતાના હાથમાં છોકરાંને સુધારવાનું એક અમોઘ અસ્ત્ર છે અને તે માતૃસ્નેહ છે. આપ તે તજી માસ્તરપણું કરવા નીકળ્યાં છો. એ રીતે તો નેતરની સોટી ઘસાઈ જશે છતાં છોકરાંને કંઇ જ ફાયદો નહિ થાય. આપના હાથની આંગળીઓ દુઃખશે, પરંતુ છોકરાંની વ્યથા સમજવાની શક્તિ તદ્દન બુઠ્ઠી બની જશે. જે છોકરાંનો હંમેશાં તિરસ્કાર કરવામાં આવે, જેને હંમેશાં 'તું કંઇ કામનો નથી' એમ કહેવામાં આવે, તેના સ્વમાનનો પાયો ખવાતો જાય છે; તે છેવટે નાના નાના ગુનાઓમાંથી મોટા ભયંકર ગુનાઓ કરતાં શીખે છે.

મૂળ વાત એ છે કે જેને ન્યાય તોળવો હોય તેની પ્રથમ ન્યાયબુદ્ધિ શાંત થવી જોઇએ. છોકરાંને મારતા પહેલાં તેણે પોતાના મન તરફ લક્ષ આપવું જોઇએ. જો તે વખતે તેને જણાય કે તે પોતે ગુસ્સે થએલ છે તો તેણે કદી છોકરાંના શરીર પર હાથ ઉપાડવો નહિ; કારણ કે તે વખતે તે પોતે જ ગુનેગાર બનેલ છે. તે બીજાનો ન્યાય તોળવાને અયોગ્ય બનેલ છે. જો તે ગુસ્સે થએલ ન હોય, કેવળ છોકરાંનું હિત જ તેનું લક્ષ્ય હોય, ત્યારે તે મિષ્ટ કે કટુ જે કંઇ ઉચિત લાગે તે વર્તણુક ચલાવી શકે છે. ક્રોધ કરવાથી એવી એકાદ લાગણીને વશ થઈ જવાય છે કે જેને આંખકાન નથી; એવો પશુભાવ ગ્રહણ કરી બાળકને શિક્ષા કરવા જતાં તે શિક્ષાનો ઉદ્દેશ કદી સફળ થવાનો નથી.

ઘણાં બાળકો શિષ્ટાચાર શું છે એ જાણતાં નથી. તેના પિતાનો કોઇ મિત્ર, સંબંધી કે બહારનો કોઈ માણસ ઘર બહાર ઉભો ઉભો બોલાવે છે, બાળકને તેના બાપ વિષે અગર બીજી કોઇ બાબત વિષે પ્રશ્ન પૂછે છે, પણ તે તેના તરફ લક્ષ આપતું નથી; અથવા અર્થશૂન્ય દષ્ટિથી તેના તરફ એકાદ વાર નિહાળી કંઇ સંબંધ વિનાનો જવાબ આપે છે. છોકરાં વિનયી બને ને માણસાઇની રીતે વર્તે એ તરફ માબાપે ખાસ ધ્યાન આપવું જોઇએ. બહારનું કોઇ આવે તો બાળકે તેની માનપૂર્વક વાત સાંભળવી અને જો કંઇ પ્રશ્ન પૂછવો પડે તો 'આપને કોનું કામ છે?' એ પ્રમાણે માનપૂર્વક પ્રશ્ન પૂછવો. કોઇ પણ માણસનું નામ પૂછવું એ સારૂં ન ગણાય. તો પણ બાળક આ પ્રમાણે પૂછી શકે કે 'આપને વિષે હું મારા પિતાને શું કહું?'

**શિષ્ટાચાર**

ઉંમરમાં મોટા માણસો પ્રત્યે અગાઉ જે માન દર્શાવવામાં આવતું તે આજકાલનાં છોકરાં દર્શાવતાં નથી. અગાઉ મેટ્રિકમાં પાસ થએલો માસ્તર વિદ્યાનું નાવ ગણાતો અને કંઇ પણ વાત પૂછવી હોય તો છોકરો ભારે વિનય અને ભય રાખી પૂછતો. અત્યારે એ જ ધોરણના છોકરા એકાદ એમ. એ. થએલા શિક્ષકના જ્ઞાનની ચર્ચા કરે છે. કદાચ વર્ગમાં જ એ બાબતની ચર્ચા શિક્ષક સાંભળે એવી રીતે કરવામાં બહાદુરી માને છે. વિનયના આ અભાવથી આપણી સામાજિક શૃંખલા તદ્દન નષ્ટ થતી જાય છે. આધુનિક જમાનાના છોકરાઓની અકાલપકવતા, બધી બાબતની ચર્ચા કરવાની વૃત્તિ, પોતાની બુદ્ધિના અંકુરો ફૂટયા પહેલાં બુદ્ધિમાન અને સર્વમાન્ય પ્રવીણ વિદ્વાનોની ચોટલી પકડવાની ઇચ્છા, આ બધાં કુલક્ષણો સમાજમાં બહુ મોટા પ્રમાણમાં દેખાવા લાગ્યાં છે. ધર્મપ્રતિ ઉદાસીનતાને લીધે મોટા પ્રત્યેની શ્રદ્ધા દહાડે દહાડે કમતી થતી જાય છે, તથા છોકરાં ઉદ્ધત બનતાં જાય છે. અમે અહીં ઉપદેશક થવા માગતા નથી, પણ કેવળ

એટલું જણાવીએ છીએ કે બાળક પ્રથમ માબાપને બારણે આવી ઉભું રહે છે. તેનું ચારિત્ર ઘરમાં ઉત્તમ રીતે ઘડાય તો ઘર બહાર પણ ઉત્તમ જ રહેશે. આ જગાએ લક્ષમાં રાખવાનું છે કે કેવળ ઉપદેશની વાતો કહેવાથી ચારિત્ર ઘડાવાનું નથી. આંખ પર ચશ્મા લગાડી, દાઢી હલાવતાં હલાવતાં ચાણાકય નીતિના શ્લોકો બોલનારને જોઈ ઘણી વેળા બાળકોનો પ્રાણ ચમકી જાય છે. આવી રીતે ભય બતાવી બાળકને નીતિને રસ્તે ચલાવવુ એ એક જાતની વિડંબના માત્ર છે. બાળક જે જે સ્થળે વ્યવહાર અને ચારિત્રની ભૂલ બતાવે, તેને તે જ સ્થળે ખરો માર્ગ બતાવી આપવાથી જ તેના પર ખરો ઉપકાર કર્યો ગણાશે.

**દીવાસળીની રમત**

ઘણાં કુટુંબોમાં બાળકો દીવાસળી લઇ રમે છે. છોકરાના હાથમાં દીવાસળી આપવી અને મૃત્યુબાણ આપવું એ બંને બરાબર છે. અમારો એક નિકટનો સંબંધી છોકરાને રોજ દીવાસળી ખરીદવા એક પૈસો આપતો. તે છોકરો કપડાં પહેરી દીવાસળીની પેટી હાથમાં લેતો અને તે સળગાવી ફૂંક મારી હોલવતો. દીવાસળીને હોલવાઇ જતી જોઇ તેના મુખ પર હાસ્ય તરવરતું અને તે જોઇ તેનાં માબાપ આનંદથી ઘેલાં બની જતાં. એ છોકરાનું છેવટ કઇ રીતે આવ્યું તે કહેવાની જરૂર નથી. 'બાળકને અમે પોતે સળગાવી માર્યું" કહી જ્યારે તેનાં માબાપ રડવા લાગ્યાં, ત્યારે તેનો પશ્ચાતાપ અને શોક પત્થરને પણ પીગળાવી નાખે એવો જણાતો હતો. બાળક જો છજા પર ચાલે કે લોઢાના સળિયાની વાડ પર ચઢે તે વખતે જો આપણને બળજોરથી પણ તેને તેમ કરવાની ટેવથી અટકાવવાની જરૂર જણાય તો અવશ્ય સખત થઇને પણ તેની એ ટેવ સુધારવી. તેમ નહિ કરવામાં આવે તો એક વખતે આખું કુટુંબ રૂદન સાગરથી રેલાઇ જશે. દીવાળીના દિવસોમાં ઘણાં છોકરાં ફટાકા ફોડતાં કે બાજી

છોડતાં મૃત્યુ પામે છે; તે દિવસે તેના વડીલોએ ખાસ સાવચેત રહેવું ઘટે.

બાળકો ઉપર જ ભવિષ્યમાં સંસારની જવાબદારી આવી પડવાની છે: તેઓ જ ભવિષ્યમાં સમાજના નેતા, ન્યાયાધીશ, શિક્ષક કે ધર્મગુરુ થવાનાં છે; એના તરફ બેદરકારી રાખવી એ ઉચિત નથી. તેઓ કેવળ માબાપની પ્રીતિમાં નહાવા માટે જ આ સંસારમાં અવતર્યાં નથી. તેઓને તો દુનિયાની રંગભૂમિ પર જઇ જે પાઠ ભજવવાનો છે તેની તૈયારી માબાપના ઘરના આંગણામાં જ કરવાની છે. જે ભયંકર શત્રુતા અગર લોભને લીધે પૃથ્વી મનુષ્યના લોહીથી રંગાઇ જાય છે, એ નિષ્ઠુરતાની દીક્ષા બાળક માના ખોળામાં બેઠું બેઠું લઇ રહ્યું હોય છે. વળી જે પુણ્યથી અસીમ સ્નેહના બદલામાં શૂળી પર ચડી વીંધાતા છતાં સાધુ ક્ષમાવૃત્તિ દાખવી બોલે છે કે 'હે પિતા! જેઓ મને મારે છે, તેને તારાં અજ્ઞાન સંતાનો માની માફ કરજે.' તે કેળવણી પણ બાળકને માતાની કરૂણ દૃષ્ટિ અને તેનો ક્ષમાપૂર્ણ વ્યવહાર જ શીખવે છે. માતા બાળકની આ લોક અને પરલોકની સહાયક છે.



# પ્રકરણ ૪ થું

## અવિભક્ત કુટુંબ

આધુનિક જમાનામાં અવિભક્ત કુટુંબનો આદર્શ તૂટતો જાય છે. એ જુની સંસ્થાનો પાયો અત્યારે ડગમગવા લાગ્યો છે.

**દેશી સમાજ**

પરંતુ તોડવું સહેલું છે, રચવું કઠણ છે. આપણાં અવિભક્ત કુટુંબ આપણા સમાજના અનેક અભાવો પૂર્ણ કરતાં. એ સંસ્થા તૂટી પડતાં એ અભાવો શા વડે પૂર્ણ કરીશું ? ધારો કે ૫૦ રૂપીઆ કમાતો એક કારકુન પોતાનાં મોટાં કુટુંબની જવાબદારીમાંથી છૂટવાનો સંકલ્પ કરી સ્ત્રી પુત્રાદિ લઇ જુદો થયો. હવે જો તેની સ્ત્રી તંદુરસ્ત નહિ હોય તો રસોઇ કરવા માટે માણુસ પણ રાખવું પડશે. આવી અડચણુ તેને વરસમાં એકાદ બે વાર નહિ પણ વધારે વખત આવશે. કારણુ કે આપણા હિંદુસ્તાનમાં માણુસોની પાછળ દુઃખો તો લાગ્યાં જ છે. આવી સ્થિતિમાં તેની આવક નોકરચાકર કે રસોયાનો પગાર આપવા પુરતી થઇ પડશે નહિ. તે ઉપરાંત ઘરનો ખર્ચ, દાકતરની ફી અને દવાના પૈસા ઇત્યાદિ તો હોય જ. આ બધું પોતાની આવકમાંથી ભાગ્યે જ નીકળી શકે.

વિલાયતમાં વિભકત કુટુંબની પ્રથા છે ત્યાં લોકો સ્ત્રી પુત્રાદિ લઇ સ્વતંત્ર રહે છે. ત્યાં મોટી મોટી ઇસ્પિતાલો છે. પ્રસૂતિ પહેલાં મોટા મોટા માણુસો પણ પોતાની સ્ત્રીને ત્યાં મોકલી દે છે. ત્યાંથી સ્ત્રી સંપૂર્ણ તંદુરસ્ત બન્યા પછી તંદુરસ્ત સંતાનને લઇ પાછી આવે

છે. સ્ત્રી, પુત્ર, કન્યા કિંવા પોતાની માંદગીમાં પણ આજ રીતે ઇસ્પિતાલનો આશ્રય લેવામાં આવે છે. આ બધી ઇસ્પિતાલો પણ સર્વાંગસંપૂર્ણ હોય છે. તેમાં રહેવાની, દવાની, સારવારની, ખાવા પીવાની, એવી સુંદર વ્યવસ્થા હોય છે કે મોટા મોટા ધનવાનોના ઘરમાં પણ તેટલી વ્યવસ્થા ન હોઇ શકે જ્યાં સુધી તંદુરસ્તી જળવાઇ રહે ત્યાં સુધી ઘર ને માંદા પડાય એટલે ઇસ્પિતાલ. આવી ત્યાં ગોઠવણ કરેલી હોય છે. ત્યાં માબાપ પથારી પાસે બેઠાં બેઠાં છોકરાંની સારવાર કરતાં નથી. તે કામ કેળવાએલી ધાત્રી અગર દાકતરો ઉપર જ નાખવામાં આવ્યું હોય છે.

ઘરની બહાર આવી વિશાળ તૈયારી હોવાથી જ એ લોકો સ્વજનોને છોડી સ્ત્રી પુત્રનું જ કુટુંબ બાંધી સંસાર ચલાવે છે. વિપત્તિની વેળાએ તેને કંઇ અડચણ પડતી નથી.

આપણે સંયુક્ત કુટુંબનો આશ્રય તો તજ્યો, પરંતુ વિપત્તિની વેળાએ આપણે માટે કંઇ સાધન નથી. ધર્માદા ઇસ્પિતાલમાં બાળકને મોકલવા માટે કયું કુટુંબ તૈયાર થાય તેમ છે? જેઓ સદા ઘૂમટામાં મુખ છુપાવે છે, મોટેરાંના પગરવ સાંભળી ખુણામાં જઇ ભરાઈ બેસે છે, તેઓ પ્રસૂતિ વેળા ઇસ્પિતાલમાં જવા તૈયાર થશે? આપણા દેશના દરેક ગામમાં આવી સગવડ છે ખરી? જે પુષ્કળ દ્રવ્ય ખરચી આવી મોટી ઇસ્પિતાલો જનસાધારણના પ્રયત્નથી કરવામાં આવે છે, તે આપણા દેશમાં કોઇ પણ કાળે પુરતા પ્રમાણમાં થશે એમ અત્યારે તો અમને લાગતું નથી.

આમ હોવાથી જ આપણાં કુટુંબમાં સ્ત્રી પુત્ર સિવાયનાં બીજાં કુટુંબીજનોનું પણ સ્થાન છે. તેઓમાંનાં કોઇ કામગરાં હોતાં નથી. કોઇ વળી કામ જ કરતાં નથી. કોઇ ગંજીફાનાં પાનાં કૂટયા કરે છે. કોઇ રમતગમતમાં દિવસો ગાળે છે. દૂરની સગી અનાથ વિધવા બાઈ તેની વિવાહ યોગ્ય કન્યાને લઈ ઘેર આવી રહી હોય છે. તેને

માળા ફેરવતાં નવરાશ જ મળતી નથી કોઇ વેળા કુટુંબ કંકાસ વખતે તે તેમાં પાણી રેડે છે તો કોઇ વેળા ઘી હોમે છે. આમ હોવા છતાં જ્યારે ગૃહિણી માંદી પડે છે ત્યારે તે એકલી એક સો જેવી બની બધું કામ માથે ઉપાડી લે છે. જેઓ મોજમજામાં દહાડા ગુજારતાં હતાં તેઓ પણ આ વખતે અરધી રાતના ઉજાગરા કરે છે. મધરાતે દાકતરને બોલાવવા દોડે છે, પથ્યાદિ લાવે છે, દવા લાવે છે. ટુંકામાં આજ્ઞાંકિત નોકરની માફક તેઓ સેવા બજાવે છે. કુટુંબમાં કોઇ મરણ પામ્યું હોય તો તેના સંસ્કાર વિધિ પણ આવાજ લોકો કરે છે.

**કામ ન કરનારાંનું કાર્ય**

વિપત્તિના સમયમાં જ આવા લોકોની મહત્તા સમજાય છે. ઘણા પૈસા ખરચ્યાં છતાં જે વ્યવસ્થા ન થાય તે વ્યવસ્થા આ લોકો વિના પૈસે કેવળ નિઃસ્વાર્થ ભાવે કરે છે. આ લોકદ્વારા સમય આવ્યે જે મદદ મળે છે, તેના બદલામાં તેને માટે કરવાનું ખર્ચ અતિ સામાન્ય હોય છે.

આમ હોવાથી આપણે માટે સંયુકત કુટુંબની જરૂર છે. આ બાબતનો કોઇ પણ રીતે અસ્વીકાર થાય તેમ નથી. અમે અહીં પૈસાદાર માણસો વિષે લખતા નથી. તેઓ તો પૈસા વડે બધી સગવડ પ્રાપ્ત કરી શકે છે. તેઓ સંયુકત કુટુંબનું બંધન ન સ્વીકારે તો પણ ચાલે તેમ છે. પરંતુ મધ્યમ સ્થિતિના માણસોને માટે એ સિવાય બીજો કયો રસ્તો છે? સંયુકત કુટુંબ તોડવાની વૃત્તિમાંથી એવું પરિણામ આવ્યું છે કે કોઇ કોઇ પોતાના ભાઇભાંડુને તજી શ્વસુર પક્ષનાં સગાંઓને પોતાના કુટુંબમાં ભેળે છે અને તેમ કરી પોતાને સ્વતંત્ર માને છે. આવી સ્થિતિ જો વધારે સુખદાયક નીવડતી હોય તો તેમાં શું નુકસાન છે? ફેરમાત્ર એટલો જ કે તેમાં એક રીત નહિ તો બીજી રીતે સંયુકત કુટુંબના પાયા નખાય છે; છતાં માબાપ સાથે સંબંધ રાખતાં કુટુંબીજનોનો આપણા

પ્રત્યે જે સ્વાભાવિક સ્નેહ હોય છે, તેટલો સ્નેહ શ્વસુર પક્ષના લોકો આપણા પ્રત્યે રાખે એ સંભવિત નથી. માટે સંયુક્ત રહેવું જ હોય તો પછી પોતાનાં કુટુંબીજનો સાથે જ રહેવું એ વધારે સુખપ્રદ છે. તેથી આપણા કુટુંબની આબરૂને નુકસાન થતું નથી અને વંશગત સ્વભાવ પણ વશંપરંપરા જળવાઇ રહે છે.

**સંયુક્ત કુટુંબનાં દુઃખડાં**

અમે આ સંબંધમાં અત્યાર સુધીમાં જે કંઈ લખ્યું છે તે આર્થિક લાભહાનિના હિસાબે જ લખ્યું છે પરંતુ આ વ્યાપારની એક સાત્વિક બાજુ પણ છે. ઘણાં કુટુંબીજનો સાથે એકત્ર રહેવાથી જે આત્મત્યાગ, ક્ષમા, અને ઉદારતા રાખવી પડે છે તેથી મનુષ્ય ઉન્નત થાય છે અને ભગવાનથી વધારે નજીક જતો જાય છે. કોઇ કોઇ સંસાર ભોગ માટે હોય છે તો કોઇ કોઇ સંસાર ત્યાગ માટે હોય છે. કેવળ પતિપુત્રાદિ સાથે જેઓ સંસાર ચલાવે છે તેઓ ત્યાગશીલ થઇ શકતાં નથી એમ અમારું કહેવું નથી. પરંતુ સંયુક્ત કુટુંબ જ એ ત્યાગનું ખરૂં ક્ષેત્ર છે. જ્યાં ત્યાગ નથી, ઉચ્ચ ધર્મભાવ નથી, ત્યાં કોઇએ સંયુક્ત કુટુંબ જાળવી રાખવાનો નિષ્ફળ પ્રયાસ કદી ન કરવો. અમે એવું પણ જોયું છે કે એક જ મકાનમાં માતાપિતા જુદે ચુલે રાંધી ખાય છે, અને છતાં કલહને લીધે તેઓને વારંવાર ઉપવાસી રહેવું પડે છે. તેમનો મોટો પુત્ર પોતાની સ્ત્રી તથા સંતાનો સાથે એક બીજા ઓરડામાં રાંધી ખાય છે. વચલા પુત્રનો ચુલો પણ જુદો જ છે, છતાં આ આખા કુટુંબમાં દરરોજ લોહી રેડાય એવો કજીઓ ચાલ્યા જ કરે છે. કોઇ વખતે એક ભાઇની દાસી બીજા ભાઇના ઘરની ખાવાપીવાની કે ઉઠવા બેસવાની રીત બાબત વાત કરે છે કે તરત એ ભાઇ આવી તેના માથા પર પ્રહાર કરી તેને લોહીલુહાણ કરી નાખે છે. તરત જ મકાન પોલીસનાં માણસોથી ઉભરાઇ જાય છે. બધાંની જુબાની લેવાય છે. અવિવાહિત નાનો ભાઇ કોઇ વખતે મોટા ભાઈની નિંદા કરી વચલા

ભાઇને પ્રાણપ્રિય થઇ પડે છે અને તેના કુટુંબમાંથી થોડુંઘણું અન્ન પામે છે. કોઇ વખતે અચાનક વચલી ભોજાઈના એકાદ દોષનું સર્વ સમક્ષ કીર્તન કરતાં તે ક્ષમાશીલ મોટા ભાઇને પ્રિય થઇ પડે છે અને તેનો હાથ પકડી મોટાભાઇ કહે છે કે ' ભાઇ, તું ત્યાં શા માટે ખાય છે ? હવેથી અહીંજ જમજે.' કોઇ વખતે વળી તે જ નાનો ભાઇ સત્ય વાત કહેવા જતાં બંને ભાઇઓને અકારો થઇ પડે છે અને નાવિક વિનાના વહાણની પેઠે ફરતો ફરતો માબાપને આશરે આવી રહે છે. ભોગજોગે કોઇ સંબંધી એ મકાનમાં જઇ ચડે છે તો મહા વિપત્તિ ઉભી થાય છે. તેને માટે પ્રથમ તો એજ પ્રશ્ન ઉભો થાય છે કે કોને ઘેર જમવું ? તે જે ઘરનો મેમાન થાય તે ઘરમાંથી તેને બીજાના કુટુંબની લજ્જા ઉપજાવે તેવી નિંદા સાંભળવી પડે છે. એવી નિંદા સાંભળવા માટે નોકરચાકર તો કાન માંડી જ રહ્યાં હોય છે. તેઓ તરત જ વાત યોગ્ય સ્થળે પહોંચાડી દે છે. પરિણામે એ સંબંધીના આગમનને લીધે એક મહાભારત સળગી ઉઠે છે અને ગંગા નદીનું બધું પાણી પણ એ સમરાનલને બુઝાવવા માટે સમર્થ થઇ શકતું નથી. એક કુટુંબમાં ૭૦ વર્ષના વૃદ્ધ પિતાનો હાથ તેના ૩૫ વરસના પુત્રે એવા જોરથી કરડી ખાધો કે પિતાને તે માટે કોરટે ચઢવું પડયું અને પુત્રે ક્ષમાપત્ર લખી ભર કોરટમાં સર્વજન સમક્ષ વાંચી સંભળાવી મુક્તિ મેળવી. કોરટમાંના શ્રોતાઓની મશ્કરી અને હાસ્યનું કારણ આવશને લીધે પિતા કે પુત્રમાંના કોઇ સમજી શકયા નહિ.

**સંયુક્ત કુટુંબ ક્યાં સંભવિત છે ?**

અમે સંયુક્ત કુટુંબના પક્ષપાતી છતાં જયાં નૈતિકવ્યાધિ આવો પ્રબળ હોય અને જયાં રાત દહાડો આવા નાટકીય બનાવો ભજવાતા હોય, ત્યાં એકત્ર રહેવાની સલાહ કદી આપીશું નહિ. અમે અગાઉ જણાવ્યું છે કે જયાં મનુષ્યત્વનો વિકાસ થયો હોય, જયાં ક્ષમા અને ત્યાગ

સંસારને શોભાવતાં હોય, ત્યાં જ અવિભક્ત કુટુંબનાં શુભ ફળો દૃષ્ટિગોચર થાય છે. જેઓ પોતાના સુખ કરતાં બીજાનું સુખ કઇ રીતે વૃદ્ધિ પામે તેનો વિચાર કરી શકે, જેઓ ક્ષમા અને દયાદ્વારા બીજાને પોતાનું કરી શકે, તેઓજ એકછત્ર તળે રહેવાને યોગ્ય છે. પ્રાચીનકાળમાં ધર્મબુદ્ધિના પ્રભાવથી સમાજના લોકો એ યોગ્યતા પ્રાપ્ત કરી શકતા. રામાયણ તે વખતે સમાજનો આદર્શ ગ્રંથ ગણાતો. પિતાના એક વચન ખાતર પુત્ર બધી સંપત્તિ તજી દેતો. ભાઇની સેવા કરતાં નાનો ભાઈ એમ જ માનતો કે મને અક્ષયસ્વર્ગની પ્રાપ્તિ થશે. માલીકને સંતોષ આપવો એથી વધારે મહાન કાર્ય નોકરને માટે બીજું હતું જ નહિ. આવી આવી વાતો તાલકરતાલના સ્વર સાથે ઝણઝણી ઉઠતી અને નાના પ્રકારના છંદદ્વારા તેને હૃદયગ્રાહી બનાવી કથાકાર શ્રોતાવર્ગના હૃદયમાં તે બધું ઉતારતો. ગામડામાં રામલીલા કરનારા આવી વાતોને ભજવી શ્રોતાઓનાં હૃદયને મૃદુ કરી મૂકતા. આથી જેમ ઝાડોની ઘટામાં આવેલું ઘર તેની છાયાથી સદા શીતળ રહે છે, તેમ ગૃહધર્મ પણ આ બધાના પ્રભાવથી સદા સ્નિગ્ધ રહેતો. અત્યારે એ પ્રભાવ નાશ પામ્યો છે. જે સૂત્રના બંધનથી કુટુંબી જનો સાથે એકાત્મ થઇ શકાતું હતું તે સૂત્રની દોરવણી ઉદાર ધર્મબુદ્ધિ સિવાય બીજું કોણ કરી શકે તેમ છે ?

પરંતુ આ આદર્શ જાળવી રાખવાનો આપણે પ્રયત્ન કરવો જોઇએ. આળસુપણાને આશ્રય ન આપીએ તો પણ સંયુકત કુટુંબ ઘણાં સ્વજનોના એકત્ર પ્રયત્નથી ખડું રહી શકે તેમ છે. પ્રાચીન ધર્મભાવ સાથે અત્યારના કર્મના આદર્શનો જો યોગ કરવામાં આવે તો ત્યાગના પાયા ઉપર રચાઇ અવિભકત કુટુંબ ફરીથી નવજીવન પ્રાપ્ત કરી શકે તેમ છે.

અત્યારે પણ હલકી વર્ણોમાં અવિભકત કુટુંબના ઉત્કૃષ્ટ ગુણો કોઇ કોઇ વેળા જણાઇ આવે છે. સ્વર્ગસ્થ

**આદર્શ અવિભક્ત કુટુંબ**

મહામહોપાધ્યાય દ્વારકાનાથ સેન કોઈ એક કુટુંબની દવા કરવા ગયા હતા. ત્યાં જઇ તેઓએ જોયું કે લગભગ સોએક માણસો એક ચુલે રાંધી ખાય છે. તેઓમાં કદી કજીઆટંટો થતો નથી. બધાં સાથે ખાય છે, સાથે પીએ છે અને એક જ જાતનો પોશાક પહેરે છે. તેઓની પ્રીતિ જોઇ વૈદરાજ બહુ ખુશ થયા. તે કુટુંબનો વડીલ ભોળાનાથ જેવો ઉદાર હતો. તેને પ્રથમ દૃષ્ટિએ તો વડીલ તરીકે કોઇ ઓળખી શકે તેમ હતું જ નહિ. કોણ જમ્યું ને કોણ નથી જમ્યું, કોને દવાની જરૂર છે અને કોને પૈસાની જરૂર છે, એ બધી બાબતની તજવીજમાં તે સવારથી સાંજ સુધી રોકાઇ રહેતો. બધાની મિલકત એક જ જગાએ રહેતી. તેનો ઉપરી વડીલ જ ગણાતો, છતાં તે પોતાના સુખની બીલકુલ પરવા રાખતો નહિ. વૈદરાજને એના જમાઇની સારવાર માટે બોલાવવામાં આવ્યા હતા. દરદીની પાસે એક નાની ઉંમરની સ્ત્રી બેઠી બેઠી તેની સેવા કરતી હતી. વૈદરાજે વડીલને પૂછ્યું, ‘ આ બેનને શું આપે બીજવર વેરે પરણાવી છે ? જમાઇની ઉંમર તો જરા મોટી જણાય છે.’ વડીલે કહ્યું, ‘હા. બીજવર તો ખરો જ તો.’ એટલું કહી તેણે ધીમેથી કહ્યું કે ‘ મારી દીકરી તો મરી ગઇ છે; પરંતુ જમાઇ લાંબો વખત થયાં મારા કુટુંબમાં રહે છે. અમે તેની માયા છોડી શકતા નથી અને તે પણ અમને છોડી જવા તૈયાર નથી. એ ખાતર મેં તેને ફરી પરણાવી અહીં જ રાખ્યો છે. તેની નવી સ્ત્રી સાક્ષાત લક્ષ્મીનો અવતાર છે. હું તેને મારી પુત્રી જ ગણું છું.’ આ વિપુલ સંસાર ચલાવવા માટે વડીલનો ઇસારો જ મૂળ મંત્ર રૂપ ગણાતો. જેમ કોઇ મોટા ઝાડને આધારે નાના નાના છોડવા ને વેલા વૃદ્ધિ પામે છે, તેમ આ એક જ માણસના ગુણને લીધે સોથી વધારે માણસો એકત્રતાના બંધનથી

બંધાઇ રહ્યાં હતાં, ઘણા કુટુંબી જનો એકત્ર રહે ત્યાં જે ત્યાગ અને પ્રીતિ જોવામાં આવે છે, તેનું ઝગઝગતું ચિત્ર આપણે આ દેશ સિવાય બીજે ક્યાં જોઇ શકીશું? પતિપત્ની સાથે રહેતા હોવા છતાં ઘણી વેળા કજીઆનાં ભોગ થઇ પડે છે. પિતાપુત્ર એકબીજાનું મોં જોતા નથી છતાં એક જ ઘરમાં રહે છે. આવાં દશ્યો જેમ અહીં વિરલ નથી, તેમ અવિભક્ત કુટુંબમાં પૂર્ણ ત્યાગ અને ધર્મભાવનાં દશ્ય પણ આપણે અહીં જોઇ શકીએ છીએ. આપણે એ બન્નેમાંથી કોનું અનુકરણ કરીશું? આપણે કોને તજી કોને પસંદ કરીશું? આપણે સદા સ્વાર્થમાં ડુબ્યા રહીશું કે નિઃસ્વાર્થી બનીશું? આપણે કેવળ આપણા ભોજન માટે તલસતા રહીશું કે બીજાને ખવડાવી તૃપ્ત થઇશું? આપણે આપણી જાતને કેવળ સ્ત્રીપુત્ર વચ્ચે વહેંચી દઇશું કે બૃહત સંસારની સેવામાં યોજી જીવનના પણ જીવનની સેવાને માટે યોગ્ય બનીશું?

**કર્તવ્ય શું?**

જો સામાજિક દુર્ગતિ એટલી બધી થઇ ચૂકી હોય કે જેઓ સહોદર છતાં સંસારમાં કોઇપણ રીતે એકત્ર બેસી જમી શકે નહિ, એકના દુઃખથી બીજું દુઃખી થાય નહિ, ભાંડુની સેવા સ્વીકારવા કરતાં ઇસ્પિતાલમાં જઈ રહેવાનું વધારે પસંદ કરે, દેવું કરી નોકરની સંખ્યા વધારે છતાં ભાઇઓની સેવા ન સ્વીકારે, ટુંકામાં કોઇપણ રીતે કોઇપણ સ્થિતિમાં એકત્ર રહેવાનું ન સ્વીકારે, તો તેને માટે જે નઠારૂં છતાં સારૂં છે તેની વ્યવસ્થા ભલે થાય. આ સંબંધમાં અમે બીજું શું કહી શકીએ?

**સ્વાર્થપરાયણતા**

સ્ત્રી વર્ગને અમારે એટલું જ કહેવાનું છે કે ઘણાખરા લોકો આ સંબંધમાં આપના ઉપર જ બધો દોષ ઢોળી દે છે. જો કમાતા ધમાતા પતિને બે ઘેર બેઠેલા ભાઈ હોય તો તે શું ગૃહિણીના સ્નેહથી વંચિત રહેશે? જેઓ જાતે અયોગ્ય છે, તેઓ પર સહેજ સ્નેહ બતાવવાથી તેઓ કેટલા બધા આજ્ઞાંકિત થાય છે! સંસારમાં પોતાના સુખ તરફ જે હદથી વધારે લક્ષ આપે છે, તેની પાછળ

દુઃખ ભટકતું જ ફરે છે. પોતાનાં બચ્ચાં જે ખાય અને પહેરે, તે જ ખોરાક ને વસ્ત્રો જો ભાઈનાં સંતાનો પણ પહેરશે અને બધાં સત્યવાદી, પરોપકારી અને ચારિત્રવાન થવાની કેળવણી મેળવશે તો તેઓ નક્કી સમાજના ભૂષણ રૂપ થઇ પડશે; એકાદ પેંડો પોતાનું છોકરૂં વધારે ખાશે અગર ગામડી ધોતલી ન પહેરતાં ઉંચી ધોએલી ધોતલી પહેરશે તેથી શું તેને ખરો લાભ થશે ? એ લાભને ખાતર તો ઇશ્વરે જેને ભાઇ બનાવી મોકલ્યો છે તેને ઘર તજાવવું પડશે. જેને જનની રૂપી ભગવતીએ એકત્ર બેસાડી પોતાના સ્નેહમય હાથ વડે એકજ થાળીમાંથી કોળીઆ ભરાવ્યા છે, તે શું રસ્તામાં રખડી ઉપવાસ કરશે ? અને આપણે શું નાના પ્રકારના સુસ્વાદુ ખોરાક વડે પેટ ભરીશું ? આવો તિરસ્કૃત સ્વાર્થ શું સારો છે ?

એટલું તો ખરૂં કે હાલના સમયમાં ઘણા લોકોને એક ચુલે ખવરાવવાની શક્તિ ઘણા લોકોમાં નથી. પરંતુ પોતાને ઘણાં છોકરાં હોય તો તેનો ત્યાગ કરવાને કોઇ તત્પર થાય છે ? તે પ્રમાણે જેઓને કંઈ આધાર નથી, દેવતાએ જેની સાથે આપણો સંબંધ બાંધી આપ્યો છે તેઓ પણ શું તજવા જેવી વસ્તુ છે ? આપણે પરિશ્રમ કરી કમાઇએ અને ધારીએ કે સંસાર અમે ચલાવીએ છીએ; પરંતુ સંસાર જેની કૃપા સિવાય ચાલી શકતો નથી, અને જે માણસ પોતાનો સ્વાર્થ તજી બીજાને માટે રૂદન કરે છે, તેના રૂદનથી ભગવાનનું આસન જરૂર હલમલે છે, અને એવી સ્થિતિમાં તે જાતે એ સંસારનો ભાર પોતાના હાથમાં લે છે.

**અવિભક્ત કુટુંબને અનુકૂળ કેટલાક નિયમો**

સંયુક્ત કુટુંબમાં જે દુઃખ અને ત્યાગ સહન કરવાં પડે તે કદી ગૃહિણીએ પતિના કાન પર ન લાવવાં જોઇએ. બધાં છોકરાંને સરખી નજરે જોવાની ટેવ રાખવી. બાળકો તો દુનિયાના ફિરસ્તા છે. તેઓના સંબંધમાં ભેદબુદ્ધિ રાખવી એ કદી ઉચિત ન ગણાય. અવશ્ય, પોતાનાં છોકરાં પ્રત્યે વધારે

સ્નેહ ઉપજે એ સ્વાભાવિક છે; પરંતુ એ ઉંડા સ્નેહ જાહેરમાં દર્શાવવાની જરૂર નથી. એ સ્નેહ કંઇ જાહેરમાં ન દર્શાવીએ તો ઓછો થઇ જતો નથી. માતૃસ્નેહના સમુદ્રમાં, ઓટનું નામ નથી. ઉલટું જાહેરમાં બધાં બાળકો પ્રતિ સમાન વ્યવહાર રાખવાથી તેઓ પરસ્પર પ્રેમના દૃઢ બંધનથી બંધાશે અને એકબીજાંને ધિક્કારતાં શીખશે નહિ. અગર એકને વધારે આદરમાન મળતું જોઇ મોઢું ચઢાવશે નહિ.

સંયુક્ત કુટુંબમાં રહેતાં કોઇ પણ માણસથી કંઇ ગુન્હો થઇ જાય તો તે બાબતની ચર્ચા ગુન્હો કરનારની ગેરહાજરીમાં કદી કરવી નહિ. સ્વાભાવિક રીતેજ ગુસ્સામાં જે કંઇ બોલાય તેમાં ઝાંઝ વધારે હોય છે; ત્યારબાદ તે વાત જો ત્રીજા માણસ પાસેથી અતિશયોક્તિમય બની ગુનેગાર માણસને કાને આવે છે તો મૂળ વાત રાઇના કણ જેટલી હોય તો પણ પર્વત સમાન બની જાય છે. આ માટે જેને કંઇ પણ કહેવું હોય તે તેને મોઢામોઢ કહેવું એજ સારૂં છે, ગુનેગાર માણસને સ્નેહપૂર્વક સમજાવી તેનો દોષ બતાવીએ તો તે જરૂર લજ્જા પામશે. પરંતુ તે જો એમ સમજે કે મારી વાત કરવા ખાતર મારી ગેરહાજરીમાં ટોળું મળ્યું હતું તો તે પોતાનો દોષ ભૂલી જઇ વધારે ગુસ્સે થશે. આ માટે જ સંયુક્ત કુટુંબના વહાણને સંસારૂપી સમુદ્ર ઉપર મજેથી તરાવવું હોય તો તેના સુકાનીએ કોઇની ગેરહાજરીમાં ચર્ચા રૂપી વમળમાં ન પડવું જોઇએ. આવી ચર્ચામાંથી જ ગૃહવિચ્છેદની શરુઆત થાય છે. આવી ચર્ચાની શરુઆત ચાકરનોકર કે પોતાનાં છોકરાં દ્વારા થાય છે અને ધીમે ધીમે એ બધાનો સાર ગૃહસ્થ ગૃહિણીને મુખે સાંભળે છે. આવી વાત જેને માટે થતી હોય તેને આ બાબતની ખબર ગમે તેટલી છુપી રાખીએ તો પણ પડયા સિવાય રહેતી નથી. અને પોતાની પીઠ પાછળની બદગોઇ અપરાધીને કાને જતાં જ તેનું મન વ્યગ્ર બની જાય છે. આવી વાતો એક કરતાં વધારે મુખદ્વારા ધીમે ધીમે પ્રસરતી હોવાથી

ક્રમે ક્રમે વૃદ્ધિ પામતી જાય છે અને જ્યારે તે મૂળ અપરાધી પાસે જાય છે ત્યારે તો તેમાં પુષ્કળ સુધારાવધારા થઇ ચૂકયા હોય છે, આવી અતિશયોક્તિમય વાત સાંભળી ખરા અપરાધીને પણ પોતાને માટે આવું જુઠાણું પીઠ પાછળ બોલનાર પ્રત્યે ઘણોજ ક્રોધ ચઢે છે. પરંતુ આ ક્રોધ તત્કાળ બહાર પડતો નથી. તેનો ધીમે ધીમે જમાવ થતો જાય છે અને નજીવું કારણ મળતાં જ તે જ્વાળામુખીની પેઠે ફાટી નીકળે છે. જેમ અંદરથી પાકતું ગડ ઉપર ઉપરથી રૂઝાય તેથી કંઇ ફાયદો નથી તેમ અંદરથી ધુંધવાતો દ્વેષાગ્નિ બીજાના પ્રયત્નથી સામયિક સદ્‌ભાવનો ભાવ દર્શાવે તેથી કંઇ લાભ થતો નથી. કોઇ વખતે આવો ધુંધવાતો વિદ્વેષાગ્નિ એ બાળકોની સામાન્ય મારામારીને બ્હાને બહાર પડે છે અને કુટુંબના કર્તા કે કર્ત્રીનું સામાન્ય, નજીવું મંતવ્ય એવું પ્રબળ રૂપ ધારણ કરે છે કે છેવટે વકીલને બોલાવી આ પૈશાચિક વ્યાપારના સંબંધમાં સલાહ લેવામાં આવે છે, અને એક ભાઈએ બીજાને કઇ રીતે દબાવવો તેની તનતોડ મહેનત કરવામાં આવે છે. એ તો બધાંના જાણવામાં છે કે કુરુક્ષેત્રની મહાન લડાઇ આ રીતે જ ઉત્પન્ન થઇ હતી અને આવી પીઠ પાછળની વાતોમાંથીજ આધુનિક અદાલતોમાં આવાં નાનાં નાનાં કુરુક્ષેત્ર રોજ નવા નવા રૂપમાં પ્રગટ થાય તેમાં કંઇ નવાઇ જેવું નથી.

**શકુનિના પ્રયત્નો**

શકુનિ મહારાજના પ્રયત્નથી જ આવી બાબતો ધીમે ધીમે મોટું રૂપ ધારણ કરે છે અને જેમ જેમ એ મહાન રૂપ વધુ મહાન બનતું જાય છે તેમ તેમ શકુનિ મહારાજો એક એક પક્ષના અંતરંગ મિત્ર બનતા જાય છે. બીજાની નિંદા કરવા ખાતર જ આવી જે મિત્રતા બંધાય છે તેનાથી વધારે નીચતા અમે કલ્પી પણ શકતા નથી. શકુનિ–પછી તે પુરુષ હોય કે સ્ત્રી–છતાં તેને કદી આશ્રય આપવો નહિ. કુટુંબમાંનું જે જેનો દોષ જુએ તેણે તેને સામે મોંયે કહી બતાવવો અને સ્નેહથી તે દોષ સુધરાવવાનો પ્રયત્ન કરવો.

સ્નેહનું શાસન બધાં માથે ઝીલવા તત્પર હોય છે. વડીલોનો દોષ જેટલો સહન કરી શકાય તેટલો સહી લેવો જોઇએ. 'જે નમ્યું તે પ્રભુને ગમ્યું' એ કહેવત આ બાબતમાં ખાસ યાદ રાખવી. જે મુંગે મોંએ બધું સહન કરે છે, તેના હૃદય તરફ છુપી રીતે ભગવાનની સ્નિગ્ધ આંખ આકર્ષાય છે. જ્યારે દુઃખ અસહ્ય થઇ પડે ત્યારે તેના પગમાં પડી બધું દુઃખ જણાવવું. ત્યારે તે જરૂર દયા આણશે. સંયુક્ત કુટુંબની સુખશાંતિ સ્વર્ગીય ચીજ છે. એ બધાના હૃદયની નિર્મળતા, ભક્તિ, શ્રદ્ધા, અને પ્રીતિ પર ખડી હોય છે, એ સુખ-શાંતિ જ્યારે પૂર્ણ શોભાથી વિકસે છે ત્યારે તે તદ્દન સ્વાભાવિક લાગે છે. પરંતુ એ ફૂલનો બાગ, એક ફૂંકમાં ઉડી જાય તેવો હોય છે. વિદ્વેષનો કીડો માંહે પેઠો તો બે દિવસમાં ફૂલઝાડોનાં મૂળ કાપી કાઢે છે.

**ખામોશ**

સંયુક્ત કુટુંબના રક્ષણ માટે એક મુખ્ય ઉપાય ખામોશ છે. ગુસ્સામાં આવી જઇ મનુષ્ય એવું કૃત્ય કરી બેસે છે કે પ્રીતિનાં બધાં બંધન એક જ ઝાટકે ફસકી જાય છે. અમારો એક મિત્ર કહેતો કે 'મને જ્યારે ગુસ્સો ચઢે છે ત્યારે હું ૧ થી ૧૦૦ સુધી ગણી જાઉં છું.' ગુસ્સો ચઢ્યો હોય તે વખતે બીજાના દોષો આંખને મહાન લાગે છે અને ન્યાય અન્યાયની એકાદ વિકૃત દલીલ માથામાં પ્રવેશ કરે છે. એ દલીલમાં પોતાના દોષનો વિચાર હોતો જ નથી; કેવળ બીજાનાં કાર્યની સમાલોચનાનો જ પ્રયત્ન તેમાં મુખ્યત્વે કરીને હોય છે. પોતાનું કર્તવ્ય શું છે? એ વાસ્તવિક પ્રશ્ન છોડી જ્યારે કોઇ માણસ કેવળ બીજાના દોષનો જ વિચાર કરે ત્યારે તે કર્તવ્ય નિરૂપણ માટે તદ્દન અયોગ્ય થઇ પડે છે. ન્યાય તોળતા પહેલાં ન્યાયાધીશનું મન સ્થિર હોવું જોઇએ. ગુસ્સા વખતે એકથી સો ગણવાથી એ ગણતરીના સમય દરમિયાન વાવાઝોડું અનેક પ્રમાણમાં કમી થઇ જાય છે. આથી હૃદયનો

વિકાર પણ મોટા પ્રમાણમાં ઘટી જાય છે અને તેથી ચર્ચા કરવાની યોગ્યતા કંઇક અંશે પ્રાપ્ત થાય છે. ગુસ્સાના પુરા બહારમાં જીભ છૂટી મૂકતાં તેના પર કાબુ ભાગ્યે જ રહે છે અને તેથી એવાં એવાં વચનો ઉચ્ચારાય છે કે જેનું પરિણામ કેવળ પશ્ચાત્તાપમાં જ આવે છે. અમારા મિત્ર કરતાં પણ અમે આ બાબતમાં વધારે દૂર જવા માગીએ છીએ. ગુસ્સાનું કારણ મળ્યા પછી ઓછામાં ઓછા બેથી ત્રણ કલાક પછી જ એ કારણની સમાલોચના કરવી એ ઠીક છે. ત્યાં સુધી કંઇ બન્યું જ નથી એમ માની ખામોશ રાખવી. આપણે બીજાને ગાળો આપીએ તેથી વધારે દુર્નીતિ તે બીજી કઇ હોઇ શકે? બાળક મૃત્યુ પામે એટલે તેને પુરા પ્રેમથી ચાહતા છતાં જે ગાળો આપેલી હોય છે તેનો વિચાર માતાને કેટલું કષ્ટ આપે છે? તો પછી જ્યાં પ્રેમનું પણ બંધન નથી, ત્યાં ગાળાગાળી કરવાનો આપણને શો અધિકાર છે? જે ગાળાગાળી કરે છે તેના પ્રત્યે ખરેખર કોઇએ અન્યાય કર્યો હોય છતાં તે લોકોની સહાનુભૂતિ ખોઇ બેસે છે. બીજાને જીભ વડે પીડવું એ આપણો અન્યાય છે. જેણે આપણને જીભ આપી છે અને બોલતાં શીખવ્યું છે તે આવતી કાલે જ આપણી એ શકિત પાછી લઇ શકે તેમ છે. જેના ઉપર આપણે આજે દોર ચલાવીએ છીએ, અથવા જે અત્યારે મુગાંમુંગાં આપણો જૂલમ સહન કરે છે, તેના કરતાં પણ આપણી દશા આવતી કાલે બુરી થઇ જાય એવો સંભવ છે. શ્રીયુત હીરેન્દ્રનાથ દત્ત વિષે એવું કહેવાય છે કે તેને કોઇએ ગુસ્સે થએલા કદી જોયા નથી. અમે એકવાર તેને પૂછ્યું હતું કે 'આપ કદી ગુસ્સે થતા નથી. આટલી સંયમવૃત્તિ આપે કેવી રીતે કેળવી?' તેણે કહ્યું કે 'હું કદી કોઇ પણ માણસની પાસેથી બદલાની આશા રાખતો નથી. એથી હરકોઇ માણસ ગમે તે કરે છતાં મને ગુસ્સો ચઢતો જ નથી.' વાંચકોએ સોક્રેટિસની વાત તો સાંભળી જ હશે. તેને પણ કોઇએ કદી ગુસ્સે થએલો જોયો નહોતો. કેટલાક મિત્રોએ તેને ગુસ્સે કરવાનો ઠરાવ

કર્યો. નોકરને લાંચ આપી તેઓએ સોક્રેટિસનું બીછાનું મેલું રહે એવી ગોઠવણ કરી. સોક્રેટિસે બીજે દિવસે નોકરને કહ્યું કે 'બિછાનું અસ્વચ્છ હતું, તે તરફ તેં ધ્યાન કેમ ન આપ્યું?' નોકરે કહ્યું કે 'કામનો બોજો અતિશય હોવાથી હું એ કામ કરી શકયો નથી.' બીજે દિવસે પણ એમજ થયું. બિછાના તરફ ધ્યાન આપવામાં ન આવ્યું. સોક્રેટિસે વળી તેનું કારણ પૂછ્યું. નોકરે આ વખતે પણ કંઈ બહાનું કાઢયું. પરંતુ ત્રીજે દિવસે નોકરને પશ્ચાત્તાપ થયો. તેણે સોક્રેટિસના પગમાં પડી ક્ષમા માગી અને કહ્યું 'આપને ગુસ્સે કરવા માટે જ આપના મિત્રોના પ્રયત્નથી આમ કરવામાં આવ્યું હતું, પણ તેમના પ્રયત્નો નિષ્ફળ નીવડયા છે.' સોક્રેટિસે તેને જણાવ્યું કે 'તેં મારા પર ઉપકાર કર્યો છે. ખરાબ બિછાનામાં સુવાની મને ટેવ પડી ગઇ છે.' કોઈ કોઇ સ્ત્રીઓ બીજા પરનો ગુસ્સો સીધી રીતે તો દર્શાવતી નથી, પરંતુ પોતાનાં બાળકોને મારી આડકતરી રીતે અંતરની હાયવરાળ બહાર કાઢે છે. આ વખતે તે જેના પર ગુસ્સે થઇ હોય તે જો હાજર હોય તો અવશ્ય જાણે છે કે બાળકની પીઠ પર પડેલી લાત ખરી રીતે બાળક પર પડી નથી, પણ તેના પર જ પડી છે. આવાં આવાં નાટકથી સંયુક્ત કુટુંબમાં વસતા લોકોએ સદા સાવચેત રહેવું ઘટે; કારણ કે આ રીતની બાળક પરની લાતો ઘણી વેળા અવિભકત કુટુંબના પાયાઓને હલાવી નાખે છે.

**સમદૃષ્ટિ**

ગૃહિણીએ પીરસતી વેળા ધ્યાનમાં રાખવું કે બધાંને બધું સરખી રીતે મળ્યું છે કે નહિ? કોઇ એક રાજા તેના અમલદારો અને કુટુંબીજનો સાથે એકસાથે બેસી જમતો. તે જે કંઇ ખાતો તેજ બીજાના ભાણામાં પીરસાતું. અત્યારે તો તે મરી ગયો છે, છતાં આ ઉદારતાથી તેનાં સ્વજનોને તથા અમલદારોને જે તૃપ્તિ થતી તે ભૂલી શકાય તેમ નથી. તેઓ હંમેશાં તેના તરફ માનની દૃષ્ટિથી જોતાં. પોતાનાં બાળક અને બીજાનાં બાળકને મીઠાઇ વગેરે

વહેંચતી વેળા અનેક ગૃહિણી ભેદ દર્શાવે છે. સંયુક્ત કુટુંબમાં આ આચરણ સારૂં ન ગણાય. તેઓનો આ પક્ષપાત બાળકોથી અજાણ્યો રહેતો નથી અને તેથી તેઓ વ્યથા પામે છે. એ વ્યથા તેમનાં માબાપોને પણ સાલે છે. પોતાનાં છોકરાંનાં ભાણામાં ઘી કે દૂધ વધારે પડયું હોય ને દિયરનાં છોકરાં કે ભાણેજોના ભાણામાં ઓછું પડયું હોય તો એ અજુક્તો બનાવ બાલકો કદી ભૂલી શકતાં નથી. તેઓ એ બનાવને લીધે ઉંડું દુઃખ અનુભવે છે. જોકે એ સંબંધમાં સામાન્ય રીતે તેઓ કંઇ બોલતાં નથી. બાબુ દીનેશચંદ્ર સેન પોતાની આઠ વરસની ઉંમરનો એક બનાવ નોંધતાં લખે છે કે 'તે વખતે હું અમારા એક નજીકના સગાને ઘેર ગયો હતો. તે ઘરની ગૃહિણી અતિ ઉદાર મનની હતી. પોતાનાં ને પારકાં છોકરાં તેની આગળ સમાન પ્રીતિ અનુભવતાં. ખાસ કરીને જમતી વેળા અમે તેનાં છોકરાંની અને અમારી વચ્ચે કંઇ તફાવત અનુભવતાં નહિ. એક દિવસ તેણે મને ને તેના છોકરાને જમવા બેસાડયા અને મારી ને તેની આગળ બે થાળીઓ મૂકી. થાળીઓમાં હજુ પીરસાયું નહોતું. મારી આગળ જે થાળી મૂકવામાં આવી હતી તે સારી હતી, પણ તેના પુત્ર આગળ મૂકેલી થાળી જરા ભાગેલી હતી. કહેવાની જરૂર નથી કે આમ તેણે જાણી જોઇને કર્યું હશે નહિ. તેને જે થાળીઓ મળી તે જોયા વગર અમારી આગળ મૂકી હોય એ સંભવિત છે. પીરસતી વખત તેને કોઇ કામ સબબ બહાર જવું પડયું. તેણે જતી વખતે અમને પીરસવાનું કામ તેના દિયરની વહુને સોંપ્યું. તેણે આવતાં વેંત મારી આગળ પડેલી સારી થાળી ને ઘરના છોકરા આગળ પડેલી ભાગેલી થાળી જોઇ કહ્યું 'અરે, આવી ભાગેલી થાળી તને કોણે આપી છે ?' આટલું કહી તેણે ભાગેલી થાળી મારી આગળ મૂકી ને મારી પાસે પડેલી સારી થાળી તેના આગળ મૂકી. જો મને પ્રથમથીજ ભાગેલી થાળી મળી હોત તો મારા મનમાં કંઇ આવત નહિ; પરંતુ આવાં ખરાબ લાગે એવાં આચરણથી હું તે વખતે એટલો

બંધા દિલગીર થએલો કે આજે આટલા લાંબા સમય પછી પણ એ વાત મને યાદ રહી છે.'

સંયુક્ત કુટુંબમાં રહી સુખમાં રહેવું હોય તો આવી આવી નજીવી ગણાતી બાબતોમાં પણ પોતાની ઇચ્છાઓનું દમન કરવું જોઇએ. આથી કદાચ કષ્ટ થાય ખરૂં, પરંતુ જેઓ સુગૃહિણી છે તે કોઇ પણ જાતના કષ્ટથી પાછી હઠતી નથી. સ્વાભાવિક ઉદારતાના ગુણથી તે બધાંને સમાન દૃષ્ટિએ જુએ છે. કુટુંબમાંનાં બધાં માણસો પ્રત્યેના પ્રેમમાંથી જ ખામોશનો મહાન ગુણ પેદા થાય છે. સ્વજનો અને નોકરો પણ તેની કર્મશીલતા, અને બધાના પ્રત્યેની સમાન દૃષ્ટિથી મુગ્ધ બની તેના કુટુંબમાં બંધાઇ રહે છે.

**પ્રાચીન ગૃહલક્ષ્મી**

પ્રાચીન સમયમાં ઘેર ઘેર આવી ગૃહલક્ષ્મીઓ હતી. અલબત, તેઓ મોજાં કે ગલપટ્ટા ગુંથવાનું કામ જાણતી ન હતી, કે ફર્સ્ટ રીડરમાંથી બેચાર અંગ્રેજી વાક્યો વાંચી શકતી ન હતી; પરંતુ તે ઘરમાંનાં બધાંનો મનોભાવ જાણી શકતી અને બધાંને ખરા અંતઃકરણથી ચાહતી. તેઓ ભૂખ્યાને અન્ન આપતી, ગાળાગાળી કરી કાઢી મૂકતી નહિ. ઘરમાંના કોઇપણ મનુષ્યનું દુઃખ તે તેના ચહેરા પરથી જ પારખી જતી અને આદર યત્નાદિથી તેનું એ દુઃખ ભુલાવવાનો પ્રયત્ન કરતી. જમતી વેળા તે સમજી જતી કે કોને શું પથ્ય છે અને કોને કઇ ચીજ ભાવે છે. એ વાત તે જેટલી સમજી શક્તી તેટલું કેટલીક વેળા તો સામો માણસ પોતે પણ જાણી શકતો નહિ. થાકેલા માણસને તે મજુરી કરાવતી નહિ. જે દુઃખી થઇ આવ્યું હોય તેને ધમકાવતી નહિ. જે સહેજ શાંતિ લેવા માટેજ ઘેર આવ્યું હોય તેને બમણી અશાંતિમાં ફેંકતી નહિ. તે સરળ વચનદ્વારા કોઇનો દોષ બતાવતાં અચકાતી નહિ. જે અન્યાયી વર્તણુક ચલાવતું હોય તેને યોગ્ય શિક્ષા કરતી; પરંતુ અયોગ્ય શિક્ષાનું તેની આગળ નામ પણ ન હતું, જે શિક્ષા માણસને ઉલટો બગાડે તે શિક્ષા તે

કદી વ્યવહારમાં મૂકતી નહિ અને જે આદરથી છોકરાંનું ભવિષ્ય બગડે તેવાં આદરમાનથી તે સદા દૂરજ રહેતી. ભંડારની એ લક્ષ્મી હતી, અન્નની અન્નપૂર્ણા હતી અને પીરસતી વેળા તેની દયામયી મૂર્તિ પુરેપુરી પ્રગટ થતી. તે પોતાનું સુખ ખોળતી નહિ. પોતાના દુઃખને જેટલું દૂર ફેંકાય તેટલું ફેંકતી અને બીજાનાં દુઃખોને પોતાનાં દુઃખ માની પારકાંને પણ પોતાનાં કરી શકતી. ખાવાની, પીવાની, પહેરવાની, ઘરેણાંની કે બજારમાં કાપડીઆને ત્યાં વેચાતી નવી નવી ડિઝાઇનની સાડીઓ માટે તે રાત દહાડો પતિ આગળ હઠ દર્શાવતી નહિ. ઘરમાંનાં બધાં સુખી હોય તે જ તેનું સુખ હતું. બધાંની સેવામાં પોતાથી બની શકે તેટલું પોતાનું શરીર જોડી એ સેવાથી બધાં સંતોષ પામે એટલે તે મોટું ઇનામ મળ્યું એમ માનતી. પતિ પ્રત્યેના પ્રેમને એ આડંબરી ચીજ બનાવતી નહિ. તે પ્રેમ તે કાળજીથી છુપાવી રાખતી; પરંતુ પતિના મૃત્યુ પછી તેનો એ અપૂર્વ પ્રેમ એની મેળે જાહેર થઈ જતો. પોતાના પુત્રના દારુણ શોકની ઉપેક્ષા કરી, વિવાહ વખતે જેમ નવાં વસ્ત્રો પહેરી, સેંથીમાં સિંદુર પુરી, પતિને પડખે ઉભી રહેતી. તેમ આ વખતે પણ તે નવાં વસ્ત્રાલંકારોથી સજ્જ થઇ, પતિના શબની બાજુએ અગ્નિશય્યા ગ્રહણ કરતી. વૈધવ્યમાં પણ તે પાતિવ્રત્ય અને ધર્મની કઠોરતાનું અવલંબન કરી, ભગવાનના ચરણમાં બધું સમર્પણ કરી જે ઉન્નત જીવન દર્શાવતી, તેને મુકાબલે આજકાલનાં નોવેલો વાંચવાથી ઉત્પન્ન થતો મનનો સામયિક તનમનાટ શું તુચ્છ નથી લાગતો? તે આખો દિવસ પરિશ્રમ કરી, રસોઇ અને પીરસવાના કામમાંથી નિવૃત્ત થઇ, ત્રીજા પહોર વખતે જમવા બેસતી. તે જ વખતે જો કોઇ અતિથિ આવી ચઢતો તો પોતાની જ થાળી તેની આગળ મૂકી પોતે ઉપવાસ કરતી અને આ વાત ઘરમાંનું બીજું કોઇ જવલ્લે જ જાણતું. છતાં લોકોના સુખદુઃખના નિયંતા પ્રભુના દરબારમાં આવાં આવાં કૃત્યો સદૈવ નોંધાઈ રહેતાં.

કોઇ કોઇ કદાચ આ બધું વાંચી પોકારી ઉઠશે કે આ બધી તો નારીજાતિ પ્રત્યેના જૂલમની વાતો છે, એમાં વખાણવા જેવું શું બળ્યું છે? એ પરથી તો પુરુષો કેટલા સ્વાર્થી છે તે જ સાબીત થાય છે. પરંતુ જ્યાં બાધ્યબાધકતા નથી, સ્નેહને ખાતર જ કષ્ટ વેઠવામાં આવે છે, ત્યાં કષ્ટ તપનું ઉપનામ પ્રાપ્ત કરે છે. તેથી જીવન ઉત્પન્ન થાય છે. એ કષ્ટનું પ્રમાણ મોટું હોય તો પણ તે અસહ્ય બનતું નથી. કારણ કે એ કષ્ટ મમતાનું કષ્ટ છે. સ્નેહને ખાતર મા શું શું નથી કરતી? તેથી શું તેને દુ:ખ થતું જણાય છે? ઉલટું તેથી તેને સુખ મળે છે. એ સેવાથી આપણું જીવન સફળ થાય છે અને એ આપણને આનંદમય પ્રભુની પાસે લઇ જાય છે. જે બૃહત સંસારની માતાસ્વરૂપ છે, તે માતાના જેવાજ સ્નેહથી આ સંસારનાં બધાં સુખ દુ:ખને છાતી પર ઝીલી સહન કરે છે.

**શહેર અને ગામડું**

સંયુકત કુટુંબને માટે શહેરી કરતાં ગ્રામ્યજીવન વધારે અનુકૂળ છે. શહેરમાં મધ્યમવર્ગનાં માણસો વિશાળ જગા પ્રાપ્ત કરી શકતાં નથી. નાનાં સરખાં મકાનમાં ઘણાં માણસોને એકત્ર રાખવાનું પરવડે નહિ. શહેરમાં નાસ્તા વખતે ચણા શેકી ખાવાનો રિવાજ હોતો નથી અને બધાંને સારા નાસ્તાની વ્યવસ્થા કરવી એ મધ્યમવર્ગને માટે મુશ્કેલ છે. તે સિવાય ત્યાં સડેલી ચરબીને ઘી તરીકે ચલાવી લેવું પડે છે અને તેમ છતાં તેની કીંમત પુષ્કળ હોય છે. રૂપીઆના આઠ શેર દૂધમાં પણ પાણીનું પ્રમાણ વધારે હોય છે, અથવા કોઇ વખતે તો તેમાં પાણી કરતાં પણ વધારે ભયંકર દ્રવ્ય મેળવેલું હોય છે. દૂર જવું હોય તો ટ્રામ કે ગાડીનું ખર્ચ ઉભું જ હોય. લુગડાં લત્તાં પણ સારાં પહેરવાં જોઇએ. પગરખાં વિના તો મિનિટ પણ ન ચાલે. ઘણાં માણસોને એક જ ઓરડામાં રહેવું પડે

એટલે માંદા માણસને પણ અગવડનો પાર ન મળે. તેના માટે જુદી ગોઠવણ થઇ શકે નહિ અને તેની પાછળ રાત દહાડો એટલું ખર્ચ કરવું પડે કે બીજાંની સગવડ તરફ ધ્યાન આપવાનું પરવડે નહિ. આથી ઘરમાં થતા અનાદરને લીધે છોકરાંઓ ફેરીવાળાને શરણે જાય, તેની પાસેથી પૈસા બે પૈસાનું ચવાણું લઇ પેટ ભરે અને તેઓ ઘેર પેટપુરતું જમ્યાં કે ન જમ્યાં તેની તપાસ કરનાર કોઇ ન હોવાથી કેવળ ભગવાનને આશરે તેઓની ઉંમર વધતી જાય. આમ થવાથી છેવટે નાના પ્રકારની પીડા તેઓને ખાતર અકાળ મોતની કંટકશય્યા તૈયાર કરી રાખે છે. તે ઉપરાંત વડીલોની તીક્ષ્ણ નજર તેના ઉપર ન હોવાથી કેટલાક કુસંગીઓના સંગમાં ફસાઇ તેઓ ભવિષ્યમાં લુટારા બને કે ચારિત્રહીન બને એવી સગવડ તેઓને એની મેળે પ્રાપ્ત થઇ જાય, એ પણ મોટાં શહેરોમાં સંભવિત છે.

આમ હોવાથી શહેરમાં ઘણા સ્વજનોથી વીંટળાઈ રહેવાની સગવડ મધ્યમ વર્ગના લોકોને માટે સુખકર થઇ પડતી નથી. ગ્રામ્ય-જીવન એ માટે બહુ અનુકૂળ છે. ત્યાં ઘણાખરા ગૃહસ્થોનાં મકાનો ઓછામાં ઓછી એકાદ બે વીઘાં જમીન રોકી રહ્યાં હોય છે. ગાય-ભેંસ રાખવાની વ્યવસ્થા ત્યાં ઘણી સહેલાઇથી થઇ શકે છે. શાક પાંદડું પણ કેટલીક વેળા ઘરના આંગણામાં જ પેદા કરી શકાય છે. જગા ખુલ્લી હોવાથી ઘણાં માણસોને એક સાથે રહેવાની અડચણ પણ પડતી નથી. વળી હજુ સુધી ગામડામાં થોડા ખરચે જીવન-નિર્વાહ પણ થઇ શકે છે. ત્યાં જમીનનો દર એટલો બધો સસ્તો છે કે થોડી જમીન લઇ ફળફળાદિ કે શાકપાંદડું પેદા કરવામાં આવે તો પણ કંઇક લાભ થાય છે અને થોડી વધારે જમીન લઇ ઘઉં બાજરી વાવવામાં આવે તો ખોરાકી માટે પણ મુશ્કેલી નડતી નથી.

પરંતુ ઘણાં ખરાં ગામડાં લોકોની ઉપેક્ષાને લીધે વસવાટ માટે અયોગ્ય બની ગયાં છે. મોટા મોટા ઉકરડા અને ઠેર ઠેર માલમ

પડતાં ખાબોચીઆં મચ્છરને માટે સ્થાયી વસવાટ થઈ પડયાં છે. રસ્તા સાફ રાખવાની કોઇને પરવા હોતી જ નથી. જ્ઞાતિવરામાં ઘર ગીરો મૂકી સેંકડો પૈસા ઉડાવનાર પોતાના ઘર પાસેનું ખાબોચીઉં પુરાવવાનો થોડો ખર્ચ કરવા તૈયાર હોતો નથી. પુષ્કળ જમીન હોય. મહેનતને અભાવે તેમાં જંગલ થતું જતું હોય છતાં તેમાંથી ટુકડો પણ કોઇ મહેનતુ માણસને વેચવા માટે તૈયાર ન થનાર માણસો પણ ત્યાં પડયા હોય છે. તેવા લોકોને કર્તવ્ય શીખવવા માટે તો ખાસ કાયદાની જરૂર છે. એવા લોકો જ ખરી રીતે ચોમાસામાં ફાટી નીકળતા ટાઢીઆ તાવના મુખ્ય સહાયક હોય છે. અગાઉ દરેક શક્તિ-સંપન્ન માણસ ગામની સગવડ સાચવવા ખાતર કુવા, વાવ કે તળાવ ખોદાવતો, તે સ્વચ્છ રાખવા બનતી કાળજી રાખતો અને એ રીતે ગામને સ્વચ્છ પાણીનો તોટો પડતો નહિ. અત્યારે ગામે ગામ એ કર્તવ્યનિષ્ઠ પુરૂષોએ બંધાવેલા વાવ, કુવા કે તળાવો તો છે જ, પણ તેમાં પીવાલાયક પાણી રહ્યાં છે ખરાં? અગર તે પાણી પીવાલાયક રહે તેવી વ્યવસ્થા કોઈ કરે છે ખરૂં? આવી સ્થિતિમાં ગામડાં દુર્દશાની સીમાએ પહોંચે તો તેમાં શી નવાઇ?

પરંતુ આપણે જીવવું હોય તો ગ્રામ્યજીવન સુધાર્યા સિવાય છૂટકો નથી. શહેરનો વીજળીનો પ્રકાશ આપણા રસ્તો અજવાળશે નહિ. શહેરના ગાડીઘોડા અને ટ્રામોથી આપણું ગંતવ્ય સ્થળ નક્કી થશે નહિ. નાટકશાળા અને સીનેમા આપણા જીવનમાં ખરી સ્ફુર્તિની સ્ફુરણા કરી શકશે નહિ. આપણો સ્ત્રીવર્ગ જો આટલી વાત સમજે તો આપણને એ વાત સમજતાં વાર લાગશે નહિ. તેઓ શહેરમાં રહેવા માગે છે માટે જ આપણે શહેરમાં આવ્યા છીએ. તેઓ જો આ બધા આનંદ અને તાત્કાલિક સગવડના મોહથી અંધ ન બનતાં ગ્રામ્યજીવનને સ્વીકારી લે તો ઘણા ગૃહસ્થો ગામડામાં જાય અને ગામડાની અવસ્થા પણ સુધરે. એમ બને તો આપણે સારો ખોરાક ખાઇ જીવીશું અને આપણાં છોકરાં દીર્ઘાયુ બનશે. મલેરીઆના પંજા-

માંથી ગામડાઓને કઇ રીતે છોડાવી શકાય તેનો વિચાર કલકત્તા હાઇકોર્ટના માજી જજ સ્વ. શારદાચરણ મિત્રે બરાબર કર્યો હતો. તેમણે એકલાએ જે કંઇ કર્યું હતું તે ગામડાંનાં બધાં માણસો એકત્ર થઇ કરી શકે તેમ છે. આપણે જો આ બાબતમાં પ્રયત્ન નહિ કરીએ તો કદી જીવી શકીશું નહિ. શહેરના વસવાટથી મધ્યમવર્ગના ગૃહસ્થોની નાનાપ્રકારની દુર્ગતિ થઈ છે. છતાં વિલાસના મોહથી તેઓ એ દુર્ગતિને દુર્ગતિ માનવા તૈયાર જ નથી. ગામડાંમાંના જેઓ શહેરમાં કમાતા હોય અગર ભણતા હોય તેઓ ભલે ત્યાં રહે, પરંતુ તેઓના પારિવારિક જીવનનું કેંદ્ર તો ગામડું જ રહે એવી વ્યવસ્થા તેઓએ કરવી જોઇએ.

**સ્ત્રીવર્ગને હરવા-ફરવાની છૂટ**

ગામડામાં સ્ત્રીવર્ગને હરવાફરવાની કંઇ જ અગવડ પડતી ન હતી અને અત્યારે પણ ત્યાં તેવી જ સ્થિતિ છે. ગ્રામ્ય સ્ત્રીઓ માથે હેલ ને કાખમાં ઘડો લઇ નદી સુધી પાણી ભરવા જાય છે, એક જગાએથી બીજી જગાએ કામ પ્રસંગે હરેફરે છે. તેઓ શરમની મારી ઘરમાં બેસી રહેતી નથી. રસ્તામાં કોઇ અજાણ્યો માણસ મળે તો ઘૂમટો કાઢી એક બાજુએ સરી જાય છે એટલું જ. તે સિવાય ઉત્સવ અગર કોઇ ધર્મક્રિયા પ્રસંગે તેઓ આખા ગામમાં ઘૂમી શકે છે અને ઘણી વેળા તો ખેતરની સંભાળ લેવામાં પણ મદદ કરે છે. ગરીબ ગૃહસ્થની છોકરીઓ તો ગાયભેંસને સીમમાં ચરાવવા જતાં પણ અચકાતી નથી.

પરંતુ શહેરની સ્થિતિ તો જુઓ. ત્યાંનો સ્ત્રીવર્ગ પીંજરમાંનાં પક્ષી જેવો છે એમ કહીએ તો કંઇ જ ખોટું નથી. તેઓની બધી હીલચાલ કેવળ એકાદ બે ઓરડામાં જ બંધાઇ રહે છે જાહેરમાં સ્ત્રી-સ્વાતંત્ર્યનાં મોટાં મોટાં ભાષણો ચાલે છે પણ ત્યાંની સ્ત્રીઓના જેવો પરાધીન જીવ કલ્પનામાં પણ આવી શકે તેમ નથી. ઉપરથી કોઇ

વખતે સીડી ઉતરી નીચે આવવું અને રાતદહાડો લગભગ બધો વખત એકજ ઘરમાં પડયા રહેવું. આમ થવાથી તેઓ તેઓના શરીરની બધી જાતની ચલનવલનની સગવડ ખોઇ કેવી રીતે વ્યાધિ અને આળસની જીવતીજાગતી મૂર્તિ બની ગઇ છે, તે વાંચકોમાંનાં બધાં સમજી શકે તેમ છે.

જેઓ બાળપણ સિવાય જીવનના બીજા પ્રસંગમાં છૂટથી હર્યું ફર્યું નથી, તે કેવુ અસ્વાભાવિક થઇ પડે છે તે હરકોઇ સમજી શકે છે.એવી બધી સ્ત્રીઓનાં સંતાનો પણ જન્મથી વાના રોગથી દુઃખ ખમે અગર પાંગળાં થાય એ વાત તદ્દન શકય છે. આપણાં પારિવારિક જીવન આ રીતે ચાલશે તો દરેક ઘર વાના રોગની ઇસ્પિતાલ થઇ પડશે. સ્વભાવની આવી પ્રતિકૂળતા કદી જીવનનું રક્ષણ ન જ ગણાય. છતાં શહેરની ચોમેર અજાણ્યા લોકોનો વસવાટ હોવાથી સ્ત્રીઓની હેરફેરને વર્ત્તમાન હિંદુસમાજના નિયમો મુજબ વધારે સ્વતંત્ર કરી શકાય તેમ નથી.

આવાં કારણોને લીધે સ્ત્રીવર્ગ જો ગ્રામ્યજીવનનો પક્ષપાતી થઇ પડે તો જ આપણા સમાજનું કલ્યાણ છે. ગામડાંની અગવડો કઇ રીતે દૂર કરી શકાય, તેને વસવા યોગ્ય શી રીતે બનાવી શકાય, એ પ્રશ્ન અત્યારે પ્રત્યેક સ્ત્રીપુરુષને માટે વિચારવા યોગ્ય છે. અમારી આ સૂચનાની સાર્થકતા ધનવાનવર્ગ માટે ન હોઇ શકે. તેઓ શહેરની જમીન ઉપર પણ ચારપાંચ વીઘાં જમીન બથાવી પડયા છે; અને તેઓના સ્ત્રીવર્ગને પણ રાતદહાડો અમુક ચોરસવારમાં જ ભટકવું પડતું નથી. તો પણ ગ્રામ્યજીવનથી દૂર રહી તેઓ દેશનાં લોકોના સંસર્ગથી અને દેશી સમાજથી એવી રીતે છૂટા પડી ગયા છે કે ઘણીવેળા તેઓ દેશનાં કોઇ પણ હિતકારક કામમાં ભાગ લેતા નથી. તેઓ ગામડાંમાં રહે તો જ ખરૂં પદગૌરવ વધારે પ્રમાણમાં અનુભવી શકે. કારણ તેઓનું તો તે જ સ્થળે રાજ ચાલે. શહેરમાં

તો તેઓ નામના જ રાજા કે મોટા ગણાય છે. ગામડામાં જો પૈસાદાર વર્ગ રહેતો હોત, તો તેની આજકાલના જેવી ખરાબ સ્થિતિ કદી થઇ હોત નહિ.

**ફૂલવાડી**

પ્રાચીનકાળમાં ગામના પ્રત્યેક ઘરનાં આંગણાંમાં નાની સરખી પણ ફૂલવાડી રહેતી. જેઓ માળી રાખી ન શકતા તેઓનાં છોકરાંઓ સવારના પહોરમાં ફૂલઝાડને પાણી પાતાં. બધાં છોકરાં, તેમાં પણ ખાસ કરીને નાની છોકરીઓ ફૂલ ચુંટવામાં એક પ્રકારનો આનંદ માનતી હતી. ફૂલની સમૃદ્ધિથી વિભૂષિત માણસનું મન સરસ બને કે નહિ અગર તેનામાં ધર્મભાવના જાગૃત થાય કે નહિ તે વાંચકવર્ગ સમજી શકે તેમ છે. ફૂલના જેવી સુંદર વસ્તુ આ પૃથ્વી પર બીજી એકેય નથી. એકાદ ફૂલ જોવાથી ભગવાનની કારીગરી અને દયાની વાત મનમાં સ્ફુરી આવે એ સ્વાભાવિક છે. ફૂલ મુંગી વાણીથી આપણને એ રસસ્વરુપની આનંદકથા સંભળાવી જાય છે. આથી ફૂલની સાથે રમત રમનાર બાળકને પણ એ આનંદકથાની ઝાંખી થાય એ સ્વાભાવિક છે. બાળકને માટે ફૂલો એ કુદરતનું મનોરમ શાસ્ત્ર છે. બાળક નિર્મળ છે, ફૂલ પણ નિર્મળ છે. બાળક ફૂલને યોગ્ય છે, ફૂલ બાળકને યોગ્ય છે. અને તે બન્ને સ્વર્ગમાં વસવા યોગ્ય છે. એ બન્ને વચ્ચે સંબંધ હોય તો એ જરૂર લાભકર્તા અને સુખમય જ હોવો જોઇએ.

પરંતુ શહેરનાં છોકરાંને માટે ફૂલવાડી તો અસ્પર્શ્ય વસ્તુ બની ગઇ છે. કોઇ કોઇ બાળક કે યુવક માટીના કુંડાંમાં ફૂલના છોડ વાવે છે ખરાં. પરંતુ જે ફૂલઝાડ જમીનનો રસ મેળવી સ્વર્ગીય વાયુ અને પ્રકાશથી પુષ્ટ થાય છે, તેની સાથે કુંડાંમાંનાં ફૂલઝાડની તુલના થઇ શકે? માના ખોળામાં છોકરૂં જેવું સુંદર દેખાય, તેવું સુંદર તે ધાવના ખોળામાં દેખાય ખરૂં ?

મોટા માણુસોનાં જીવનો કેટલાં કૃત્રિમ બની જાય છે, એ

સંબંધમાં અહીં એકાદ બે વાતો લખીએ છીએ. આપણા દેશનો કોઇ માણસ કોઇ એવા વિદેશમાં જાય કે જ્યાં તુલસીનો છોડ ઉગતો જ ન હોય, તો તે કદાચ એના નાના છોડને કુંડામાં ઘાલી ત્યાં લઇ જઇ તેના પ્રત્યે આદરમાન બતાવે એ સ્વાભાવિક છે. તુલસી ત્યાં તેની જન્મભૂમિની સ્મરણપોથી જેવું બની રહે છે. એનું બાહ્યસૌંદર્ય હોય કે ન હોય છતાં સ્વદેશના ધર્મભાવ અને બાલ્યસ્મૃતિ સાથે એ છોડનો એવો સંબંધ છે કે વિદેશમાં એકાદ છોડ મળે તો તે દશગણું મૂલ્ય આપીને પણ ખરીદવાનું આપણને મન થશે અને તેને પોતાની વહાલી વસ્તુ માની ઉછેરવાની સ્વાભાવિક સ્ફુરણા થશે. અંગ્રેજો શીતકટિબંધના રહેવાસી છે. તેમના દેશમાં અનેક ફૂલ વગરના છોડ ઉગે છે અને એ બધા આપણા તુલસીના છોડની પેઠે તેઓને અતિ પ્રિય થઇ પડયા હોય છે અને તેથી જ તેઓ આપણા દેશમાં સેંકડો પ્રકારનાં સુગંધી અને ઘરને ઝળકાવે તેવાં મજેદાર રંગનાં ફૂલો હોવા છતાં જન્મથી પડેલા સંસ્કારને લીધે એ શોભા-સુગંધીશૂન્ય છોડને જ વધારે પસંદ કરે છે. એવા છોડ તેઓને આ દૂરના વિદેશમાં પણ સ્વદેશની યાદ તાજી કરે છે. હિમાલયનાં બરફથી છવાયલાં શિખરોમાં કોઇ પણ સ્થળે તેઓને એવો છોડ મળે છે તો તે અતિશય મોંઘા મૂલ્યથી પણ ખરીદે છે અને એ તેઓને માટે સ્વાભાવિક પણ છે.

પરંતુ આપણે કેવા મૂર્ખ ! આપણાં સુગંધના ખજાના જેવાં મોગરો, જુઇ, વગેરે ફૂલઝાડોને દૂર ફેંકી કેટલાંક વિદેશી રંગની ભપકવાળાં પણ સુગંધ વિનાનાં ફૂલઝાડો કે છોડો ખરીદી લાવીએ છીએ અને તેનાં લેટિન નામ સંભળાવી જોનારને ભોળવવાનો પ્રયત્ન કરીએ છીએ. પરંતુ જોનારની આંખો તદ્દન વિકૃત નહિ હોય તો તે આપણી જાળમાં કદી ફસાશે નહિ. ગુલાબ, જુઇ, મોગરો વગેરેની શોભા અને સુગંધી અનુભવવાની શક્તિ પણ આપણે ગુમાવી બેઠા છીએ. લાલ રંગના છાંટાવાળા મોટા મોટાં પાંદડાં આપણી

મશ્કરી કરે છે; તેઓ કયા જાદુમંત્રથી આપણા ધનવાનોને વશ કરી રહ્યાં છે અને ગુલાબ વગેરે બિચારાં કયા દોષથી દેશનિકાલ થયાં છે, એ અમે સમજી શકતા નથી. અમે એક વખત કોઇ એક રાજાનો બગીચો જોવા ગયા હતા. ત્યાં એક વિશાળ જગાપર આ પ્રકારનાં વિલાયતી ફૂલઝાડો કે છોડવાનો પાર ન હોતો. તેઓમાંનાં પ્રત્યેકનાં લેટિન નામ સંભળાવી રાજાસાહેબે અમારી આગળ એ છોડવા કેવી મહેનતે, કેટલી કીંમતે, કેટલે દૂરથી આણુવામાં આવ્યા હતા તેનું વૃત્તાંત કહી સંભળાવ્યું. પાસે એક પ્રજાજન ઉભો હતો. તેણે અમને જણાવ્યું કે 'સાહેબ, આ જગાએ અગાઉ આંબાવાડીઉં હતું. તેની સાથે સરખાવાય એવું બીજું એકય આંબાવાડીઉં આ પ્રદેશમાં નહોતું અને આ કુંડાં છે, ત્યાં અગાઉ સવારના પહોરમાં મોટાં મોટાં ગુલાબનાં ફૂલો ખીલતાં તથા સંધ્યાકાળે ચંપો ને માલતીનાં ફૂલો વિકસી આ સ્થળને નંદનવન બનાવી મૂકતાં.' એ પ્રજાજને આ વાકયો વડે છુપી રીતે પોતાનું જે દુઃખ પ્રગટ કર્યું તે દુઃખે અમારા હૃદયને પણ ખરેખર હલાવ્યું!

સ્ત્રીવર્ગ આ બાબતમાં પુરૂષોની રૂચિ ન બગડે તે જોતાં રહેવું જોઇએ. ફૂલવાડી આપણી જીવનયાત્રાને માટે આવશ્યક વસ્તુ છે. એ કંઇ મોજશોખની વસ્તુ નથી. તેમ હોય તો ભગવાન તેને માટે આંગણાનો ખુણો. રસ્તાની બાજુ કે તળાવની પાળ શા માટે મુકરર કરે? ફૂલઝાડ આપણા થાકને દૂર કરે છે, મનને પ્રફુલ્લ બનાવે છે. તેની ગંધ અને શોભા આપણી તંદુરસ્તીને માટે જરૂરી છે. ગૃહસ્થનું ઘર ફૂલવાડી સિવાય ચાંલ્લા વગરના કપાળ જેવું લાગે. અગાઉ ગામમાં એકપણ ઘર એવું નહોતું કે જયાં ફૂલવાડી ન હોય, અત્યારે શહેરમાં ઘણા પૈસાદારોના મકાનમાંના વિશાળ ચોક વિલાયતી લાદીઓથી ધરતી માતાની છાતી દબાવી પડયા હોય છે. ફૂલનાં ઝાડ બિચારાં એ વજ્રવત્ શિલાઓને ભેદી કઇ રીતે ઉગી શકે?

---

# પ્રકરણ ૫ મું

## સુગૃહિણીનું કર્ત્તવ્ય

સુગૃહિણીએ શું શું કરવું તેની એકાદ સૂચિ તૈયાર કરવાનું કામ ઘણું કઠણ છે. સવારમાં ઉઠી ઘર વાળવું, બાળકોનાં મોં ધોવાં, તેઓની સાથે બેસી ભગવાનની આરાધના કરવી, પથારી ઉપાડવી ઇત્યાદિ તેનાં અગત્યનાં કર્તવ્યો છે. તેમાંનાં ઘણાખરાં કાર્યો તો અત્યારે પણ દરેક ગૃહિણી બજાવે છે. જો નોકર પર આવાં કાર્યોની જવાબદારી હોય તો પણ ગૃહિણીએ સવારમાં ઉઠી એ બધાં કાર્યો તેની પાસે કરાવવાં જોઇએ. નોકરની સંખ્યા વધારે હોય તો તે દરેકને અમુક અમુક કામ સોંપી દેવાં એજ સૌથી સારો માર્ગ છે.

**આરાધના**

ભગવાનની આરાધના કરતાં થોડા શબ્દોમાં તેની આગળ ઘરનું શુભાશુભ દર્શાવવું. ' આ સંસારમાં તમારી જ ઇચ્છાનુસાર કર્તવ્ય બજાવવા આવેલ છું. હે માલિક, હે પ્રભુ, મારૂં આમાંનું કંઇ નથી, ઘરમાંનું બધું તારૂં જ છે. હું બધું તને અર્પણ કરૂં છું. આજે ઘરમાંનાં બધાં સુમાર્ગે ચાલે, કોઇ પોતાના સુખને ખાતર બીજાને દુઃખ ન દે તેમ કરજે. આ કુટુંબનાં બધાંનું, આ જગતમાંનાં બધાંનું, ભલું થાઓ. તારી ઇચ્છા પાળતાં મને જરાયે કષ્ટ ન પડો. તું જે કંઈ આપશે તે તારો પ્રસાદ માની માથે ચડાવીશ. હું મારૂં પોતાનું સુખ નહિ ખોળું.' પ્રભુની આવી આરાધના કરવી અને તેની સમક્ષ બંને હાથ જોડી ઉભા રહી પ્રાર્થના કરવી ! જો મકાનમાં દેવસેવાની જુદી ઓરડી હોય, તો ત્યાં જઇ દેવને નમન કરી તે ઘરની ધૂળ માથે

ચડાવી ઉપર મુજબ પ્રાર્થના કરવી. જો મૂર્તિ ન હોય તો જગતપતિ સર્વવ્યાપી છે, તેને યાદ કરી ઉપર મુજબ આરાધના કરવી. છોકરાંઓએ કહેવું કે 'આજે અમને સુબુદ્ધિ આપડો. અમે આજે સારા થઇશું. તમે અમને તેવા થવાની શક્તિ આપી છે, તો પછી અમે ખરાબ રસ્તે શા માટે ચાલીએ ? તો પણ એ જગત પિતા ! અમે હજુ જાતે ચાલતાં શીખ્યાં નથી. તું અમને અમારો હાથ પકડી સુમાર્ગે લઇ જા.'

**કોઠાર**

ગૃહિણીનું મુખ્ય કર્તવ્ય કોઠારની સાચવણ રાખવાનું છે. કોઠારમાં જે મહિનો ચાલે તેટલી બધી ચીજો હોય તો તેને ગોઠવી રાખવી જોઇએ. દરેક ચીજ ઢાંકેલી રાખવી જોઇએ. જો તેમ ન કરેલું હોય તો ઉંદર વગેરે તેનો નાશ કરે છે અગર ખરાબ કરી નાખે છે. એવી રીતે ખરાબ થઇ ગએલાં દાળ કે ચોખાને ગમે તેટલા પાણીએ ધોઇએ છતાં તેમાંની વાસ જતી નથી. ઉંદરનો જૂલમ બહુ વધે ત્યારે માણસો પાંજરૂં રાખે છે અગર બીજા કોઇ પણ ઉપાયે તેનો નાશ કરવાની પેરવી કરે છે. આમ કરવાથી સ્વાભાવિક રીતેજ દુઃખ તો થાય ખરૂં, પરંતુ દુનિયાના વ્યવહારમાં આપણે અનેક જીવજંતુઓને દુઃખ દેવું પડે છે. એ આપણાં તેમજ તેનાં અદૃષ્ટનું જ પરિણામ છે. આપણને તેમ કરવાની ફરજ પડે છે. વંદા, ઉંદર, અને મચ્છર સાથે કોઇ કાયમની મિત્રાચારી કરી શકે નહિ. તો પણ ઉંદરની બાબતમાં તો બિલાડી પાલવી એ વધારે સારૂં છે. કારણ કે બિલાડી ઉપર વિધાતાએ ઉંદરનાં કુળોનો સંહાર કરવાનો ભાર મૂક્યો છે ખરો, છતાં તે બધા ઉંદરોનો નાશ કરી શક્તી નથી. બે ચાર ઉંદર મારે કે તરત ઉંદરકુળમાં ભયની લાગણી ફેલાઇ જાય છે. પરિણામે બિલાડીની પધરામણી થતાં જ ઉંદરો ઘર છોડી ચાલ્યા જાય છે અને આપણે પણ તેને મારવા ઇચ્છતાં નથી, નસાડી મૂકવા માગીએ છીએ.

**વંદા**

ઘરના જે જે ભાગમાં થોડુંઘણું અંધારૂં હોય છે, તે જગાએ વંદાનું કુટુંબ ધામો નાખી પડયું હોય છે. તેઓ જોતાં તો મોટા લાગે છે, તો પણ યોગી લોકોની પેઠે તેઓ અણિમા, લઘિમા વગેરે શક્તિઓ વડે શરીર નાનું મોટું કરી શકતા હોવાથી ગમે તેવી નાની તરડમાંથી પણ પેટી કે પટારાની અંદર ઘુસી શકે છે. અને પેસે તે વખતે જેવડા હોય તે કરતાં વધારે મોટા થઇ પાછા બહાર આવે છે. તેઓને નસાડવાનું કામ બહુ વિકટ છે. તેઓને એક વખત નસાડયા છતાં બે કલાક પછી તે જ જગાએ જોઇએ તો તેમણે ધામો નાખ્યો હોયજ ! કોણ જાણે કયાંથી તેઓ પાછા આવી ચઢયા તેની આપણને ખબરજ પડતી નથી. તેઓની મોટી મોટી મૂછો અને ગંભીર મૂર્તિ જોઇ તેમના પ્રતિ કોઇ કોઇ વખતે શ્રદ્ધાનો ભાવ પણ ઉપજે ખરો ! ગમે તેમ હો પણ કોઠારમાં એ મહાર્ષિઓને કદિ વસવા દેવા એ ઉચિત નથી. જે જગાએ ઘણા દિવસ સુધી વળાય નહિ અને જે ખુણા હમેશાં ગૃહિણીની નજર આકર્ષી શક્તા ન હોય તેવાં સ્થળોમાં એ જંતુઓ પોતાનો વસવાટ પાકે પાયે કરી લે છે. તેઓ અગ્નિની ગરમી સહન કરી શકતા ન હોવાથી બીજો કોઇ પણ ઉપાય ન ચાલે ત્યારે છેવટે એજ ઉપાય ગ્રહણ કરવો. એમ ન કરીએ તો બીજો શો આરો ? જો અગ્નિનો ઉપાય હાથ લેતાં તેઓ સંપતિની માફક પાંખો ગુમાવે, અગર મહાવીરની માફક તેનું મોં બળી જાય તો તેમાં ગૃહિણી શું કરે ? તે જંતુઓને બની શકે તેટલી દયા બતાવી ઘર તજાવવાની જરૂર છે, છતાં જો દયાથી કાર્ય ન સરે તો નિર્દયતા વાપર્યા સિવાય બીજો ઉપાય નથી. તે ઘર ન છોડે તો કંઇ આપણે બુદ્ધદેવની માફક જીવો પ્રત્યે દયા બતાવવા ખાતર ઘર તો ઓછા છોડવાના છીએ ! વંદાના વાસસ્થાનમાં જો પુષ્કળ પ્રમાણમાં અજવાળું આવવાનો રસ્તો કરવામાં આવે તો તે એની મેળે નાસી જશે અને તેના પર નિર્દય થવાની જરૂર નહિ પડે.

કોઠારમાંની ચીજો બને ત્યાં સુધી દરરોજ એક વાર તડકે નાખવી. ઘણાં ઘરોમાં એવું થાય છે કે ભેજ કે ઠંડીને લીધે કોઠારમાંની દાળ કે ચોખા ખરાબ થઈ જાય છે. આથી ખૂબ નુકસાન થાય છે અને એ નુકસાનથી બચવા ખાતર એવાં દાળ ચોખા રાંધવામાં આવે છે તેથી શરીરની તંદુરસ્તી બગડે છે.

**ચીજો તડકે નાખવી.**

ઘણા ગૃહસ્થો એકાદ માસ ચાલે તેટલી સામગ્રી ઘરમાં લાવી ઉલટી વધારે નુકસાની વેઠે છે. કારણ કે એ ચીજો વાપરવાની યોગ્ય વ્યવસ્થા ન હોવાથી ઘણી ચીજો નકામી જાય છે. આવે ઠેકાણે એક પળી તેલની જરૂર હોય ત્યાં વાપરનાર તેલનું કુલ્લું જોઇ દોઢ પળી લેવા લલચાય છે અને તેમાંનું થોડું વપરાય છે અને બાકીનું નકામું જાય છે. માથામાં નાખવાનું તેલ કચોળામાં જોઇએ તેથી વધારે લેવાથી શું પરિણામ આવે છે તે અજાણ્યું નથી. તેમાં બાકી રહેલું તેલ કાં તો કોઈની ઠોકર વાગી ઢોળાય છે અગર ઉઘાડું રાખી મૂકવાથી ઉંદર વગેરેનો ખોરાક બને છે. અલબત ઘરમાં બરાબર વ્યવસ્થા હોય તો સામટી ચીજો ભરી મૂકવાથી ફાયદો થાય છે અને બીજી પણ કેટલીક સગવડ પ્રાપ્ત થાય છે. પરંતુ બંદોબસ્તની ખામી હોય તો એ પ્રથા નુકસાન-કારક નીવડે છે અને એક માસની સામગ્રી ત્રણ અડવાડીઆમાં ખલાસ થઇ જાય છે. ખાંડ ને સાકર એવી સ્થિતિમાં બમણી જોઇએ છીએ. કારણ કે છોકરાં વંદાની માફક કોઠારનું બારણું ઉઘાડું જોતાં જ અંદર પેસે છે અને ઉપલી બે ચીજોના ડબા પર સારી પેઠે હાથ મારે છે. આવી સ્થિતિમાં ગૃહિણીએ હમેશાં સાવચેતીથી કોઠારની ચીજો માપીને કે ભરીને બહાર કાઢવી જોઈએ. જો એ કામ નોકરને સોંપવામાં આવે તો પણ ગૃહિણીએ દરરોજ કઈ ચીજ કેટલી વપરાઇ

**ચીજો સામટી લાવવાના લાભાલાભ**

તે જાતે જોવું જોઇએ. કોઠાર એ ઘરનો કિલ્લો ગણાવો જોઇએ. કોઇ જ્યારેત્યારે એ કિલ્લા પર આક્રમણ ન કરે એ ગૃહિણીએ જોવું જોઇએ. સામાન્ય રીતે દિવસમાં બે વાર કોઠાર ખોલવાનો નિયમ રાખવો. જો નોકરચાકર કે છોકરાંછૈયાંને એવી ખાત્રી હોય કે જ્યારે જરૂર પડશે ત્યારે કોઠારની ચાવીઓ મળી શકશે તો જે ચીજોની આવરદા એક માસની કરાવેલી હશે તે ચીજો પંદર દિવસમાં પુરી થઇ જશે; અને તે ચીજો ભરવાનાં વાસણો ખાલીખમ બની હાહાકાર કરી ઉઠશે. આવી વ્યવસ્થાવાળાં ઘરોમાં જેમ બને તેમ જલ્દી પૈસા વિના હાહાકાર થાય એ પણ સંભવિત છે. કારણ કે લક્ષ્મીજીના નૈવેદ્ય તરફ તો હમેશાં કાળજી રાખવી જ પડે છે. તેની પૂજા કંઇ અઠવાડીએ એક વાર થતી નથી, તે તો હમેશાં પૂજા માગે છે, ઘરનો રોજનો હિસાબ જોવા ઇચ્છે છે, જો એ પૂજા ન મળે તો તે ઘરમાં સ્થિર થઇ રહેતાં નથી. કારણ કે તેનો સ્વભાવ ચંચળ છે.

**સામગ્રીની ચોરી**

રસોઇઆ હમેશાં તેલ કે દાળ ચોખા વગેરેમાં ચોરી કરે છે. તેમાં પણ તેલ તરફ તેઓની દૃષ્ટિ વિશેષ હોય છે. કોઠારમાંથી પુરતું તેલ લીધા છતાં વપરાઇ ગયાનું બાનું બતાવી વળી બીજી વાર લઇ જાય છે, છતાં તેલ વિના જેમ બને છે તેમ શાક દઝાડી થાળીમાં પીરસે છે. તેઓના ચીજો વગે કરવાના અનેક ગુપ્ત રસ્તા હોય છે. અવસર મળતાં જ તેઓ એ રસ્તે ચીજો ઠેકાણે પાડી દે છે. માટે આર્થિક સ્થિતિ ગમે તેટલી સારી હોય તો પણ ગૃહિણીએ રસોડાની જવાબદારી નોકરને તદ્દન સોંપી દેવી ન જોઇએ. ઘણા રસોઇઆ સગડીમાંના કોયલા અરધા બળી ગયા પછી કામ શરૂ કરે છે, જે કોયલા તેની બેદરકારીથી નકામા ગયા તેના પૈસા તેના માસિક પગારમાંથી કાપી લેવામાં આવે તો જ તેની આ ટેવ સુધરે. બીજાનું નુકસાન તે નુકસાન જ છે એમ સમજાવતાં કેટલીક વાર નિર્દયતાનું અવલંબન ન

કરીએ તો એ સાદી વાત તેઓ સમજતા જ નથી. કોઠારમાંની ચીજો

**તોલમાપ**

તોળવા માપવા માટે ત્રાજવાંતોલાં હમેશાં હાજર હોવાં જોઇએ. ગૃહિણીનું વજન સંબંધી અટકળીઉં જ્ઞાન પણ અવશ્ય અને ચોક્કસ હોવું જોઇએ. કોઠારમાંની ચીજ તદ્દન ખુટાડી મૂકવી એ યોગ્ય નથી. કેટલીક ચીજોની અચાનક જરૂર પડે છે. સાકર, સાબુચોખા, બાર્લી વગેરેની અડધી રાતે પણ જરૂર પડે. માટે એ ચીજો કોઠારમાં સ્થાયીપણે રહેવી જોઇએ. એ

**સંચય**

ચીજો થઇ રહે તે પહેલાં મંગાવી રાખવી. કદાચ મોડી રાત્રે કોઇ મેમાન આવી ચઢે તો તેને માટે ખાવાપીવાની સોઇ કરવી પડે છે. માટે રોગીને માટેની સામગ્રીની જેમ બટાટા, ઘી, લોટ, વગેરે સામગ્રી પણ કોઠારમાં તૈયાર રાખવી. તેમ કરવાથી સમયે અસમયે કોઇ સંબંધી આવી ચઢે તો બજારમાં દોડાદોડ કરી મૂકવી પડતી નથી. જ્યાં ગૃહિણી સાવચેત છે ત્યાં આ બધી ચીજો હમેશાં મળી શકે છે. અથાણાં વગેરે પણ કોઠારમાં યોગ્ય સ્થળે સાચવી રાખવાં જોઇએ અને તેમાં ગમે તેનો હાથ ન પડે માટે સખત દેખરેખ રાખવી. બાળકોનો હાથ ન પહોંચે એટલાં તે ઉંચાં રાખવામાં આવે તો ઘણું સારૂં. કેટલીક ચીજો એવી છે કે તે જ્યાં સુધી પુરી ન થાય ત્યાં સુધી છોકરાં જંપી બેસતાં નથી. તેવી ચીજો સાચવવાનો બરાબર બંદોબસ્ત કરવો. ગૃહિણીમાં વ્યવસ્થાશક્તિ ન હોવાથી અગર તેનું ધ્યાન ન રહેવાથી કેટલીક સમયે અસમયે કામ લાગતી વસ્તુઓ આડે દહાડે વપરાઇ જાય છે અને જ્યારે તેનું ખાસ કામ પડે છે ત્યારે દોડાદોડી થઇ રહે છે. પાનમાં ખાવાની સારી ચીજો પણ સારી પેઠે પેક કરી ઉંચે મૂકી છાંડવી જોઇએ. કોઇ ખાસ માણસ ઘેર આવે તો તેની જરૂર પડે છે. જે અડધો કલાક રહેવાનું હોય તેના આદરમાન માટે બજારમાં દોડવું પાલવે નહિ. આથી ગૃહસ્થને જરૂરી કેટલીક ચીજો બાળકોના હાથથી બચાવી રાખવી. કોઇ કોઇ વખતે

કોઇ સંબંધીનાં બાળકો ઘેર આવે તો તેને મીઠાઈ આપી રાજી કરવાં પડે છે. જો ઘરમાં આવી વસ્તુ ન હોય તો તે વખતે બજારમાંથી મંગાવવી પડે છે. આવી સ્થિતિમાં તેવી કંઇ ચીજ ઘરમાં રાખી હોય તો સારું ગણાય. ગરીબ માણસ પણ આવે પ્રસંગે ઉપયોગમાં આવે માટે ઘરમાં ચણા, મમરા, મગફળી કે બદામ રાખી શકે છે. છતાં એટલું યાદ રાખવું કે જે ઘરમાં બરાબર વ્યવસ્થા હોતી નથી તે ઘરનાં બાળકો આવી ચીજો ગમે તે રીતે ખલાસ કર્યા સિવાય જંપતાં નથી.

**વાસણોની સાચવણી**

કેટલાંક ઘરમાં કેટલા લોટા, કેટલી થાળીઓ, કેટલા વાડકા અને કેટલા પ્યાલા રકાબી હમેશના વપરાશ માટે બહાર રાખવામાં આવ્યા છે તેની કોઇને ખબર હોતી નથી. કદાચ એકાદ અઠવાડીઆ પછી જરૂર પડતાં છોકરાની નાની લોટી ક્યાં હશે એવો પ્રશ્ન ઉઠે છે. આવી સ્થિતિમાં નોકરોને ઘરની વસ્તુઓ વગે કરવાની ઠીક સગવડ મળે છે. કોઇ કોઇ કુટુંબોમાં એવું જોવામાં આવે છે કે એકાદ થાળી કે રકાબીમાં કોઇને નાસ્તો આપવામાં આવ્યો તો તે રકાબી તેમાંના ખાતાં વધેલા નાસ્તા સાથે એકાદ પેટી કે કબાટ નીચે એકાદ માસ સુધી પડી રહે છે. તે રકાબી ક્યાં ગઇ તેની કોઇ તપાસેય કરતું નથી. શું છે, શું નથી, શું ગયું, શું આવ્યું વગેરેની ખબર તે વળી કોણ રાખે ? ગૃહિણી બાલબચ્ચાં અને રસોઇના કામમાં એટલી બધી ગુંથાએલી હોય છે કે તેને કોઇ આવી વાત કરે તો પણ કંટાળે છે. આવાં ઘરોમાં જો લક્ષ્મીદેવીનાં પધરામણાં થયાં હોય તો પણ થોડા વખતમાં તે કંટાળી ભમર ચઢાવી એ સ્થળ તજવાનો સંકલ્પ કરે છે. આ વાત જેઓએ દેવદેવીઓની હીલચાલ જોવાની શક્તિ મળવી હોય તેઓ જ સમજી શકે છે.

જે જે કામવાસણ ઘરમાં વાપરવા કાઢયાં હોય, તેનો બરાબર

હિસાબ રાખવો અને રાતે જમી રહ્યા બાદ તે બધાં છે કે નહિ તે તપાસવું. જો કોઇ મેમાન માટે ખાસ નવાં વાસણો કાઢવાં પડે તો તે પ્રયોજન વીત્યા બાદ પાછાં યોગ્ય સ્થળે મુકાયાં છે કે નહિ તે ખાસ જોવું. નોકર માથે નાખવાના તેલનું કચોળું આપી ગયો, કામ પત્યા પછી એ કચોળું તેની જગાએ પહોંચે એ સંબંધની જવાબદારી જે એ કચોળું આપી ગયો હોય તેનાપર જ નાખવી ઘટે અને એ જવાબદારી તે બરાબર સમજે તે માટે તેના પર દેખરેખ રાખવી. જો એ નોકર એ દરમિયાન બહાર બીજે કામે જાય તો પોતાના કામની ભાળવણી બીજાને કરતો જાય અને પાછો આવી એ કાર્ય થયું છે કે નહિ તે તપાસે એવી ટેવ પાડવી જોઇએ. નાનાં બાળકોને પણ એવી ટેવ પાડવી જોઇએ કે કંઇપણ વાસણની જરૂર હોય ને દૂર લઈ જાય તો તે કામ થઇ રહેતાં પાછું તેની જગાએ મૂકી જાય. આવી ટેવો બાળપણથી જ પડે તે વધારે સારૂં છે. ટુંકામાં કહીએ તો દુનિયાના વ્યવહારને બેદરકારીના હાથથી બચાવવો એ ગૃહિણીનું ખાસ કર્તવ્ય છે.

**વસ્ત્રની સાચવણી**

ઘરમાંનાં લુગડાં વગેરેના સંબંધમાં પણ એવી નજર રાખવાની જરૂર છે. કોઈ કોઇ કુટુંબ એવું જોવામાં આવે છે કે ગઇ કાલે કોઇએ નાહીને લુગડું ચકલી તળે મૂકયું હોય તે બીજે દિવસે પણ જયાંનું ત્યાં પડયું હોય. કોઇ બાળકનું પહેરણ પવનથી ઉડી આંગણાંમાંની મોરી પર પડયું હોય અને ત્યાં પડયું પડયું ટાઢતડકો વેઠી રહ્યું હોય. પરિણામ એ આવે છે કે લુગડાં અકાળે સડી જાય છે અગર નોકરના હાથમાં પડી ફાનસ લુછવાનું મસોતું બની જાય છે. કપડાં તરફ લક્ષ આપવા ખાસ જરૂર છે. કયું કપડું સુકવવાનું છે, કયું ઉંચું મૂકી છાંડવાનું છે, એ બરાબર ધ્યાનમાં રાખવું. ઘણા ગૃહસ્થોને ઘેર જોવામાં આવે છે કે સુકવેલાં કપડાં સુકાઇ સુકાઇ ઉનાં લાય

જેવાં બની ગયાં છે છતાં તેને ઠેકાણે મૂકવાનું કોઇને સૂઝતું નથી. એવામાં દૈવયોગે એકાએક વરસાદ આવે તો એ ઉનાં કપડાં ફરી પલળે છે. અગર એકવાર તદ્દન સુકાઇ ગયા બાદ ઠંડી રાત્રિના પરોઢ વખતની ઝાકળમાં પલળે છે અને મેલેરિઆ તાવવાળાની પેઠે એ બિચારાં લુગડાં પણ ઘડીમાં ઉનાં ને ઘડીમાં ઠંડાં બની જાય છે. આથી તેની આવરદા ઘટે છે એટલું જ નહિ પણ અવ્યવસ્થાને લીધે જ્યારે જોઇએ ત્યારે તેને શોધવા માટે દોડાદોડ કરવી પડે છે.

ધોબીને ઘેરથી વસ્ત્રો આવે, કદાચ એ પણ એક પર એક લદાઇ ઘરના એક ખુણામાં પડયાં રહે. છોકરાં જેવા તેવા હાથે તેને અડકે અને સફેદ બગલાની પાંખ જેવાં વસ્ત્રો પર પોતાના હાથનાં આંગળાં પાડે અગર આમ તેમ તાણાતાણી કરી ફેંકાફેંકી કરે, કોઇ વસ્ત્ર ભીની જગાએ પડે ને બગડે. આવું ઘણા ગૃહસ્થોને ત્યાં બને છે. ધોબીને ત્યાંથી આવેલાં કપડાં તરતજ ઘરમાં જેનાં હોય તેને સોંપી દેવાં જોઇએ અગર તેને માટે મુકરર કરેલી જગ્યાએ મૂકી છાંડવાં જોઇએ. ઘરમાંનાં પ્રત્યેક બાળકને એકાદ પેટી સોંપી દીધી હોય અને તેમાં એને પોતાનાં કપડાં કાળજીપૂર્વક સાચવી રાખવાની ટેવ પાડવામાં આવે તો ઘણું સારૂં કહેવાય. આ બધી બાબતમાં મહેનતની જરૂર નથી. પ્રથમથી જ બાળકો જો પોતપોતાનાં પુસ્તકો ગોઠવી રાખતાં શીખે, પોતાનાં કપડાં સાચવી રાખે, એટલું જ નહિ પણ નાહીને પોતાનું પલાળીઉં સુકવી નાંખે તો તેમાં તેમનું કંઇ અપમાન થશે નહિ તેમ તેની હલકાઇ પણ પ્રગટ થશે નહિ. ઉલટું બાળપણથી જ તેના ચારિત્રમાં એક પ્રકારની સ્વાશ્રયની લાગણી કેળવાશે તથા ઘરસંસાર ચલાવવાની યોગ્યતા વધશે.

ટુંકામાં કહીએ તો સંસારને બેદરકારીના હાથથી બચાવવા માટે જે કંઇ કરવું પડે તે બાબત ગૃહિણીએ હમેશાં વિચાર કરવો. અમે અગાઉ કહ્યું છે કે તે ઘરની દાસી નથી, પણ અધિષ્ઠાત્રી છે. તે કેવળ મજુરી કરવા આવી નથી. પણ મજુરી કરાવવા અને

કેળવવાં આવી છે. ઘરની બધી ચિંતા તેના મગજમાં રમી રહી હોય તોજ ઘરનું ભલું થાય

શિયાળો પુરો થાય એટલે કામળી વગેરે ઊનનાં ઓડવાનાં વસ્ત્રો સાચવી રાખવાં જોઇએ. કેટલાક લોકો પાકાં છાએલાં ઘરમાં વળગણી કે હુક પર એવાં વસ્ત્રો ટાંગી રાખે છે એ સારૂં છે એથી ઉંદરના પંજામાંથી એની રક્ષા થાય છે. પરંતુ અતિશય યત્ન અગર લોભથી એવાં ગરમ વસ્ત્રો હમેશાં નષ્ટ થાય છે. ઘણા લોકો શાલ, બનાત, સર્જની ચાદર અને વિલાયતની કામળી બહુ જ યત્નપૂર્વક પેટીમાં સાચવી રાખે છે અને ખાસ જરૂર ન પડે ત્યાં સુધી તેને બહાર કાઢતા જ નથી. પરિણામે તેમાં સળો લાગે છે અને સ્થળે સ્થળે કાણાં પડી જાય છે.

આ બધી ચીજો એવી છે કે સાવચેતી રાખી હોય તોજ તે સારી રહે છે. કામળી વગેરે ઘણી વેળા બિછાના ઉપર પાથરી રાખવાથી જ સારી જળવાય છે. શોભા માટે રાખી મૂકીએ તો અકાળે કીડાનું ભોજન બને છે. શિયાળામાં પહેરવાનાં વસ્ત્રો જે પેટીમાં રાખી મૂકયાં હોય તે દર માસે બહાર કાઢી તડકે રાખવાં અને જીવજંતુને અટકાવવા માટે તેમાં નેપથલિનનો ઉપયોગ કરવો.

તાંબાપિત્તળનાં વાસણો કે જે હમેશાં કામમાં ન આવતાં હોય તે પણ દર મહિને એકવાર તો માંજવાં જ જોઇએ; નહિ તો એમાં એવા કાળા ડાઘ પડશે કે ભીમના જેટલા બળવાળા નોકરો પણ ઘસીઘસીને થાકી જશે છતાં એ ડાઘ જશે નહિ. આપણે જોઇએ છીએ કે દીવાળીના અરસામાં ઘરમાંનાં બધાં વાસણો ચકચકિત કરવામાં આપણને કેટલી મહેનત પડે છે અને એટલી મહેનત છતાં આપણે તેમાં પુરેપુરી સફળતા તો કદી અનુભવતા જ નથી. મહિને એકવાર દરેક વાસણ માંજવાથી એવા ડાઘ કદી નહિ પડે અને પડશે તો તે જરૂર પડતાં આપણે સહેલાઇથી દૂર કરી શકીશું.

ઘણા ગૃહસ્થોના ઘરમાં પ્યાલા અને લોટા નોકરો એવી ખરાબ રીતે માંજે છે કે તેમાં પાણી પીવું પણ ગમે નહિ. વળી એવાં ઘરો પણ હશે કે જ્યાં કાંસાનો લોટો ચાંદીના લોટા જેવો ચળકતો હશે. જ્યાં નોકરો આવી દગડાઇ કરે ત્યાં ગૃહિણીએ જાતે એકાદ વાસણ માંજી બતાવવું. એટલે એ લોકો નકામાં બહાનાં કાઢતા બંધ થશે.

ઘરનું આંગણું ચોક્ખું રહે તે તરફ હમેશાં નજર રાખવી.

**ગટર કે મોરી**

ઘણાં મકાનો પર ગટર કે મોરી પાસે દાળ-ભાતના ઢગ પડયા હોય છે અને કોઇ વખતે એ ઢગને લીધે પાણીનો માર્ગ બંધ થઇ જાય છે. નોકરો જે જગાએ વાસણ માંજે છે તેજ જગાએ અજીઠાં દાળભાત, શાક વગેરે નાંખે છે. સહેજ આગળ ચાલવાની આળસને લીધે આંગણામાંથી દૂર જતાં તેઓને કંઇનું કંઇ થઇ જાય છે. પરિણામે ગટર ઉભરાય છે અને મેલું પાણી આંગણામાં ફેલાઇ ઘરમાં નાના પ્રકારના રોગો ફેલાવે છે. આંગણામાં કોઇપણ પ્રકારનો કચરો ભેગો થવા દેવો ન જોઇએ. જો નોકર કહે કે થોડી વાર પછી એ બધું ફેંકી આવીશ, તો પણ તેના પર વિશ્વાસ ન રાખતાં તે કાર્ય તેજ વખતે કરાવવાની ગૃહિણીએ ટેવ પાડવી; કારણ કે જો તેને એક વાર કચરો ભેગો કરી રાખવાની ટેવ પડી તો પછી તે ટેવ નષ્ટ કરવાનું કામ લગભગ અસંભવિત બની જાય છે.

**રસોડું**

રસોડું બહુ જ સ્વચ્છ રહે તે તરફ ગૃહિણીએ ખાસ લક્ષ રાખવાનું છે. સ્વાદિષ્ટ રસોઇની બાબતમાં ગુજરાત બહુ પ્રસિદ્ધ છે. જુદી જુદી અસંખ્ય વાનીઓ બનાવવામાં ગુજરાતી નારીઓ બહુ પ્રખ્યાત છે, પણ સ્વચ્છતા તરફ તેમનું બહુ ધ્યાન હોય એમ લાગતું નથી. રસોઇ કરતી વેળા પાટલા પર બેસવાની ટેવ પાડવી એ વધારે સારૂં છે. ઘણી સ્ત્રીઓ હળદરવાળા હાથ સાડીએ લૂછે છે, ભીના હાથ થાય કે તરત સાડીનો ઉપયોગ કરે છે. આથી સાડી એવી તો ચિત્ર–

વિચિત્ર બની જાય છે કે તે જોતાં સુગ ચઢે છે. જે ગૃહિણી આમ કરતી હોય તેનાં બાળકો સ્વચ્છતાની બાબતમાં પછાત રહે એમાં નવાઇ જેવું કંઇજ નથી. પ્યાલામાં માટી ચોંટી હોય કે લોટામાં કીડા ખદબદતા હોય એવી સ્થિતિ પણ આવા સ્થળે જોવામાં આવે એમાં કંઇ નવાઇ જેવું નથી. રાંધે સીંધે છતાં શરીર પર કાળો ડાઘ ન હોય, વસ્ત્રો પણ સફેદ દૂધ જેવાં રહે, એવી સ્ત્રીઓ આપણા દેશમાં નથી એવું આ પરથી સમજવાનું નથી. ખાસ કરીને મોટાં શહેરોમાં એવી સ્વચ્છતાની કીંમત સમજનારી ગૃહિણીઓ વધારે પ્રમાણમાં હશે. પરંતુ ગુજરાતના મોટા ભાગનું રસોડું હજુ અસ્વચ્છતાની બાબતમાં પ્રમાણપત્ર ધરાવે છે એમાં કંઇ શક નથી. રાંધતી વખતે જેમ બને તેમ ઓછાં વસ્ત્રો પહેરવાં એ સારૂં છે અને તે લુગડાં પણ ચુલા પાસે સંકોરીને બેસવું. આપણામાં રાંધતી વખતે શણનું કે રેશમનું વસ્ત્ર પહેરવાની ટેવ છે તે સારી છે. પરંતુ સુતરાઉ વસ્ત્ર પહેરી રાંધવા બેસતાં સળગી ઉડવાનો ભય વિશેષ રહે છે એ વાત લક્ષમાં રાખવાની ખાસ જરૂર છે. રાંધતી વેળા જે વસ્ત્ર કાઢતાં વિલંબ થાય તેવું, શરીરને ચપોચપ થઇ રહે તેવું, વસ્ત્ર પહેરવું નહિ.

રસોઇમાં ઉતાવળ એ રસોઇને બેસ્વાદ બનાવનારો સૌથી મોટામાં મોટો અવગુણ છે. અગાઉ સ્ત્રીઓ રાંધી રહ્યા બાદ બાળકોમાંના કોઇને બોલાવી રસોઇ ચખાડી જોતી. અત્યારે એ રિવાજ તો નષ્ટ થયો છે. જે રસોઇ તૈયાર કરી હોય તે બીજાને ખાવા આપતા પહેલાં કેવી થઇ છે તેની પરીક્ષા કરવી એ કંઈ ખોટું કામ નથી. કદાચ કોઇ શાકમાં મીઠું વધારે પડયું હોય તો કોઇમાં ઓછું પડયું હોય; કોઇમાં મરચું વધારે પડવાથી એ ખાઇ શકાય નહિ તેટલું તીખું બન્યું હોય અગર તંદુરસ્તીને માફક ન આવે તેવું બન્યું હોય આ બધું જમતી વેળા જાહેર થવાથી ગૃહિણીની મુંઝવણનો પાર રહેતો નથી. આ માટે અગાઉથી ચાખી જોવાની રીત સારી હતી એમ કહેવામાં અમને જરા પણ સંકોચ થતો નથી. ભાત હમેશાં ધીમા

તાપે સારો બને અને શાકને હમેશાં વધારે તાપ જોઇએ. શાક જેમ વધારે બફાય તેમ સારૂં. કોઇ વખતે એવું બને છે કે અમુકને ખારાશ વધારે પ્રિય હોય અને અમુકને એટલી બધી ખારી વસ્તુ પ્રિય ન હોય. આ વખતે સામાન્ય રીતે એવો નિયમ રાખવો જોઇએ કે જેને જોઇએ તેણે મીઠું ઉપર લેવું. એ જ રીતે મરચાં માટે પણ એવો નિયમ કરી શકાય.

**શું રાંધવું?** ઘણી વેળા નાની સરખી ભૂલને લીધે પુષ્કળ સામગ્રી નકામી થઇ જાય છે. ઉનાળાનો દિવસ છે. બધી રસોઈ બરાબર થઇ છે પણ દહીં કે છાશની ખામી રહી ગઇ છે. થયું, ખૂબ જમવા છતાં તૃપ્તિ ન થઇ. ગૃહિણીએ વખત વિચારી રસોઈ તૈયાર કરવી જોઇએ. વરસાદના દિવસો છે. હેલી થઇ છે. આવે વખતે કંઇક હલકો ખોરાક જોઇએ. ખીચડી ને શાક એ માટે સારો ખોરાક ગણાય. ખૂબ તાપ પડતો હોય તે વખતે દહીંની કઢીની વ્યવસ્થા કરી હોય અગર છાશનો પુષ્કળ ઉપયોગ કરી શકાય એવી કંઈ રસોઇ બનાવી હોય તો ખાનારને અતિશય તૃપ્તિ થાય. બધી બાબતની સમજણ પાડવામાં આવી ન હોય તોપણ ગૃહિણીએ ઘરમાંના માણસોના સ્વભાવને અનુસરી રસોઇ કરવાની ટેવ રાખવી જોઇએ. પીરસતી વેળા કડછી કે ચમચાનો ઉપયોગ કરવો. દાળ કે ચોખા ખુબ ધોયા બાદ ચુલા પર ચઢાવવા. ઘણી વેળા ઉત્તમ પ્રકારના ચોખા કેવળ ધોવાની આળસને લીધે જ મેલા દેખાય છે અને જો તે જ ચોખાને બે કે ત્રણ પાણીએ ધોયા હોય તો અતિશય સફેદી પકડે છે. આમ સામાન્ય યત્નની ખામીને લીધે ભાત નકામો બની જાય છે.

**પીરસવું** પીરસતી વેળા કોણ કેટલું ખાઇ શકશે તેનો વિચાર કરી પીરસવું. સાધારણ રીતે રસોઇઆ આ બાબતમાં બહુ ગાફલ હોય છે. શેઠની ચીજ નકામી જાય તેમાં તેને શું? વારંવાર જોઇતાં જોઇતાં

દાળ, ભાત, શાક પીરસવાની તકલીફ ઉઠાવવાની મહેનતમાંથી જો એકી સામટું પીરસી દેવાથી બચાતું હોય તો તે તેમ શા માટે ન કરે? રસોઇઆ બાળકની થાળીમાં ભાતનો ઢગ કરી જાય. બાળક બિચારૂં તેમાંથી પા ભાગનું ખાય, પા ભાગનું જમીન પર ઢોળે અને બાકીનું રાખી ઉઠી જાય. નોકર આવી એ બધું સાફ કરી ગટર આગળ જઇ ઢગલો કરે. જો દૈવયોગે ઘરમાંના કોઇની આ બગાડ પર નજર પડે અને રસોઇઆને પૂછે કે, 'મહારાજ, આ છોકરાને આટલો બધો ભાત કેમ આપ્યો?' તો તેના જવાબમાં મહારાજ કદાચ કહેશે કે 'થોડો ભાત આપીએ તો ભાઈ રીસાઇ ઉઠી જાય છે.' કહેવાની જરૂર નથી કે આવાં બધાં બહાનાં અને આ પ્રમાણેનો બગાડ લક્ષ્મીદેવીને ગળામાંથી પકડી ધક્કો મારી ઘરમાંથી બહાર કાઢવાનો રસ્તો માત્ર છે. ગૃહસ્થને માટે આમ બગાડ થાય એના જેવો સત્યાનાશ વાળનારો બનાવ બીજો એકેય નથી. ગૃહિણીએ દરેકની થાળીમાં પ્રમાણસર ખોરાક પડે છે કે નહિ, વારંવાર પીરસવાની મહેનતમાંથી બચવા માટે કોઇની થાળીમાં હદથી વધારે ખોરાક પીરસાઇ જતો તો નથી, એ બધી બાબતો પર સદા લક્ષ આપવું. ઘરમાંની કોઇપણ ચીજ નકામી ન જાય એ જોવું એ ગૃહિણીપણાનો પહેલો મુખ્ય ઉદ્દેશ હોવો જોઇએ.

**ભિખારી**

ગૃહસ્થના ઘરમાં ગરીબોને માટે સ્થાન હોવું જોઇએ. હદથી વધારે ન્યાયશાસ્ત્રની ચર્ચામાં એ સ્થાન તદ્દન બંધ કરવું એ વ્યાજબી નથી. એકાદ ગરીબ હરિનું નામ લેતો લેતો માગવા આવ્યો, તેને 'તારૂં ઘર કયાં છે? શરીર તો અલમસ્ત છે, મજુરી શા માટે કરતો નથી?' ઇત્યાદિ પ્રશ્નોથી અકળાવી નસાડી મૂકવો એ ઠીક નથી. આપણા દેશના માણસો પ્રભુના નામનું કીર્ત્તન કરવું એ નકામા માણસોનું કામ ગણતા નથી. જુના વખતમાં પ્રાતઃકાળમાં પ્રભુભજન ગાઇ લોકોને જગાડનારો એક વર્ગ હતો. તેના અવાજથી સવારના

પહોરમાં ઉંઘ ઉડતી અને મનમાં ધર્મભાવનાનો ઉદય થતો. રાજાઓ બંદીજન પાસે ગીતો ગવડાવી જે આનંદ પ્રાપ્ત કરતા, ધનવાનો સવારસાંજ નોબતની વ્યવસ્થા કરી જે આનંદ મેળવતા, તેવો જ આનંદ સમાજના ગરીબ લોકો પણ એકાદ મુઠી અનાજ આપી વૈષ્ણવ ભિખારીના ગાયનોમાંથી પ્રાપ્ત કરતા. એટલું જ નહિ પણ રાજાઓ અને ધનવાનો કરતાં પણ વધારે સારી રીતે તેઓ તે દ્વારા સુખ અને શિખામણ મેળવતા. લોકો સંસારમાં તો રાતદહાડો રેંટની માફક ફર્યા કરે છે. આખો દિવસ યંત્રની માફક મજુરી કરવી એ તો આપણું કર્તવ્ય છે. પરંતુ એ શું આપણું સર્વસ્વ છે? બીજું કંઇ કર્તવ્ય નથી? આપણે જેને ભૂલી ગયા છીએ, જે જીવનનું પણ જીવન છે, રાજાનો પણ રાજા છે, જેને ભૂલી આપણે રાતદહાડો સંતાપ વેઠીએ છીએ, તેની કથા સવારમાં કે સંધ્યાકાળ વખતે કોઇ યાદ લાવી આપે તો તે શું આપણા પર ઉપકાર નથી કરતો? એ ગરીબ કીર્તનકારો આખા સમાજમાં એક પ્રકારનો ભક્તિભાવ જાગ્રત રાખે છે એ શું ઉપયોગી કાર્ય નથી? સમાજ એક વખતે આ કીર્તનો અને કીર્તનકારોને અતિશય જરૂરી વસ્તુ માનતો હતો. જેને જે ચાહે છે, તેના સંબંધમાં તે વાત કરવામાં અને તેની વાત સાંભળવામાં આનંદ માને છે. પૂર્વે સમાજ ભગવાનને ચાહતો હતો તેથી એ બધા ભિખારીઓ પ્રભુનામ સુણાવી ભીખ માગતા હતા. અત્યારે તેઓને એક મુઠી અનાજ આપવા જતાં તેઓના શરીરના બળની પરીક્ષા કરી, તેમના કર્તવ્ય સંબંધમાં મોટાં મોટાં ભાષણો આપવાં એ નકામાં જ છે.

મોટા મોટા મેળા વખતે અગાઉ કેટલીક જગાએ ભજન મંડળી બેસતી. એ ભજન મંડળી 'જેસલ તોરલ'નાં, 'રાજા ગોપીચંદ'નાં અને બીજાં એવાં અતિ કરુણ ભજનો લલકારતી, તે વખતે ગમે તેવા પાષાણ હૃદયના માનવીની આંખોમાંથી પણ ખળખળ કરતો અશ્રુપ્રવાહ ચાલ્યો જતો. નાનાં નાનાં બાળકો પણ એ ભજનોનો

મર્મ અનાયાસે સમજી શકતાં અને કીર્ત્તનકારોના મોં સામું જોઇ રહેતાં. જે ઘરગથુ વસ્તુ હોય, તે અનાયાસે મળી શકે અને તેને સમજવા માટે વ્યાકરણના નિયમો મોઢે કરવા ન પડે. એવી વસ્તુ હમેશાં નકામી અગર તુચ્છકારવા જેવી હોય જ એવો કંઇ નિયમ નથી. દૈવની મદદ હોય તો આખી પૃથ્વી પર વેપાર ફેલાવવાની ઇચ્છાવાળા વાણીઆને કદાચ ઘરના ખુણામાં પડેલા કાચના કકડામાંથીજ હીરા મળી આવે છે. આપણે માટે પણ એ હરીનામકીર્ત્તનમાંથી એ રીતે અનેક હીરાની શોધ કરવાની તક રહી છે.

**આંધળાં લુલાં પ્રત્યે દયા**

આંધળાં લુલાં પર દયા રાખવી એ ગૃહસ્થનું કર્ત્તવ્ય છે. જેઓએ ભગવાનના નિયમો પાળ્યા નથી તેથી તેઓ સજાપાત્ર બન્યા છે તેના તરફ આપણે વિરુપ બનવું એ ઉચિત નથી. કારણ કે આપણે પણ પળે પળે એ નિયમોનો ભંગ કરતા આવ્યા છીએ. કઇ ક્ષણે એ નિયમભંગનો પ્રત્યાઘાત આપણા પર ઉતરી આપણને જર્જરિત કરી નાંખશે તે કોણ જાણી શકે તેમ છે? માટે દુઃખી માણસો આપણી સહાનુભૂતિને પાત્ર છે. અલબત તેઓનામાં અનેક દોષ હશે, પરંતુ તેઓ જ્યારે દુઃખમાં આવી પડયા છે, ત્યારે તેઓ એક એવી જગાએ આવી પહોંચ્યા છે કે જ્યાં તેઓના અપરાધની ચર્ચા અનાવશ્યક છે. આપણા હૃદયમાં ભગવાને દયા નામની જે સામગ્રી મૂકી છે, તે લોકોની આંખમાં આંસુ જોઇ એની મેળે જાગ્રત થાય છે. તે જાગ્રત થયા પછી લાંબો વિચાર કરવા રહેતો નથી. ભગવાનની અસીમ દયાથી શું કોઇ વંચિત છે? તે શું એ અસીમ દયાના કણ આપતાં નાના મોટાંનો ભેદ રાખે છે? તેના સૂર્યનો પ્રકાશ, તેનાં ચંદ્રકિરણો, તેનું સુશીતળ પાણી, તેનો મુક્ત વાયુ, દીનદરિદ્ર અને રાજા મહારાજા, પાપી અને ધાર્મિક એ બધાંને સરખી રીતથી જ મળે છે. એકાદ કીટની સમક્ષ પણ તેણે આ વિશાળ સૌરજગતનો બધો પ્રકાશ ધરી રાખ્યો છે! આ વિશાળ

આકાશના મુકત વાયુમાં પણ તેનું જીવન ચલાવવાની વ્યવસ્થા કરેલી છે. તે જેને દુઃખ આપે છે, તેને આપણે મદદ કરીએ છીએ કે નહિ એ વાત તે હમેશાં આડી આંખે જોયાં કરે છે. મા બાળકને મારે છે પણ તેની સાથે એ પણ જોયાં કરે છે કે ક્યા કુટુંબીજને આવી પોતાનાં વહાલાં બાળકને ખોળે લીધું અને તેની પીઠ પર હાથ ફેરવ્યો. ભગવાન પણ પોતાનાં પ્રિય સંતાનોને દુઃખ આપી છાની રીતે જોઈ રહે છે કે પોતાનાથી દંડિત માણસને કોણે જમીન પરથી ઉઠાડયો અને તેનું દુઃખ ભુલાવવાનો કોણે કોણે પ્રયત્ન કીધો. કારણ કે તેની શિક્ષા એ પ્રેમની શિક્ષા છે એ કંઇ નિર્દયનો આઘાત નથી. એમ ન હોય તો બાળક જેમ માના હાથનો માર ખાતા છતાં તેને 'મા, મા ' કહી વળગી પડે છે તેમ આપણે પણ પ્રભુને હાથે દુઃખ ખમ્યા છતાં રડતા રડતા તેનું શરણ સ્વીકારતા નથી? કોઇને એવી ટેવ હોય છે કે કોઇ આપત્તિમાં આવી પડે અથવા દુઃખી થાય તો તેના સંજોગોની ચર્ચા કરી 'આનું પરિણામ આવું ન આવે તો પછી કેવું આવવાનું હતું? એને તો એના પાપની શિક્ષા થઇ છે.' એમ કહી દુઃખી માણસના જુના અપરાધનો ઉલ્લેખ કરી તેના તાજા ઘા પર મીઠું છાંટવું એ ઉચિત નથી. દુઃખી માણસ પ્રત્યે નિર્દય બનીએ તો પછી દયા બતાવવાનું સ્થાન જ કયાં રહ્યું? છિદ્રાન્વેષી કદી ન થવું; કારણ કે આપણામાં પણ સેંકડો છિદ્રો વિદ્યમાન છે.

**ખોવાએલી ચીજ ખોળવી**

કોઇ કોઇ ગૃહિણી ચાવી માટે, કપડાં માટે, જામા માટે, લોટા માટે કે થાળી માટે પ્રસંગ આવ્યે આખું ઘર ખોળી ખોળીને હેરાન થઇ જાય છે. એકાદ મોટા માણસનું જીવનચરિત્ર વાંચતાં જણાયું છે કે તેના જીવનનો લગભગ એક પષ્ઠાંશ ભાગ ખોવાએલી ચીજ ખોળવામાં ગયો છે. એવો એકેય દિવસ ગયો નહોતો કે તેણે રોજના બે કે ત્રણ કલાક કબાટની ચાવી કે ખોવાએલી નોટ બુક ખોળવામાં ગુમાવ્યા ન હોય. આવો પરિશ્રમ અને

ચિંતા ઓછાવત્તા પ્રમાણમાં દરેકને ભોગવવાનો પ્રસંગ આવે છે. વ્યવસ્થાપૂર્વક કામ ન કરીએ તો આવું કષ્ટ આપણે માટે હાજર જ હોય છે. સામાન્ય રીતે તો ચાવી ખોવાઇ જવાનો પ્રસંગ અનેકવાર બને છે. આ પ્રસંગ ન આવે માટે ઘણી ગૃહિણીઓ ચાવીના ઝૂમખાને સાલ્લાને છેડે બાંધી રાખે છે. આ રીત કંઇ ખોટી નથી. પરંતુ જો દરેક ચીજ રાખવાની ખાસ જગા મુકરર કરી હોય, જેમકે અમુક સ્થળે કપડાં રાખવાં, અમુક સ્થળે લોટા રાખવા, અમુક જગાએ કાગળ પત્ર રાખવા. અમુક જગાએ ચાવી રાખવી તો પ્રસંગ આવ્યે ખોળવાની તકલીફમાંથી બચી જવાય. ઘણા લોકોની પેટી કે પટારામાં પણ આવી વ્યવસ્થાનો અભાવ જોવામાં આવે છે અને તેથી એકાદ કપડું કે એકાદ મોજાની જોડ ખોળવા માટે અતળ સમુદ્રની પેઠે આખી પેટી કે પટારો ખાલી કરવો પડે છે. કામ કરવાની વ્યવસ્થા હોય તો આવાં આવાં અનેક કષ્ટ, નકામી ચિંતા અને નકામા પરિશ્રમથી મુક્ત થવાય.

ગૃહિણીએ આવક જાવકનો હિસાબ રાખવો અને તે દર માસે સિલક સાથે મેળવી જોવાની ટેવ રાખવી.

**ખર્ચનો હિસાબ** વળી કયા માસમાં એકંદર ખર્ચ કેટલો થયો અને તેમાં બજાર ખર્ચ, ફાલતુ ખર્ચ, ચાકરનો પગાર, દાક્તરનું ખર્ચ, દૂધ, ધોબી, ગાડીભાડું, છોકરાંની ફી, ખાનગી શિક્ષણ અને પુસ્તક નોટ પેન્સીલ વગેરે ખરીદ કરવાનો ખર્ચ તથા લુગડાંલત્તાંમાં કેટકેટલો ખર્ચ થયો છે તે દર માસે જુદું જુદું તારવી કાઢવું જોઇએ. એ પેટાંવાર ખર્ચ દર માસે કેટલું વધ્યું અથવા કેટલું ઘટ્યું તે બારીકીથી તપાસવાની ટેવ રાખવી. એ દરેક ખાતાનું ખર્ચ કેટલે અંશે ઘટાડી શકાય તેમ છે એ ઉપર પણ સારી રીતે વિચાર ચલાવવો. સુગૃહિણી તરીકે નામ કાઢવા ઇચ્છતી સ્ત્રીએ પોતાના ખર્ચની આવી રીતે તપાસ કરવી જોઇએ અને પોતાના ઘર સંસારની ઉન્નતિ માટે પ્રતિદિન વિચાર કરવાની ટેવ પાડવી આવશ્યક છે.

**દૂધ બાર્લિ**

એક ગૃહસ્થ કુટુંબની વાત અહીં નોંધીએ તો વિષય વધારે સ્પષ્ટ થશે. એ ગૃહસ્થના કુટુંબમાં ઘણાં બાળકો હતાં. તેઓને માટે દૂધ ખરીદતાં ઘણું ખર્ચ થાય તેમ હતું. એ ખર્ચ એ કુટુંબથી ઉપડી શકે તેમ નહોતું; આથી બાળકોને સાધારણ ખોરાક પર નિભાવ કરવો પડતો. પરંતુ ગૃહિણી હતી બુદ્ધિશાળી. તેણે ગમે તેમ કરીને બશેર દૂધનો બંદોબસ્ત કર્યો, પણ બશેર દૂધમાં ૧૦–૧૫ માણસોને કંઇ રીતે પુરૂં થાય ? ગૃહિણીએ આની વ્યવસ્થા કરવા માટે એક યુક્તિ રચી. તેણે એ બશેર દૂધની સાથે મોટા પ્રમાણમાં બાર્લિ મેળવી થોડી ઘણી ખાંડ નાખી ખીર બનાવી અને તે એકેક વાડકી બાળકોને આપવાની શરૂઆત કરી. આનું પરિણામ ખરાબ ન આવ્યું. એ ગૃહસ્થે એમ પણ કહ્યું હતું કે મોટાં શહેરોમાં દૂધ સારૂં મળતું નથી. માટે તેમાં સહેજ બાર્લિ મેળવી ઉકાળતાં દૂધ વધારે પુષ્ટિકારક બને છે. એ ગૃહસ્થનાં છોકરાં બહુ માંદાં પણ પડતાં નહોતાં. શરીરે પણ સારાં રહેતાં.

**પરોણાગતમાં વધુ ખર્ચ**

ઘણા સાધારણ કુટુંબોમાં કોઇ સાધારણ વર્ગના ગૃહસ્થને નિમંત્રણ કરી જમાડવામાં પણ બેચાર રૂપીઆનો ખર્ચ થાય છે. ખાસ કરીને કુટુંબ મોટું હોય ત્યાં આવી જાતનું ખર્ચ વધારે આવે છે; કારણ કે ઘરનાં બધાં માણસો પણ તે દિવસે મેમાન માટે રાંધેલી રસોઇ જમે છે. પરંતુ આ બાબતમાં અવસ્થા પ્રમાણે વ્યવસ્થા રાખવાની જરૂર છે. કેટલેક સ્થળે એવી વ્યવસ્થા હોય છે કે મેમાન એકલાને માટે મિષ્ટ રસોઇ બનાવવામાં આવે છે અને બહુ તો તેની સાથે ઘરમાંનું એકાદ માણસ વિનય ખાતર જમવા બેસે છે. છોકરાં છૈયાં દેવની આગળ ધરેલા ભોગની માફક કેવળ દષ્ટિભોગ કરી અટકી જાય છે. આ વ્યવસ્થા સારી

છે કે ખરાબ તે અમે કહી શકતા નથી. જ્યાં આવક ઓછી છે, છતાં સગાં સંબંધીને ખવરાવ્યા સિવાય ચાલે તેમ ન હોય ત્યાં આવી વ્યવસ્થા ઉત્તમ જ ગણાવી જોઇએ. દરેક બાબતમાં ઘેર ઉત્સવની દુનિયા રચવી જોઇએ એવું કંઇ નથી. જ્યાં અવસ્થા સારી હોય, ત્યાં એ પ્રમાણે ખર્ચ કરવો એ આનંદની વાત છે; પરંતુ ગરીબ સાધારણ સ્થિતિના લોકોએ તો સંયમ રાખવો એ જ ઠીક છે. ઘરનાં છોકરાંને પણ આવી વ્યવસ્થાથી સંકોચ પામવાનું કંઇ કારણ નથી. તેઓ પોતાના ઘરની સ્થિતિ સમજી, તે વડે સંયમ કેળવે એવા પ્રસંગો ઉભા કરવા એમાં અનુચિત જેવું કંઇ નથી.



# પ્રકરણ ૬ ઠ્ઠું

## નોકર પ્રત્યેની વર્ત્તણુંક

નોકરચાકર એ ઘરસંસારરૂપી રથનાં પૈડાં છે. એ પૈડાં બરાબર કામ આપે એ તરફ ગૃહિણીએ ધ્યાન આપવું જોઇએ.

**જુના વખતના નોકરો**

પ્રાચીન સમયમાં ગૃહિણીઓ નોકરને પોતાનાં બચ્ચાં જેવા ગણતી હતી. તેઓના ખાનપાન પર ધ્યાન આપતી, તેને ઘેર બધાં સાજાંતાજાં છે કે નહિ તેની ખબર લેતી, નોકરોની અનેક માગણીઓ સંતોષતી અને તેને પરિણામે કોઇ પણ નોકર એક વખત ઘરમાં પેઠો તે પછી જિંદગીપર્યંત ત્યાં જ રહેતો. આ કામ આપણે ન કરવું એ પ્રકારનો ભાવ અગર એકસંપી તેઓનામાં લગભગ નહોતાં જ એમ કહીએ તો ચાલે. અલબત તે બધા સતયુગના માણસ હતા એમ તો ન કહેવાય. તેઓમાં પણ ભૂતના જેવા હઠીલા કે મગરના જેવા આળસુ લોકોનો તોટો નહોતો. હજારો ગાળો આપતા છતાં બોલે નહિ, ઇચ્છા ન હોય તો કામ જ ન કરે, ગુસ્સે થાય તો એવડા મોટા ઘાંટા પાડે કે ઘરમાં રહેવું ભારે થઇ પડે એ જાતના નોકરો પણ અમે પ્રત્યક્ષ જોયા છે. પરંતુ આ બધું છતાં માલીકના ઘર સાથે તેઓ સ્નેહના બંધનથી બંધાયા હતા. તેઓ શેઠનું ઘર છોડી બીજે ક્યાંય જઇ શકતા નહિ. આ સ્નેહને ખાતર અનેક દોષ છતાં તેઓ જ્યારે કામ કરતા ત્યારે તનતોડ મહેનતે કરતા. શેઠની ચીજ નકામી જાય એ તેઓની છાતીને લાગતું. છોકરાંઓને

ઘણી વેળા તેઓ માબાપ જેટલા જ સ્નેહથી ઉછેરતા. ઘરનાં છોકરાં પણ તેઓને કદી નામ દઇ તોછડે નામે બોલાવતાં નહિ. નામની સાથે 'ભાઇ' કે 'કાકા' શબ્દનો ઉપયોગ કરી નોકરને પણ પોતાના કુટુંબનું માણસ ગણતાં. ટુંકામાં કહીએ તો નોકરો તે વખતે ઘરનું અંગ ગણાતા. તેઓ કદી એમ ન ધારતા કે અમે પર છીએ. શેઠ કે શેઠાણી ઘેર ન હોય તો તેઓ ઘરનું કામકાજ એવી જવાબદારીપૂર્વક કરતા કે અત્યારનાં નજીકનાં સગાં પણ પૂછ્યા સિવાય તેવું કામ કરવાનું સાહસ ન કરે. તે ખાતર તેઓને કોઇ કોઇ વખત ગાળો પણ સાંભળવી પડતી. તો પણ ઝાડ જેમ વરસાદનું બધું પાણી શાંતિથી વેઠી લે છે તેમ તેઓ એવો બધો જુલમ શાંતિથી વેઠી લેતા.

**આધુનિક નોકરો**

પરંતુ અત્યારના નોકરો આપણો પગાર ખાય છે અને આપણે જે કંઇ કહીએ તે કરવા તેઓ કાયદેસર રીતે બંધાએલા છે, એ વિચારમાંથી આપણે કદીપણ મુક્ત થઇ શકતા નથી. આપણી સાથે તેમનો બીજો કોઇપણ જાતનો સંબંધ હોતો જ નથી. આપણે શેઠ, એ નોકર. શહેરના ઘણા મોટા માણસોને ઘેર તો તેમના નામ સાથે કૌટુંબિક સંબંધસૂચક શબ્દ જોડવાની વાત તો દૂર રહી, પણ તેઓને નામ લઇ બોલાવવાથી પણ કંઇક સંબંધનો ભાસ થાય એમ ધારી એ સદ્ગૃહસ્થો નોકરને 'બોય' કહી બોલાવે છે. આવી વર્તણૂંકમાં જે તિરસ્કારને અપમાન છે, તે એ લોકો કેવળ તક મળ્યે ઘરમાંથી અસાધારણ રકમની ચોરીના લોભથી જ સહન કરી રહે છે. ઘરનો સ્ત્રીવર્ગ નોકરને સ્નેહની નજરે જુએ, તો તેઓના દેહમાં દશગણી શક્તિ રેડાય અને તેઓ કામ કરવામાં પણ એક જાતનો આનંદ માને. તેઓ જ્યારે 'બોય'ના નામથી નોકરોને બોલાવે, ત્યારે તેના મનમાં કેવળ શિકાર શોધતી બિલાડીની માફક તરાપ મારવાની વૃત્તિ જ પ્રબળ રહે છે. કઇ રીતે આ શેઠના આ બધા વૈભવમાંથી થોડો ભાગ પણ મારો થાય એવી વૃત્તિ તેનામાં સર્વોપરિ રહે છે.

વળી આજકાલના નોકરો તન દઈ કામ કરતા નથી તેનાં બીજાં પણ કારણો છે. આધુનિક કાળમાં હલકી વર્ણોમાં પણ આત્મ-સન્માનનું જ્ઞાન વધતું જાય છે. સાધારણ સ્થિતિના લોકો જેમ જેમ બેકાર બનતા જાય છે, તેમ તેમ તેઓ મિલો, મોટી મોટી દુકાનો અને શહેરોના વધવા સાથે વધારે આવકનો રસ્તો પ્રાપ્ત કરે છે. તે ઉપરાંત વળી જાતિભેદ પણ નવીન માર્ગે વળ્યો છે. શૂદ્ર અત્યારે ક્ષત્રિય બનવા માટે ઉતાવળો બન્યો છે, વાળંદો બ્રાહ્મણ બનવા ખીલાઉપાડ પ્રયત્નો કરી રહ્યા છે. બધાને પોતાની હલકી ગણાતી વર્ણ તજી વૈશ્ય, ક્ષત્રિય કે બ્રાહ્મણના વર્ગમાં આવવું છે. સમાજમાં શૂદ્ર તરીકે રહેવા કોઇ તૈયાર નથી.

જે શકિતના પ્રભાવથી સમાજમાં આવાં આવાં પરિવર્ત્તન થાય છે, તેના ઉપર આપણો કંઈ કાબુ છે ખરો ? તો પણ ગૃહિણીઓનાં ઘરના નોકરો પ્રત્યે અમુક તરેહનાં કર્ત્તવ્યો છે અને તે કર્ત્તવ્યો બતાવવાં એ અત્યારનું અમારૂં કર્ત્તવ્ય છે એમ અમે માનીએ છીએ.

**બજારમાંથી ચીજો લાવવી.**

શહેરમાં નોકરોનું મુખ્ય કામ બજારમાંથી ચીજો લાવવાનું હોય છે. આ કાર્યમાં તેઓને બેચાર પૈસાની પ્રાપ્તિ થતી હોવાથી તેઓ એક વારને બદલે દસવાર બજારમાં જવા તૈયાર જ રહે છે. બજારની ચીજોના સામાન્ય દર ગૃહિણીએ જાણવા જોઇએ. જો ઘરનું કોઇ માણસ નોકરને સાથે લઇ ચીજોની ખરીદી કરવા જાય તો સારૂં. જો એમ ન બને તો ઘરમાંના કોઈ પણ માણસે અઠવાડીઆમાં એક વખત બજારમાં જઇ કઇ ચીજનો શો ભાવ છે તેની તપાસ કરી આવવી. નોકર પર શક લાવી આ બાબતમાં તેને ધમકાવવો એ ઉચિત નથી. તેમ કરવાથી તે ગુસ્સે થશે. કદાચ આપણો શક પણ કદાચ શક જ હોય એ પણ સંભવિત છે; માટે જો તેની નજર સમક્ષ એટલું બતાવી શકાય કે તે જે

ચીજ જે દરે લાગ્યો છે તેની બજારમાં તો આટલી કીંમત છે તો પછી તેનાથી સામો જવાબ વાળી શકાશે નહિ. ઘેર આવેલી ચીજમાંથી કોઇ કોઇ ચીજ જોખી જોવાથી પણ નોકરે બરોબર કામ કર્યું છે કે નહિ તેની ખાત્રી થશે. અલબત દરરોજ દરેક ચીજ જોખવાની જરૂર નથી, પણ એકાદ બે અઠવાડીએ સંદેહનું કારણ ઉપસ્થિત થાય ત્યારે આ પ્રમાણે કરવાથી નોકર સાવચેત રહેશે. કેવળ સંદેહવશ થઇ 'તેં પૈસા ચોર્યા છે' એમ કહી ગર્જના ન કરતાં વજન અગર ભાવનું એકાદ પ્રત્યક્ષ પ્રમાણ રજૂ કરવાથી ગાળો આપ્યા સિવાય ચાકરની વર્તણુક સુધારી શકાય છે ગૃહિણીએ બજારમાં મળતી દરેક જરૂરી ચીજ વિષે જાણીતા થવું જોઇએ. અમે એવું પણ જોયું છે કે પાસેના મકાનમાં બંગડીની ફેરીવાળાએ જે ભાવે બંગડી વેચી હોય, તેના કરતાં બમણો દર આપી જોડેના મકાનની છોકરીઓ બંગડી ખરીદે છે. આ બાબતમાં જો ધારે તો તેઓ ખરો ભાવ બાજુના મકાનના માણસોને પૂછી જાણી શકે છે. કઇ બજારમાં કઇ ચીજ વધારે સસ્તી ને સારી મળે એ પણ મોટા શહેરમાં વસતી સ્ત્રીઓએ ખાસ જાણવું જોઇએ. શહેરનાં બજારમાં ઉત્તમ ઘી તરીકે ચરબીનો વેપાર ધમધોકાર ચાલે છે. અને તેની કીંમત પણ અતિશય પડે છે. તે કરતાં માખણ લાવી ઘી બનાવવાનું ઠીક પડે કે નહિ અગર દૂરનાં ગામડાંમાંથી ઘી લાવવું સુગમ પડે કે નહિ વગેરે બાબતો પણ ગૃહિણીના કર્ત્તવ્યપ્રદેશનો અગત્યનો ભાગ રોકે છે.

નોકરો ઘણી વેળા સસ્તી ચીજ ખરીદવાના લોભથી બજારમાંથી વાસી શાકપાનાદિ લાવે છે. એ ખાતર ઘરમાંનાં કોઇ માણસે બજારમાં જઇ ત્યાં કેવી કેવી ચીજો મળે છે તેનો નમુનો લાવી ઘેર બતાવવો જોઇએ; નહિ તો ઉત્કૃષ્ટ ચીજના ભાવે હલકામાં હલકી ચીજ ઘરમાં આવશે. આ બાબતમાં જો ઘરમાંના વડીલ બેદરકાર હોય તો ગૃહિણીએ એ બાબત તેના ધ્યાન પર વારંવાર લાવવી એટલે તે બહુ બેદરકાર રહી શકશે નહિ.

નોકર પર કેવળ સંદેહવશ થઇ ગુસ્સો કરવો એ ઠીક નથી.

**પીઠ પાછળ નિંદા**

તેથી તેઓનું મન ઉઠી જાય છે; કારણ કે કોઇ કોઇ વખતે આપણો સંદેહ તદ્દન ખોટો પણ હોય છે. વળી તેની સમક્ષ, મોઢામોઢ જે કંઇ કહેવું હોય તે કહી દેવું એ સારૂં છે; કારણ કે તેને પોતાના બચાવમાં કંઇ કહેવું હોય તો કહી શકે. પરંતુ કંટાળા અને નુકસાનનું કારણ હોવા છતાં તેની ચર્ચા પીઠ પાછળ કરવી એ કદી ઉચિત ન ગણાય. ઘણાં કુટુંબોમાં નોકરને ખુલ્લી રીતે કંઇ કહેવામાં આવતું નથી. પરંતુ તેઓના કામ સંબંધી ઘરમાં હમેશાં ચર્ચા કરવામાં આવે છે. ઘણાં કુટુંબોમાં બાળકોને એવી ખરાબ કુટેવ પડેલી હોય છે કે તે વારંવાર માબાપને ચાકર વિષે ફરિયાદ કર્યા જ કરે છે. 'મા, આજે નોકર આમ કરતો હતો.' 'તેં આદુ ખરીદવાના પૈસા આપ્યા હતા અને તે ખુણામાં બેઠો બેઠો તમાકુ પીતો હતો.' 'ઓ મા, પાણીઆરામાં ટીપુંય પાણી નહોતું. હું જાતે ચકલીએ જઇ પાણી ભરી લાવી ત્યારે પાણી મળ્યું. તેને મેં કહ્યું છતાં મારૂં માન્યું નહિ.' 'મા, જો. તેં ભાઇને રાખવા આપ્યો તો તેણે તેનો હાથ એવા જોરથી પકડયો કે હજુ એ હાથ વાંકો ને વાંકો રહે છે.' આવી આવી અનેક ફરિયાદો બાળકો માને કાને નાંખે છે. ધીમે ધીમે માતાના મોં પર ગુસ્સો તરવરતો જાય છે. છેવટે તે નોકરને કંઇ પણ ન કહેતાં થાકયા પાકયા ઘેર આવેલા પતિને બધી વાત કહે છે. પતિ મગજનું સમતોલપણું જાળવી શકતો નથી. ન્યાય અન્યાયનો વિચાર કરી શકતો નથી. તે ઉઠી ધડ દેતો ચાકરને એકાદ બે લાતો લગાવી દે છે. બાળકો જુએ છે કે આપણી વાતોથી તો આવું મહાન પરિણામ આવે છે, એટલે તેઓ પોતાનો મહાન વિજય થએલો માને છે અને આમ એકની વાત બીજાને અને બીજાની વાત ત્રીજાને કહેવાની કેળવણી સારી રીતે પ્રાપ્ત કરે છે. આ ખરાબ ટેવથી છોકરાંઓ એવાં બને છે કે છેવટે મોટાં થઇ

કોઇનાં ઘર ભંગાવે છે. આ બૂરી ટેવથી માતાએ પોતાનાં છોકરાંને બચાવવાં જોઇએ. નોકર વિષે કોઇ પણ જાતની ચર્ચા ન કરે એ બાબતની તેઓને સખત તાકીદ આપવી જોઇએ. નોકરને જે કંઇ કહેવું હોય તે આપણે જાતે જ તેને કહેવું. જો ખરેખર તેણે ખોટું કામ કર્યું હશે તો ગમે તેટલું બબડવા છતાં તે સામો જવાબ નહિ આપે. અલબત તેની બીક રાખી ચાલવાથી કંઇ ફાયદો નથી: પરંતુ તેની પીઠ પાછળ નિંદા કરવાથી મોઢે ગાળો ન ખાતા છતાં તેને ઘરમાં રહેવું ભારે થઇ પડે છે, કારણ કે જ્યાં સહાનુભૂતિ અગર પ્રીતિનાં ચિહ્નો નથી ત્યાં રહેવું એ વિશાળ મરુભૂમિ પર રહેવા જેવું અસહ્ય છે.

કોઇ કોઈ એમ માને છે કે નોકરોએ ઘડિઆળના કાંટાની માફક પોતાની ફરજ બજાવવી જોઇએ. તેઓએ સદા યુધિષ્ઠિર જેવા પ્રામાણિક અને દ્રોણાચાર્ય અથવા સવ્યસાચીના જેવા હોશિયાર બનવું જોઇએ. આમ માનનાર માલીકો પાનમાં ચુનો ઓછો થતાં જ પોતાનો આદર્શ નષ્ટ થવાથી ગુસ્સે થઇ જાય છે: પરંતુ તેઓએ જાણવું જોઇએ કે નોકરો જો આટલા બધા ગુણવાન હોય તો પછી ત્રણચાર રૂપીઆ માટે બીજાને ઘેર ગુલામી કરવા આવે શા માટે? આપણે તો ઉલટું એમ જ જાણવું જોઇએ કે તેઓનામાં અનેક દોષ છે. તેઓમાં ક્રોધ ને આળસ પણ આપણા જેવાં જ છે; કદાચ આપણા કરતાં વધારે હોય એ પણ સંભવિત છે: કારણ કે તેઓને પુરતી કેળવણી મળી નથી. જ્યારે તેઓ મહેનત કરતા હોય, ભૂખથી ભડભડતા હોય ત્યારે તેના ખરા દોષનો ઉલ્લેખ કરી મિજાજ ગુમાવવાથી તે છંછેડાઇ પડે એ સ્વાભાવિક છે અને ખરી ભૂખ વખતે તેઓને ખાવાનું જરા ઓછું મળ્યું હોય તો તેઓના પેટનો ખાડો ન પુરાવાથી તેમનો મિજાજ જરા બરડ રહે તો તેમાં પણ કંઇ ખોટું નથી તેઓ બજારમાં જતાં રસ્તામાં કોઇ ઓળખીતો મળે તો પાંચ દસ

**નોકરો પણ માણસો છે.**

રસ્તામાં કોઇ ઓળખીતો મળે તો પાંચ દસ મિનિટ વાત કરવા ઉભા રહે અને તેથી ઘેર આવતાં વિલંબ થાય, અગર શરીર સારૂં નથી એવા બહાને એકાદ કલાક ઊંઘ ખેંચી કાઢે, અથવા રાત્રે રામલીલા કે એવો કોઇ તમાસો જોવા જતાં મોડું થાય અને તેથી બીજે દિવસે કલાકેક મોડું ઉઠાય અગર સુકવેલાં લુગડાં તાણવા જતાં કોઇ સ્થળે ભરાવાથી એકાદ બે જગાએ ખાંપા પડે છતાં આવાં આવાં કારણોને લીધે તેઓ નકામા છે અને માર ખાવાને લાયક છે એમ સાબીત થતું નથી. દુનિયામાં રહેવું હોય તો આપણે આવાં આવાં અનેક નુકસાનોને અગર ગુસ્સાનાં કારણોને ઘોળીને પી જવાં જોઇએ. એમ કરીએ તો જ આ સંસારસમુદ્રમાં આપણે ટકી શકીએ. ભૂત જે મંત્રથી વશ થાય છે તે મંત્ર અમે જાણીએ છીએ. તે મંત્ર એ સ્નેહમંત્ર છે. તેના બળ વડે ગધેડાને પણ માણસ બનાવી શકાય છે.

**જમાડવામાં કાળજી**

નોકરને સારૂં ખાવાનું સ્નેહપૂર્વક આપવાથી તેઓ વડે અનેક કામ સહેલાઇથી કરાવી શકાય છે. આ મંત્ર અત્યારની કોઇ કોઇ ગૃહિણી હજુ સારી રીતે જાણે છે. અગાઉના જમાનામાં તો બધી ગૃહિણીઓ આ મંત્રથી પુરતી વાકેફ હતી. માતા જે ગુણ વડે સંતાનને પોતાનું કરી મૂકે છે તે ગુણ તે આજ છે. જે ઘરમાં ગૃહિણીના હાથની રસોઇ સારી થાય છે અને તે નોકરોને કાળજીપૂર્વક ખવરાવવામાં આવે છે, ત્યાં બીજો ગમે તેવો જૂલમ થતો હોય તો પણ તેઓ પડયા રહે છે. ઘણા તો વધારે પગારનો લોભ બતાવ્યા છતાં ત્યાંથી ખસતા નથી.

**દોષદૃષ્ટિ**

જો હમેશાં ગમે તે વખતે છપકલાં શોધી નોકરોનો તિરસ્કાર કરવામાં આવે, તો તેઓમાંના જેઓ બહુભોલા ન હોય તેઓ પણ જવાબો આપતાં શીખે છે. નોકરો જો સામા જવાબો આપે અને રીસાય તો તેમના વડે કંઇ કામ ન થાય. માટે એવા નોકરોને એવી

સ્થિતિમાં મનવવા પડે છે. નોકરને કંઇ કહીએ ને તે ગુસ્સે થાય અને શેઠને તેની અવિનયી વર્ત્તણુક મુંગે મોઢે સહન કરવી પડે, એથી વધારે દુર્ગતિનો વિષય બીજો કયો હોઇ શકે ? કોઇપણ માણસ વારંવાર તેના દોષ બતાવવાથી અગર તેની પાછળ પડવાથી છેવટે મરણીઓ થાય છે અને શેઠનોકરના દરજ્જા સામે જોતો નથી.

આ માટે જ તેઓને આઠે પહોર ધમકાવવાનું અગર બાળકદ્વારા ગાળો અપાવવાનું અથવા તેઓની પાછળથી ચર્ચા કરવાનું કામ છોડી દેવું એ જ ઉચિત છે. જો તેના વડે કંઇ કામ થઇ શકતું ન હોય તો તેને અવશ્ય રજા આપવી. પરંતુ જો થોડું ઘણું પણ કામ થતું હોય તો તેને સ્નેહ બતાવી વશ કરવો અને એ રીતે ધીમે ધીમે કામ લેવું. તેના પર લાલઘુમ આંખે જોયા કરવું અને પોતાની મતલબ સાધી લેવી, એ બંને કાર્યો સાથે સાધવાની ચેષ્ટા અંતે નિષ્ફળ જવાની જ.

**એકાએક રજા આપવી**

નોકર સાથે જો ન જ બને તો પણ એકાએક ગુસ્સામાં આવી જઇ તેને રજા આપવી એ યોગ્ય નથી. ઘણી ગૃહિણીઓ એકાએક કોઇ નોકરના વ્યવહારથી એટલી બધી અસહનશીલ બની જાય છે કે તેનો પતિ તેને તરત ને તરત રજા ન આપે તો અન્નજળની આખડી લઇ બેસે છે. ગુસ્સાના આવેશમાં કંઇ-પણ કામ કરવું એ સારૂં નથી. બીજું કંઈ ન જોઇએ પણ પોતાની સગવડ તો જોવી જોઇએ ને. ધારો કે નોકરે ખરેખર ભયંકર અન્યાય કર્યો છે. પરંતુ તેને રજા આપતાં જો તરતમાં બીજું માણસ ન મળે તો કેટલી મુસ્કેલી પડે ! તેઓ તો કંઈ આપણા ગ્રેજ્યુએટ ભાઇઓની માફક બજારમાં નોકરી માટે બેસી રહેતા નથી. ગુસ્સાના આવેશમાં ગૃહિણીએ નોકરને રજા આપી અને પોતે સોનાની બંગ-ડીઓ કાઢી વાસણ માંજવા બેઠી. પતિ નોકરી અગર વેપારમાં

એટલો ગુંથાએલો છે કે તેને મરવાની પણ ફુરસદ નથી, છતાં દુનિયાના વ્યવહારને અચલ થએલો જોઇ જરૂરી કાગળપત્રો ઉંચા મૂકી બજારે દોડયો. બાળકો વરસાદથી ભીંજાતાં ભીંજાતાં કંઇ કંઇ છુટક ચીજો લેવા દુકાને દોડયાં. પરિણામે તેઓને શરદી, ઉધરસ ને તાવનો ઉપદ્રવ ભોગવવો પડયો. ગૃહિણી પર ઘરનો બધો ભાર આવી પડયો. આવી સ્થિતિમાં કદાચ તે પણ માંદી પડી. પતિને રસોડું સંભાળવું પડયું. પથ્ય તૈયાર કરવું ને દાક્તરને ત્યાં દોડાદોડી કરવી તે ઉપરાંત ઓફિસના કામમાં નુકસાન થવાથી અગર વખતસર નોકરી પર ન જવાથી ઉપરીનો તકાદો શરૂ થયો. ગરીબ ગૃહસ્થને માટે આના કરતાં વધારે દુઃખદાયક સ્થિતિ તે બીજી કઇ હોઇ શકે ? **भृत्याभावे भवति मरणं** એ શ્લોક તો બધા જાણે છે.

આ માટે જ જો નોકરને રજા આપવાનું નક્કી કરવામાં આવે તોપણ એ ચાર રોજ એ વાત ગુપ્ત રાખવી અને તે દરમિયાન બીજો માણસ ખોળી કાઢવો. ત્યારપછી જુના નોકરને તેનો પગાર ચુકવી રજા આપવી. જે સંસારના વ્યવહારમાં ખલેલ ન પહોંચાડે તે જ ગૃહિણી કહેવાય. પરંતુ તેમાં વારંવાર અડચણ નાંખે તે કદી ગૃહિણીપદને યોગ્ય ન ગણાય.

પરંતુ નોકરની જો કોઇ એવી કુટેવ પ્રગટ થઇ હોય કે જેને લીધે તેને એક દિવસ પણ ઘરમાં રાખવાથી મુશ્કેલીમાં આવી પડાય તો તરત જ રજા આપવી એ જ યોગ્ય છે. એક ગૃહસ્થના ઘરનો નોકર તેની ત્રણ વર્ષની છોકરીને વેચવાનું કાવતરૂં કરતો હતો એમ સાંભળ્યું હતું. આવી સ્થિતિમાં તેને એક ક્ષણ પણ ઘરમાં રાખવાનું પાલવે નહિ, પરંતુ આવા બનાવ આ દુનિયામાં બહુ થોડા બને છે.

**પગાર અટકાવી રાખવો.**

ઘણાં કુટુંબોમાં નોકરોને વારંવાર કાઢી મૂકવાના પરિણામે એવી વાત ફેલાય છે કે એને નોકર મળે છે જ કયાં ! અલબત આવી વાતો ફેલાવનારાઓમાં તે કુટુંબના જુના નોકરોનો જ હાથ હોય

છે. આવા કુટુંબમાં નોકરીએ રહેવા આવેલો નોકર ' વારૂ શેઠ, હું હમણાં આવું છું,' કહી શેઠને નિશ્ચિંત રાખી ચાલ્યો જાય છે અગર મોંની શરમે એકાદ ટંક કામ કરે છે અને પછી ચાલ્યો જાય છે. આવી સ્થિતિમાં એ કુટુંબનો વડો બહુ મુશ્કેલીમાં આવી પડે છે. મોટા પગારના લોભથી કિંવા ભવિષ્યમાં સારો વધારો આપવાની લાલચથી પણ નવો નોકર એવા ગૃહસ્થને ઘેર બંધાઇ રહેતો નથી. જે ઘેર નોકરો પર સ્નેહ રાખવામાં આવે છે અને ગૃહિણી તેઓને ખવરાવવામાં સંભાળ રાખે છે, ત્યાં નોકરી કરવા માટે ઉમેદવારોનો તોટો પડતો નથી, એ વાત દરેક ગૃહસ્થે યાદ રાખવી જોઇએ. જે નોકરને રજા આપવામાં આવી હોય, તેની સાથે નવો નોકર નિસબત ન રાખે તે તરફ નજર રાખવાની જરૂર છે. કારણ કે તેમ નહિ બને તો જુનો નોકર જરૂર નવા નોકરને નસાડવાની પેરવી કરશે. ઘણા લોકો નોકરનો પગાર દબાવી રાખી તે વડે વધારે કામ લેવાની આશા રાખે છે. પરન્તુ એ તો તદ્દન અસ્વાભાવિક રીત છે. અલબત જ્યાં નોકર સ્વભાવે જ આળસુ હોય અને ખરાબ વર્તણુક ચલાવતો હોય, ત્યાં પગાર અટકાવવાથી તેના ચારિત્રમાં કંઇક સુધારો થાય છે. કારણકે જેની પાસે આપણું લેણું હોય તે આપણું મન મનાવવા કંઇક પ્રયત્ન કરે છે. પરંતુ સાંસારિક વ્યવહારમાં અમે નિષ્ઠુરતાના પક્ષપાતી થઇ શક્તા નથી. નિષ્ઠુરતાદ્વારા કામ કરાવી શકાય ખરૂં, પરન્તુ તેથી મનુષ્યનું હૃદય જીતી શકાતું નથી. જે અધર્મ છે, જે અન્યાય છે, તેને આશરો આપવા જતાં આપણું પોતાનું ચારિત્ર વિકૃત બની જાય છે અને ચારિત્રની વિકૃતિથી વધારે મોટું નુકસાન સારા માણસોને માટે બીજું કયું છે ? ચારિત્રની સાધુતાનું રક્ષણ કરવાથી જ આપણે ભગવાનના સમક્ષ ઉભા રહેવાની યોગ્યતા મેળવીએ છીએ.

**અવિનયી નોકર**

કોઇ કોઇ ઘરના નોકરો એટલા બધા અવિનયી હોય છે કે બહારનો કોઇ ગૃહસ્થ તેના અવિનયથી બહુજ ક્ષુબ્ધ અને અપમાનિત બને છે. એવા નોકરો તો જાણે નવાબ સાહેબ! સેંકડો પ્રશ્નો પૂછીએ છતાં જવાબ જ ન મળે! અને વખતે જવાબ આપે તો પણ એવો કે એ સાંભળી પૂછનાર માણસ તો ઉભો ને ઉભો સળગી જાય. જે ઘેર આવા નોકરો હોય તેનો બધો દોષ ઘરધણી પર જ આવી પડે છે. કારણ કે સામાન્ય રીતે એમ મનાય છે કે શેઠ તેવા નોકર! શેઠના મનમાં જો અવિનય ભર્યો હોય તો નોકર તે અવિનયની સાક્ષાત્ મૂર્તિ બની જાય છે. જો નોકરને એવી ખાત્રી હોય કે આપણાં અવિનયી વર્તન સામે શેઠ કે શેઠાણી ખરેખર વિરોધ ઉઠાવશે તો તે પોતાનો ઉગ્ર સ્વભાવ સહેલાઇથી દબાવી, સુધારી લે છે. શેઠ ગમે તેટલો મોઢાનો વિવેક બતાવે છતાં તેના અંતઃકરણમાં શું છે, તે ઘણી વેળા તેના નોકરચાકરો અરીસામાં દેખાય તેટલું સ્પષ્ટ બતાવી શકે છે. આ પ્રમાણે જ્યારે લોકો ચાકરનો વ્યવહાર ઘરધણીના ખરા માનસિક વલણ તરીકે માની લે, ત્યારે તો ગૃહિણીએ અને ઘરના વડીલે આ બાબતમાં ખૂબ સાવચેત રહેવું જોઇએ અને નોકરોને બહારના લોકો સાથે કેમ વર્તાય તેની બરાબર કેળવણી આપવી જોઇએ. ઘણા ખાનદાન માણસોના ઘરના નોકરની વર્તણુક એટલી બધી સુંદર હોય છે કે તેઓને આપણે નોકર તરીકે ભાગ્યેજ માની શકીએ.

**બાળકોને ઉછેરવાની જવાબદારી**

ઘણા ગૃહસ્થો છોકરાંને ઉછેરવાની જવાબદારી નોકરો પર મૂકી નિશ્ચંત બને છે, પણ આમ કરવામાં ભારે જોખમ રહેલું છે. એવું પણ જોવામાં આવે છે કે નોકર બે પૈસાનું ચવાણું લઈ ખાય છે અને પોતાના શેઠના રોગી પુત્રને તેમાંથી બેચાર દાણા ખાવા આપે છે. જો કે

ઘેર તો એ છોકરો દૂધ સિવાય બીજું કંઇ ખાતો નથી અને બીજું કંઇ ન ખાવાની તેને દાક્તર તરફથી મનાઇ પણ થઇ છે. તાવ અને પેટની પીડાથી પીડાતા એક બાળકને એક મમતાળુ દાસીએ કાચાં જામફળ ખવરાવી એવી મુશ્કેલીમાં મૂક્યો હતો કે યમરાજાના દરબારમાંથી આવેલાં તેડાને પાછું વળાવવા તેનાં માબાપને આકાશ પાતાળ એક કરવાં પડયાં હતાં. કોઇ વખતે નોકર ઓટલા પર બેઠો બેઠો તમાકુ પીતો પીતો પોતાના મિત્રો સાથે વાતચીત કરતો હોય અને બાળક નીચે પડતી બીડી કે ચલમની રાખ મઝેથી જમતું હોય છે અગર કાદવમાં બેઠું બેઠું મોં પર કાદવ ખરડતું હોય છે. મોટા શહેરોના નિશ્ચિંત ગૃહસ્થોના વહાલા પુત્રોની આવી દુર્દશા અનેક વેળા જોવામાં આવે છે.

આ માટે જ નોકર ચાકરની સાવચેતીપૂર્વક બરાબર પરીક્ષા કર્યા પહેલાં તેમના પર બચ્ચાંની સંભાળની જવાબદારી કદી મૂકવી નહિ. છોકરાંઓને બહાર રમાડવા લઇ જવાનું કહ્યા પહેલાં ઘરમાં જ એ કાર્ય કરવાનું સોંપી જોવું અને ગૃહિણીએ તેના પર બારીક તપાસ રાખવી. જો એમ જણાય કે નોકર સાવચેત ને વિશ્વાસુ છે તો પછી તેને બહાર લઇ જઇ છોકરાંને ફેરવી લાવવાની રજા આપવી. આ રીતે કર્યાથી બાળકોને ખરો લાભ થશે અને તેમનું શરીર સ્ફુર્તિમાં આવશે. પરંતુ અસાવચેત અને બેદરકાર માણસના હાથમાં ગૃહિણીએ પોતાનાં પ્રાણથી પણ પ્યારાં બાળકોને સોંપવાં નહિ! બાળકનું શરીર અતિ કોમળ છે. અતિ સામાન્ય અસુખ થતાં જ તેઓ ફૂલની માફક કરમાઇ જાય છે એ વાત ખાસ લક્ષમાં રાખવી.



# પ્રકરણ ૭ મું

## વડીલો પ્રત્યેનું વર્ત્તન અને બીજી ઘરગથ્થુ બાબતો

**માબાપનું દુઃખ**

વડીલો પ્રત્યે ગૃહિણીએ કેવી રીતે વર્ત્તવું તેની કેળવણી તેને બાળપણથી જ મળવી જોઇએ. જેઓ પોતે જનની થવાની છે, તેઓ થોડા રોજમાં સમજી શકશે કે સંતાનને માટે માબાપ કેટકેટલું સહન કરે છે. કેટલી અનિદ્રા, કેટલી ચિંતા અને ઉપવાસાદિ વડે એ સંતાનપાલન વ્રત ઉજવાય છે! અટલા દુઃખે કરીને મેળવેલું ધન જો બગડી જાય, તે જો માબાપને માન્ય ન રાખે, જો તેની પાસેથી તેમને સ્નેહનો જરાપણ બદલો ન મળે, તો તેમના જીવને કેટલી અસહ્ય વેદના થાય! માતા બાળકને ખાતર પ્રાણ પાથરી, રાતદહાડો તેને માટે વણુથાકયે પરિશ્રમ કરી બદલામાં શું માગે છે? બાળકનું સહેજ હાસ્ય અથવા એક જ વાર 'મા' શબ્દ તેની હથેળીમાં સ્વર્ગ ખડું કરે છે; તે સિવાય એ બીજું કંઇ જ માગતી નથી. સંતાન મોટાં થાય અને તેમને ન ગણે છતાં તેઓ તો 'અહા! એ સાજાં રહો. એક વાર તેમનાં મુખડાં જોઇ આંખો ઠારીએ એ પણ હવે અમારે માટે બસ છે' એમ કહી આનંદ માને છે. એ સિવાય તેની બીજી કોઇપણ જાતની ઇચ્છા હોતી નથી. આ ત્યાગજનિત સ્નેહની તુલના કોની સાથે કરી શકાય તેમ છે? એ બાળક મોટાં થયા બાદ બારણે બારણે ભટકશે અને જોશે કે બીજું કોઇ તેને માતાના સ્નેહનો સોમો ભાગ પણ આપવા તૈયાર નથી. જન્મતાં જ અનાશ્રિત જીવને

ભગવાનની દયા જાતે મા બની ખોળે લઇ બેસે છે અને તેજ દયા પિતા બની તેના રક્ષણની ચિંતા કરે છે. ગૃહના દેવદ્વારને વિષે જેઓએ પ્રથમ દેખા દીધી છે, જેઓએ ખાવાનું આપ્યું છે અને છાતી પર ને છાતી પર રાખ્યાં છે, કેટલીય વાર વરસાદમાં ભીંજાતાં ભીંજાતાં, કેટલીય ચિંતાથી હૃદયને વલોવતાં વલોવતાં મંદિરે મંદિરે માનતા કરી, વૈદ ડાક્તરને ઘેર પગ ઘસી, પોતાનું ખાનપાન તજી આપણી રક્ષા કરી છે, તેના કરતાં મહાન દેવતા સંતાનને માટે બીજો કયો છે તે અમે જાણતા નથી. કોઈપણ દેવ કે દેવીને આપણે 'મા' અગર 'પિતા' કરતાં વધારે ઉંચા

**તેનો સ્નેહ**

નિનાદથી બોલાવી શકીએ છીએ ? તેઓ જ્યારે આપણને હમેશને માટે તજી જાય છે ત્યાર પછી પણ નાના પ્રકારની યંત્રણાથી પીડાઇ આપણે તેનું સ્મરણ કરીએ છીએ અને સ્મરણ દ્વારા શાંતિ મેળવીએ છીએ. જ્યારે પીડાતુર બનીએ, નિરાશ્રિત બનીએ ત્યારે પણ 'ઓ મા,' 'ઓ બાપ.'ના શબ્દો એની મેળે આપણા મુખમાંથી બહાર નીકળી પડે છે. રોગ, શોક, દુઃખ ઇત્યાદિ આવી પડતાં તેઓનાં ચરણ આપણને યાદ આવે છે. તેઓને પ્રત્યે સ્નેહજનિત અપરાધ કરવાથી પણ છેવટે આંસુ રેડી એ પાપનું પાયશ્ચિત કરવું પડે છે. તેઓ સર્વદા તમારે માટે ચિંતા કરે છે અને દુઃખ સહન કરે છે. તમે અનાયાસે મેળવેલા આ અસીમ સ્નેહની કીંમત કરતાં કદી ભૂલ કરતા નહિ. જગતમાં એવો સ્નેહ કદી મળવાનો નથી. કેટલીય મૂર્તિઓ જોશો, કેટલાય ચિતારાઓએ ચીતરેલી કેટલીય છબી જોશો; પરંતુ માતાના મુખની કમનીયતા ક્યાં મળવાની હતી ? પિતાની સ્નેહદષ્ટિ ક્યાં જોવાની હતી ?

માબાપને છોડી, ઘણા યુવકો સ્વતંત્ર થાય છે. તેઓનાં માબાપ સારાં હશે કે ખરાબ એ જાણવાની

**તેઓનો ત્યાગ કરવો**

અમારામાં તાકાત નથી. પરંતુ બાળકને માટે તો તેઓએ બધા કરતાં સારામાં સારૂં કામ બજાવ્યું છે એમાં કંઇ શક નથી. સંસારમાંના કોઇપણ સાધુ પુરુષે, કોઇપણ શકિતમાન પુરુષે, કોઇપણ મહાન પુરૂષે જે નથી કર્યું, જે કરી શકે તેમ નહોતું તે કામ બાળકને ખાતર માબાપે કર્યું છે. બાળકને માટે એના કરતાં વધુ સારૂં બીજું કોણ હોય શકે ? જો તેઓને તેમની વૃદ્ધ ઉંમરે પુત્ર તેમના દોષ ખોળી તજી દે, તો તેમના મનમાં શું શું થાય છે, તે અમે કઇ રીતે સમજાવી શકીએ ? માબાપ પુત્ર પાસે કંઇ બદલો માગતાં નથી. જે પુત્ર માબાપ પ્રત્યે શ્રદ્ધા પ્રદર્શિત કરી ન શકે તેની પૂજા ભગવાન પણ ગ્રહણ કરી શકશે કે કેમ એ એક મોટો પ્રશ્ન છે. પરંતુ જેઓએ માબાપને દુઃખ દીધું છે, જેની પાછળ તેઓના ઉંડા નિસાસા ધુમ્યા કરે છે, તે કદાપિ સાંસારિક ઉન્નતિના ઉચ્ચ શિખરે ચઢશે. છતાં હૃદયની જ્વાળાના હાથમાંથી તેઓ કદી છુટી શકશે નહિ. આવા નિઃસ્વાર્થ પ્રેમનું અપમાન કરવાથી વિધાતા કદી પ્રસન્ન નહિ થાય. બાબુ દીનેશચંદ્ર જાતે આ બાબતમાં અપરાધી હતા અને તેમણે ટાંકેલા ઉપલા શબ્દો એ અપરાધના પાયશ્ચિતરૂપે હોવાથી વધારે કીંમતી ગણાવા જોઇએ.

સ્નેહાળ રમણીઓ આ બધી વાત સારી રીતે સમજી શકશે. જો કમાતોધમાતો પુત્ર પિતાથી જુદો થાય, તો આ અપરાધનો બોજો લોકો સામાન્ય રીતે પુત્રવધૂ પર જ નાંખે છે અને ખરેખર આવા દાખલામાં ઘણી વેળા તો પુત્રવધૂનો જ અપરાધ હોય છે. સ્ત્રી સહધર્મિણી છે. તે જાતે પોતાના પતિને આવા મહા અધર્મને રસ્તે વાળે તો પછી તેની વધારે ઉન્નતિ શી કરવાની હતી ? જો વૃદ્ધ ઉંમરનાં માબાપ પોતાનાં નાનાં સંતાનો સાથે દુઃખ અને ચિંતામાં સમય વીતાવતાં હોય, છતાં જે પુત્રને તેમણે મહામહેનતે માણુસ બનાવ્યો છે, તે જુદો થઇ પોતાના ભાઇઓ અને માબાપની

સંભાળ ન લે, તો તે દુઃખ માબાપ કોને જણાવે? અવશ્ય તેઓ બદલામાં કંઇ માગતાં નથી, પરંતુ પુત્રની નિર્દયતાથી તેઓના પ્રાણમાં ભાલા ભોંકાય છે અને તે ભાલા કોઇ કોઇ વખતે તેઓને માટે મૃત્યુબાણરૂપ થઇ પડે છે. નાનાં નાનાં બાળકોને અસહાય જોઇ તેઓનું હૃદય રડી ઉઠે છે. આવી દશામાં તેઓ પોતાના અસહ્ય જીવનનો બોજો ઉતારે તો જ આ બધી જંજાળથી છુટે; પરંતુ નાનાં બાળકો ખાતર તે એમ પણ કરી શકતાં નથી. આથી તેઓ જેમ બને તેમ કરીને જીવવાની ઇચ્છા રાખે છે. તેઓનું આ દરરોજનું દુઃખ, જે સંતાનના હૃદયને સ્પર્શ ન કરે, તે સંતાન કેવું નિર્દય હોવું જોઇએ? જે સામયિક સુખની આશાને લીધે સ્વાભાવિક આ મહાન સ્નેહનું બન્ધન તોડી નાંખે તે આત્મતૃપ્તિ રૂપી સ્વર્ગનું બારણું પોતાના હાથે બંધ કરે છે.

વહુ જો બુદ્ધિશાળી હોય તો તેણે કદી માબાપના ઇશ્વરી સ્નેહ-સંબંધને કાપી નાખવા માટે પોતાના પતિના હાથમાં સ્વાર્થની છરી આપવી નહિ. જે સ્વાર્થથી ઉલટું છે. જે સ્વાર્થનો વિપર્યય છે, તે કદી સુખ અગર ઉન્નતિનું કારણ હોઈ શકે નહિ. સંસાર ગુણદોષમય છે. કોઇનો કોઇએક દોષ કલ્પનાદ્વારા મોટો કરી જોવાની જરૂર નથી. બંગાળા તરફ ખના ને ડાકનાં વચનો બહુ પ્રસિદ્ધ છે. તેમાં એક વચન છે કે પિતા સાથે જ્યારે પુત્રને કજીઓ થાય, ત્યારે જે રાજા ન્યાય ચુકવવા જાય છે તે મૂર્ખ છે. કારણ કે બહારનો માણસ આ કજીઆનું મૂળ શોધી શકવાનો જ નથી. આવા કજીઆને શાંત કરવાની શકિત તો એક આંસુના ટીપામાં જ રહેલી છે.

**સંયમ અને ચિત્તશુદ્ધિ**

સંસારમાં જ્યાં જ્યાં પોતાને સારા અને ઉન્નત બનવાની જરૂર હોય ત્યાં ત્યાં આત્મસંયમ અને તપની જરૂર છે. દામ્પત્ય પ્રેમ પહેલી અવસ્થામાં બહુ મધુર છે. તે ભોગની સામગ્રીની માફક સહેલા-

ઇથી મનને લોભાવે છે. પરંતુ જે માર્ગે ઉન્નતિ થવાની છે, તે રસ્તે તો સીડી ચઢ્યા સિવાય જવાય તેમ નથી. એ સીડી કંઇ ઘરના શયનગૃહ અને ભોગવિલાસની પાસે થઇને જતી નથી. સંસારીને તપ કરવું હોય તો કર્તવ્યના દુર્ગમ રસ્તે ચાલ્યા સિવાય છુટકો નથી. એ ખાતર જ જે જગાએ ભગવાનની લીલા સૌથી વધારે જોવામાં આવે છે, તે માતાપિતાના મંદિરને વિષે દરેકે સંયમબુદ્ધિ દ્વારા મનને પવિત્ર અને ઉન્નત કર્યા બાદ પ્રવેશ કરવો જોઇએ. પોતાના સ્વાર્થની, સુખની અને ભોગની ઇચ્છા તજી દઇએ તો જ તેઓનાં ચરણકમલનાં દર્શનનો અધિકાર મળશે. એક વાર જેણે આ ચરણકમલનાં દર્શન કર્યાં છે, તેને જણાશે કે ત્યાં પુષ્પાંજલિ અર્પવાથી જેટલા દેવો છે, તે બધાને ચરણે એ અંજલિ અર્પાઇ જાય છે. આમ ન કરતાં કેવળ વનફૂલ વીણી વીણી મંદિરની આજુબાજુ આંટા ફેરા ખાવાથી શો ફાયદો ? શ્રીકૃષ્ણચૈતન્ય જેવા ભક્ત પણ વખતોવખત ' મા ' ' મા ' કહી રડતા અને પશ્ચાત્તાપ કરતા. શચી માતાને તજી તેઓ જે કંઇ ધર્માચરણ કરતા હતા તે ભૂલભરેલું છે એમ તેમણે સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું છે.

**પત્નીનું કર્તવ્ય**

પત્નીએ સાસરીઆંમાંના વડીલો અને દિયર વગેરે સંબંધીજનોના દોષની વાત કદી પતિના કાન પર ન નાખવી. આ સંબંધમાં જો કંઇ કહેવું પડે તો સાસુને કહેવું. વળી જ્યાં જ્યાં તે પતિને સ્નેહનો અપરાધી ઠરતો જુએ ત્યાં ત્યાં તેણે તેને શીખામણ આપી સુધારવાનો પ્રયત્ન કરવો. જો તે તેમ નહિ કરે તો ઘરનો દરવાજો તૂટશે અને એમાંથી તે પતિની સાથે કોણ જાણે કયાં જઇ ઉડી પડશે તેનું ઠેકાણું નહિ રહે. આમ બનવાથી એ ઘર તો કાણું થશે જ, પણ સાથે સાથે પોતે પણ કોણ જાણે કયા સ્વાર્થકૂપને વિષે પડી રડવડશે કે જેનો ખ્યાલ પણ અગાઉથી તેને આવી શકશે નહિ.

કેવળ પતિનું મન રાજી રાખવું એ જ કંઇ ગૃહિણીપદની

પરાકાષ્ઠા નથી. તેમાં પણ આપણા દેશમાં તો એ વાત ખાસ યાદ રાખવાની છે. જેની સાથે જેવો સંબંધ હોય તે જાળવી, ઘરમાંનાં બધાં કુટુંબીજનો તેના સ્નેહ અથવા સેવા ઉપર જેટલો વાજબી હક્ક રાખે તે હક્ક બજાવી, પાતિવ્રત્ય ધર્મ આચરવાથી જ આ દેશમાં રમણીઓ આદર્શ ગૃહિણીની પદવી મેળવી શકે છે. જેઠાણીને બે બોલ સંભળાવતી, સાસરા પરના ગુસ્સાને પોતાના બાળકની પીઠ પર એકાદ બે લપડાકો મારી ઉતારતી, અથવા ગુસ્સાના આવેશમાં થાળી કે વાડકો પછાડી તેના અવાજ સાથે પોતાનો આર્તનાદ જોડી રૂદન કરતી મૂર્તિ સ્વામીની આંખે ગમે તેટલી દયાપાત્ર ગણાતી હોય છતાં સંસારના બીજાં બધાં એ ઉગ્ર અને તાંડવ રીતભાત સહન કરી શકશે નહિ.

**વડીલોને પ્રણામ**

વહુદીકરીઓએ સવારમાં ઉઠી પ્રભુનામ સ્મરણ કર્યા બાદ માબાપ અગર સાસુસસરાને વંદન કરવું. એ વંદનને પરિણામે અવશ્ય તે દહાડો સારો જ જશે. જો કોઇ ગેરવાજબી કૃત્યને લીધે વડીલોને દુઃખ થયું હશે તો એ પ્રણામ એ દુઃખ દૂર કરશે અને તેઓના મનમાં બાળકો પ્રત્યેનો સ્નેહ નિર્મળ કરી મૂકશે. વહુદીકરીમાંનાં કોઇનું ચિત્ત વડીલોના કૃત્યથી દુઃખી થયું હશે તો પણ આમ પ્રણામ કરવા જતાં તે જરૂર જોઇ શકશે કે તેના પોતાના મનનો ભાવ પણ બદલાઇ ગયો છે. એ દુઃખ અને કંટાળાને બદલે તેના હૃદયમાં કેવળ આશીર્વાદ મેળવવાની ઇચ્છા અને સ્નેહની લાગણી જાગ્રત થઇ છે. વડીલોને ભુલાવવાનો એક જ ઉપાય છે અને તે એ જ કે તેના પ્રત્યે ભક્તિ અને શ્રદ્ધા દર્શાવવી. તેનો ગુસ્સો ગમે તેટલો ઉગ્ર હોય, છતાં સંતાનસ્થાને ગણાતાં માણસો તેમનો બડબડાટ થોડી વાર મુંગે મોઢે સહન કરી ક્ષમા માગે કે તરત એ ગુસ્સો પાણીમાં તરણું તણાય તેમ જતો રહેશે. તેને બદલે તેના હૃદયમાં સ્નેહનો જુઆળ ચઢશે અને અંતરનો બધો મેલ સાફ થઇ જશે.

પાડોશી અને બીજાં ઘરનાં સંબંધીઓ સાથેની વર્તણૂકમાં પણ હમેશાં સાવચેતી રાખવાની જરૂર છે. પાસેના ઘરનું બાળક આવી આપણા ઝાડ પર ચઢી કંઇ લઇ જાય, અગર અગાસી પર ઉભું ઉભું આપણા બાળકના ચાળા પાડે અથવા હાથમાંનો બડુકો ઉગામી મારીશ એમ કહે તથા તેનાં માબાપ બાળકનું આ કૃત્ય જોઇ હસતે મોઢે તેની સાથે વાત કરે તો તે ખાતર ગૃહિણીએ કદી કજીઓ કરવા તૈયાર થવું નહિ. આવી નજીવી વાતો પતિને કહેવાની પણ જરૂર નથી.એ નક્કી જાણવું કે નાની નાની વાતોમાંથી જ મોટી વાતોની ઉત્પત્તિ થાય છે. બાજુના ઘરનો માણસ પોતાના સંબંધમાં શી વાતો કરે છે તે પર કાન માંડવાની જરૂર નથી. આવી આવી નાની નાની બાબતો તરફ આપણે જેટલી ઉપેક્ષાની વૃત્તિ દાખવીશું તેટલી સદ્ભાવની ભાવના જળવાઇ રહેશે. પરંતુ એકવાર જો કજીઆની શરૂઆત થઇ તો જે અતિ નિકટ હશે તે અતિ વિકટ થઇ પડશે અને તેમાંથી અનેક અસ્વાભાવિક ઘટના ઘટશે.

**પાડોશી સાથે સદ્ભાવ**

વિનય અને શરમ એ નારીજાતિનું ભૂષણ છે. નારીજાતિ જેટલી શરમાળ બનશે તેટલી તે વધારે સુંદર જણાશે. કારણકે શરમ અને નમ્રતા એજ તેનું ખરૂં સૌંદર્ય છે. આ શરમનો એક ખોટો અર્થ છે પણ અમે એ અર્થમાં તે શબ્દ વાપરતા નથી. શરમનો અર્થ કોઇને જોતાં જ ઘૂમટો તાણવો એ નથી. કોઇ સ્રીએ પોતાના આત્મવૃત્તાંત્તમાં લખ્યું હતું કે તેના પતિનો ઘોડો છૂટો એકાએક અંતઃપુરમાં પેઠો એટલે તેણે તરત જ શરમાઇ જઇ ઘુમટો તાણ્યો. કોઇ કોઇ સ્રી એવી પણ છે કે જે આગગાડીમાંથી કે સ્ટીમરમાંથી ઉતરતાં મોટો ઘૂમટો તાણી ઉતરે છે અને તેથી કોઇ અજાણ્યા માણસ સાથે અથડાઇ પડે છે. આ કંઇ ખરી શરમ ન કહેવાય. એ તો શરમનો

**લજ્જા**

અભિનય માત્ર કહેવાય. ખરી લજ્જા એટલે બોલવા ચાલવામાં સંયમ. સંયમભરી નજર, સંયમભર્યાં વચનો અને સંયમ ભર્યો વ્યવહાર સ્ત્રીઓની ખરી લજ્જા પ્રગટ કરે છે. આવી સ્ત્રીઓ વાસ્તવિક રીતે ફૂલથી પણ વધારે કોમળ હોય છે. પરંતુ તેમ હોવા છતાં તેઓના ચારિત્રમાં નારીહૃદયના બળનો અભાવ હોતો નથી. તેની એ શક્તિ સહનશીલતામાં, સાધુતામાં અને બીજાની સેવામાં તથા આત્મસમર્પણમાં સર્વદા નજરે પડે છે.

**રસ્તામાં**

આધુનિક કાળમાં સ્ત્રીઓને રેલ્વેમાં મુસાફરી કરવી પડે છે. એકલાં મોટાં શહેરોમાં રહેવું પડે છે. આમ હોવાથી તેઓ લજામણીના છોડ જેવી શરમાળ થઇ રહે તે કેમ ચાલે? કેટલીક વેળા તો ખરી લજ્જાના રક્ષણ માટે જ બાહ્ય લજ્જાને તિલાંજલિ આપવી પડે છે. અમે એક સ્ત્રી વિષે જાણીએ છીએ. તે પરમ સુંદર છે, તેની સાથે ભારે શરમાળ છે. કોઇએ તેને ઉંચે સાદે બોલતાં સાંભળી નથી. એક દિવસ તેની સાથે અમે તીર્થ કરવા ગયા. અમારી સાથે ધાવણાં અને બે ત્રણ વર્ષનાં કેટલાંક છોકરાં હતાં. કોઇ આકસ્મિક બનાવ બનવાથી ધારેલે સ્થળે પહોંચતાં અમને વાર લાગી અને અમારી બધી યોજના ધૂળધાણી થઇ ગઇ. તે તીર્થમાં અતિથિ અભ્યાગતને ખવરાવવા પીવરાવવાની ખાસ ગોઠવણ હતી, પરંતુ મુખ્ય કાર્યકર્ત્તા ભારે ખરાબ હતો. તીર્થની અધિષ્ઠાત્રી તો યાત્રાળુઓને કંઇ પણ અગવડ ન નડે તે માટે માતાની માફક બધી દિશાનો વિચાર કરી વ્યવસ્થા કરી ગઇ હતી. પરતુ કાર્યકર્ત્તાનો બંદોબસ્ત તેનાથી ઉલટોજ જોયો. તે વખતે ત્રણેક વાગ્યા હશે. એ મહારાજ ખાઇપી નિદ્રા લેવાની તૈયારી કરતા હતા. અમારાં બચ્ચાં એક રીતે જોતાં તો અત્યાર સુધી ઉપવાસીજ હતાં. તેઓની બૂમાબૂમથી કાર્યકર્ત્તાની ઉંઘ ઉડી ગઇ. તેને અમે અમારી સ્થિતિ જણાવી. તે 'અત્યારે તો શું થઇ શકે?' એમ કહી ટુંકાણમાં અમારી વિનંતિ તરછોડી વળી

ઉંઘી ગયો. અમે ભારે વિપત્તિમાં આવી પડયા. શું કરવું? ત્યાંથી બજાર ત્રણ માઇલ દૂર હતું, અમે એટલા બધા થાકી ગયા હતા કે એટલું ચાલવું અમારે માટે ભારે થઇ પડયું હતું. તેમાં પણ બૈરાં-માણસને એકલાં મૂકી જવું પણ કઇ રીતે! પરંતુ અમારી સાથેની એ બાઈ નાની ઉમરની હોવા છતાં મંદિરના નોકર ચાકરો જયાં રહેતા હતા ત્યાં જાતે ગઇ અને તેમને અમારી સ્થિતિ જણાવી. આ વાત સાંભળતાંજ બેત્રણ નોકરો આવી હાજર થયા અને 'મા, આપ કંઇ ચિંતા ન કરતાં. અમે હમણા બધું લાવી આપીએ છીએ' એમ કહી તેઓએ દૂધ, ચોખા, દાળ, ઘી, શાક, વગરે બધું લાવી આપ્યું.

એ બાઇએ અમને એમ પણ જણાવ્યું કે ' હું રેલવેની ટિકિટ જાતે લઉં છું અને ગમે તે સ્થળે મુસાફરી એકલી કરી શકું છું.' હિંદુઓનાં ઘરનાં આટલી નાની ઉંમરનાં બૈરાંને માટે એ ભારે બહાદુરીની વાત કહેવાય! મોટાં શહેરમાં અનેક બદમાસો હોય છે. તેઓ સુંદર સ્ત્રીને જોતાંજ અશિષ્ટ આચરણ કરે છે. એવા એક બદ-માસને આ બાઇએ સંયમવાળી વાણીમાં એવો ફટકો લગાવ્યો હતો કે તે માણુસ શરમનો માર્યો કઈ દિશામાં નાસી ગયો તેની કોઇને ખબર ન પડી. આમ છતાં એ બાઇની વર્ત્તણુકમાં ખરી લજ્જાની બધી બાબતો સમાઇ જતી હતી. પરિપૂર્ણ લજ્જા જાળવ્યા છતાં તે અવસ્થા પ્રમાણે અસાધારણ તેજસ્વિતા બતાવી પોતનું આત્મસન્માન જાળવી શકે છે રસ્તામાં મોટો ઘૂમટો તાણી ફરવું એ અતિશય કઢંગો દેખાવ છે. એ ઘૂમટાને પરિણામે કેટલીય સ્ત્રીઓ પોતાની સાથેના માણસથી છુટી પડી રસ્તો ચૂકે છે, રસ્તો બરાબર ન સુજવાથી ખાડામાં અગર ગટરમાં પડી જાય છે અગર યાત્રાળુઓ સાથે અથડાવાથી અતિશય શરમાય છે. રસ્તામાં તો બંને આંખ પર આવરણ ન જ જોઇએ, બંને આંખ ઉઘાડી રાખી ચાલવું જોઇએ, તેને બદલે બંને આંખ ઢાંકી ચાલવું એ તો ભારે વિપન્તિજનક ગણાય. રસ્તામાં દરેક સ્ત્રીએ પુરેપુરો પોશાક પહેરી ચાલવું. કેટલીક સ્ત્રીઓ

એવાં બારીક કપડાં પહેરી નીકળે છે કે તેના શરીરના અંગેઅંગ જોઇ શકાય ! આમ કરવાથી તેમનામાં ખરી શરમનો અભાવ જણાઇ આવે છે અને તેથી ઉલટા તેના સંબંધીઓ શરમાય છે.

**મુસાફરીમાં**

મુસાફરીમાં એક ચીજ બને તેટલી તજવી. એ ચીજ તે નિદ્રા છે. રેલવેમાં રાતની મુસાફરી કરવી પડે ત્યારે આ બાબત ખાસ ધ્યાનમાં રાખવી. વળી નાનાં બાળકો બારી બારણામાંથી બહાર ન ઝૂકે તે તરફ પણ મુસાફરીમાં ખાસ ધ્યાન રાખવું. ઘણા લોકો રેલવેમાં કંઇ ખાતાજ નથી. ધર્મરક્ષાને ખાતર તદ્દન લાકડા જેવાં ભૂખ્યા ડાંસ બની ઘેર આવે છે. આમ ઉપવાસ કરવાથી કોઇ વખતે મુસાફરીમાં જ કદાચ માંદા પડયા તો અડચણનો પાર રહેતો નથી. રેલવે રસ્તે આવજા કરવાથી આપણને પુષ્કળ સગવડ મળે છે એ વાત ખરી, પરંતુ પ્રાચીન રિવાજો બરાબર જાળવી રાખી તેમ કરવા જતાં અતિશય અગવડ નડે છે. આ બાબતમાં તો અવસ્થા પ્રમાણે વ્યવસ્થા કરવી એ આપણી ફરજ છે.

સ્ત્રીઓને રાતના વખતે ઘરેણાં પહેરી ઘોડાગાડીમાં ફરવું પડે તો ખાસ સાવચેત રહેવું. આવી અવસ્થામાં કોઇ વખતે ભારે વિપત્તિમાં આવી પડાય છે. ભાડાની ગાડીનો નંબર હમેશાં યાદ રાખી લેવો. ઘણી વેળા ગાડીના છાપરા ઉપર પેટીઓ બીજો કે સામાન રાખી આપણે આનંદથી ગાડીમાં બેસી જઇએ છીએ પણ ઘેર પહોંચતાં એ સામાનમાંથી અમુક ભાગ ઓછો થઇ ગએલો માલમ પડે છે. ગાડીવાળાઓ આવી સ્થિતિમાં એટલોજ જવાબ આપે છે કે એ સામાન આપ લાવ્યાજ નથી અગર કયાં ગયો તે હું જાણતો નથી. કારણ કે મારી નજર તો ઘોડા તરફ હતી, પાછું વાળીને જોવાની મને ટેવ નથી. ઘોડાવાળો કદાચ એમ પણ કહેશે કે હું રસ્તામાં પૈસાની બીડી લેવા ઉતર્યો હતો તે વખતે કદાચ કોઇ લઇ ગયું હોય,

ટુંકામાં કહીએ તો ગાડીવાળાઓનું પણ એકાદ ટોળું હોય છે. તેઓ એકસંપી કરી ચોરી કરે છે. માટે ખાસ જોખમવાળી ચીજ હમેશાં પોતાની પાસે જ રાખવી અને જો તે બીજે મૂકવી પડે તો તે તરફ ખાસ નજર રાખવી. ઘણી વેળા ગાડીમાંથી ઉતરતાં આપણે કંઇ ચીજ ભૂલી જઇએ છીએ. પરિણામે ગાડીવાન તો આનંદથી ઘેર જઇ એ ચીજ પોતાની કરી દે છે.

મુસાફરીમાં આ કરતાં પણ વધારે મુસ્કેલીઓ આવે છે. મોટાં શહેરોમાં તો એવું પણ હોય છે કે ગાડીવાળામાંના બદમાસોનો એકાદ અખાડો હોય છે. એ અખાડામાં મુસાફરોના જીવ પણ જોખમમાં આવી પડે છે. મોડી રાતની ગાડીમાં ઉતરેલા ઉતારૂઓમાંના કોઇને આ લોકો પોતાના આવા અખાડામાં લઇ જાય છે અને ત્યાં તેના સાગરીદ બદમાસો આવી તેમના પર હલ્લો કરે છે. ગાડીવાળો પોતે આ કૃત્યમાં જોડાતો નથી. પણ બુદ્ધદેવની મૂર્તિની માફક ઘોડાની લગામ પકડી દૂર ઉભો રહે છે. આવે વખતે મુસાફરોના અદષ્ટમાં જે કંઇ બનવાનું હોય તે બને છે. સ્ત્રીઓએ મુસાફરીમાં જરા સખત બનવું જોઇએ. તેઓ તે વખતે તદ્દન ફૂલની કળી જેવી કોમળ બનશે તે હવે આ જમાનામાં નહિ ચાલે.

**દીકરા-દીકરીનાં લગ્નમાં**

આધુનિક કાળમાં દીકરાદીકરીનાં લગ્ન વખતે ઘણીવેળા ગૃહસ્થ બિચારાનું માથું જ ફરી જાય છે. ઘણી નાતોમાં તો લેવા દેવાના રિવાજો બંને પક્ષનાં માબાપોનું અર્ધું લોહી ઓછું કરી નાખે છે. એક તો વિવાહ વખતે બહારથી આવેલા અનેક મેમાનોને માટે ભોજનાદિની વ્યવસ્થા કરવી પડે છે. તેમાં વળી ગૃહિણી તરફથી સામા પક્ષનાં છિદ્રો ખોળી ખોળીને રજુ કરવામાં આવે છે. પરિણામે ગૃહસ્થની મુંઝવણનો પાર રહેતો નથી. ગુજરાતમાં કેટલીક નાતોમાં કન્યાવિક્રયનો રિવાજ છે. ત્યાં વરપક્ષને કન્યાપક્ષ તરફથી હેરાન કરી નાંખવામાં આવે છે ત્યારે કેટલીક નાતોમાં વરવિક્રય થાય

છે, ત્યાં કન્યાપક્ષ હેરાન થઇ જાય છે. એ બંને રિવાજોમાં પૈસાની લેણદેણમાં તો બનતાં સુધી ગૃહિણીનો હાથ હોતો નથી; પરંતુ નાની નાની બાબતોમાં, બનતાં સુધી ઘરેણાં લુગડાંમાં તેની ટકટકનો પાર રહેતો નથી. સ્ત્રીઓનાં હૃદય હંમેશાં દયાળુ હોય છે. તેમની દયાથી આખી પૃથ્વી ટકી રહી છે. આપણાં જીવન પણ કેવળ તેમની દયા પર જ અવલંબે છે. પરંતુ આવી દયામયી સ્ત્રીઓ આવે પ્રસંગે નિર્દય બને છે તે જોઇ અમને બહુ દીલગીરી થાય છે. તેઓએ વિવાહ વખતે દરેકને દયાના પાશથી બાંધવા જોઇએ, પણ તરવાર અને નરકપાશ બતાવી લોકોને હેરાન કરવા ન જોઇએ. જો સ્ત્રીઓ કેવળ આટલું જ કામ કરે તો તે પ્રસંગોનું અડધું ધાંધલ ઓછું થઇ જાય. જો તેઓ ન્યાયપૂર્વક કુટુંબનું શાસન ચલાવે તો કદાચ વરવિક્રય કે કન્યાવિક્રયના કિસ્સા પણ ઓછા થઇ જાય. કારણ કે ગમે તેવો બદમાસ ગૃહસ્થ પણ ઘરમાંનાં બધાંની મરજી વિરૂદ્ધનું કૃત્ય ભાગ્યે જ કરી શકે.

એટલું તો ખરૂં કે કન્યાવિક્રય કે વરવિક્રયમાં ઘણે ઠેકાણે ગૃહિણીનો બહુ હાથ હોતો નથી. પરંતુ લગ્નમાં વધારે પડતું ખર્ચ કરવા કરાવવામાં તેનો હાથ ભારે હોય છે. ઘણી વેળા ગૃહિણીની પ્રેરણાથી જ, ગૃહસ્થ આવે અવસરે સર્વસ્વ ગુમાવી બેસે છે. આધુનિક કાળમાં હિંદુઓના ઘરના લગ્ન પ્રસંગો નાના પ્રકારનાં કારણોને લીધે મંગલપ્રદ ન રહેતાં અમંગલરૂપ બની ગયા છે. લગ્નના પ્રસંગને બહાને જાણે ઘેર લૂટ પડી હોય અને એને લીધે ઘરમાંનું બધું લૂટાયા સિવાય રહેવાનુંજ ન હોય તેવો ભાસ થાય છે. જુના સમયમાં ધનવાન વેપારીઓ લગ્નપ્રસંગે દબદબો કરતા; તેઓની આવક પણ પુષ્કળ હતી અને બાહ્ય આડંબર કરી, આતશબાજી ફોડી, મોટા મોટા વરઘોડા ચઢાવી, સોનારૂપાની ગાડીઓનું :પ્રદર્શન કરવામાં જ તેઓ પોતાના સૌભાગ્યની અવધિ માનતા. ફલાણા શેઠના પુત્રના લગ્નમાં આટલું ખર્ચ થયું તો હું શું એનાથી કમ છું? આવી હરિફાઇને લીધે તો એક રાતમાં હજારોને લાખો રૂપીઆ ઉડાવી

દેવામાં આવતા અને એ ખર્ચ થતું તેના કરતાં વધારે જાહેરમાં બતાવી વારંવાર આત્મપ્રમોદ અનુભવતા. પ્રાચીન સાહિત્યમાં આવાં લગ્નના બનાવને સારી રીતે વર્ણવવામાં આવ્યા છે, છતાં આમાં એક વાત ભૂલવાની નથી કે આ રીતે પુષ્કળ વ્યય કરનાર પણ પોતાની આવક કરતાં વધારે ખર્ચ કરતા નહિ.

પરંતુ સામાન્ય ગૃહસ્થના લગ્નપ્રસંગ તો એ જમાનામાં નિર્મળ આનંદથી ભરપૂર હતા. તેમાં વધારે ખર્ચ થતું નહિ. આજકાલ સ્ત્રીઓ લગ્નપ્રસંગ વખતે 'આમ તો કરવું જ જોઈએ. એ ચીજ તો જોઈએ જ. છોકરાનો વિવાહ તે શી વાત! વાજાં વિના તે કંઈ ચાલે! જો વરઘોડો સારો ન ચઢે તો પછી બાકી રહ્યું શું?' આમ આગ્રહ કરી પુરુષને ખર્ચના ખાડામાં ઉતારે છે. તેઓની આવી વાતો સાંભળી ગરીબ ગૃહસ્થનો અંતરાત્મા તો સુકાઈ જાય છે. પરંતુ તેનાથી ઘરના પ્રભાવમાંથી છૂટી શકાતું નથી. તેમાં પણ મમતાળુ મા પોતે જ્યારે આંખમાં આંસુ લાવી દીકરા પ્રત્યેના સ્નેહનો ઉલ્લેખ કરી કર્ત્તવ્ય બતાવી આપે, ત્યારે પિતા શું કરે? ઘણીવેળા પોતે કણ કણ કરી ભેગો કરેલા પૈસા આ વખતે આતસબાજીના ધૂમાડા સાથે ઉડી જાય છે: અગર અંગ્રેજી ઢબનાં વાજાંના ઉચ્ચ અવાજમાં તથા વરઘોડાના ચિત્રવિચિત્ર દેખાવમાં ભારે દબદબાપૂર્વક એ ગરીબ દુઃખી ગૃહસ્થના ધનની અંત્યેષ્ઠિ ક્રિયા થાય છે. આ બધાં ખર્ચને લીધે સામાન્ય સ્થિતિના ગૃહસ્થો પાયમાલ થતા બેઠા છે. પ્રત્યેક ગૃહિણીને અમે વિનંતિ કરીએ છીએ કે જ્યારે ઘરનો કર્ત્તાહર્ત્તા પુરુષ કદાચ આ પ્રમાણે ખર્ચ કરવા તૈયાર થાય ત્યારે તેણે તેનો હાથ પકડી રાખી તેને તેમ કરતાં અટકાવવો. બાળકો કે જે હજુ ઝાઝું સમજતાં હોતાં નથી, તેઓ આ રસ્તે વિલાસનો માર્ગ ઓળખી લે છે અને એક વખત એ માર્ગની ઓળખાણ થઈ એટલે પછી કહેવું જ શું? આજના વખતમાં સાધારણ સ્થિતિના માણસોમાંના કેટલાયનાં નજીકનાં સંબંધીઓ પોતે અડધે પેટે રહી પોતાનાં બાળ-

કોને ખવરાવવા માટે વલખાં મારી રહ્યાં છે, કેટલીય અનાથ વિધવાઓને એક મૂઠી અનાજ માટે પોતાનું સર્વસ્વ વેચવું પડે છે. કદાચ પોતાની મોળાઇ કે પિતરાઇ બેન સેંકડો કાણુંવાળી સાડીને થીંગડાં ઉપર થીંગડાં આપી માંડમાંડ પોતાની લજ્જા જાળવવાનો પ્રયત્ન કરી રહી હોય છે અથવા મેલેરિયાના દરદથી તેનો એકનો એક છોકરો દવા અગર પથ્યના અભાવે મૃત્યુના પંજામાં સપડાયો હોય છે. ગૃહિણીઓ, ગૃહદેવીઓ, એકવાર આંખો ઉઘાડી આ બધાં તરફ જુઓ. દેશનાં સંતાનો તરફ નજર નાખો. અન્નના કષ્ટને લીધે કેટલા લોકો નોકરીચાકરીની વૃથા આશાથી રસ્તામાં ભટકયા કરે છે! તેઓના ઘરની સ્ત્રીઓ અપાર દુઃખ વેઠયા છતાં, અપાર ચિંતા વેઠયા છતાં, પોતે ઉપવાસી રહ્યા છતાં બાળકોની થાળીમાં થોડુંઘણું અન્ન પણ ભાગ્યે જ આપી શકે છે. એક સામાન્ય સ્થિતિનો ગૃહસ્થ ત્રણ દિવસ સુધી પોતાની સ્ત્રી સાથે ઉપવાસી રહ્યો. ચોથે દિવસે બાળકના મુખમાંથી 'બાપા, આજ શું ખાઉં ?' એવા શબ્દો નીકળ્યા. આ શબ્દો સાંભળતાં જ તે કોઇને કંઇ ન કહેતાં નદી માતાના ગર્ભમાં આશ્રય લેવા ગયો. અમારા એક સંબંધીએ તેને ત્યાંથી માંડમાંડ પાછો વાળ્યો. આ દુઃખ શું ખરી દયાને પાત્ર નથી ? આપણા દરેક ઉત્સવ, આપણાં દરેક નકામાં ખર્ચો શું દયાની છાતી પર લાત મારતાં નથી ? દેશની દયામયી અન્નલક્ષ્મીની આંખમાંથી અવિરત ધારા વહે છે. માટે ગૃહિણીઓ લગ્ન પ્રસંગે વપરાતા પૈસામાંનો અમુક ભાગ જો વાપરી શકતી હોય તો ગરીબ અને અનાજ વિના ટળવળતાં પોતાનાં સંબંધીજનો માટે વાપરે એ શ્રેયસ્કર છે. જેઓ આપણા તરફ આશા રાખી બેઠાં છે, તેની આશા પૂરી કરવાથી જો કે બાહ્ય ઉત્સવનો પ્રકાશ તારાની માફક આકાશ માર્ગે ઉડશે નહિ, લોકોમાં તમારા પૈસાનો દમામ ફેલાશે નહિ તોપણ ઘણા લોકોના હૃદયની કૃતજ્ઞતા, ઉત્સવના માંગલિક પ્રસંગે આપણા ઘરમાં મુંગે મોઢે આત્મતૃપ્તિરૂપી અમૃત વરસાવશે.

અમે ધનવાનો માટે કંઇ કહેતા નથી. પ્રભુ તેમની એક હદ પૂરી પાડે છે. પરંતુ એટલું તો નક્કી કે તેઓ જેટલું નકામું ખર્ચ કરે છે તેટલું તેનું પૂર્વસંચિત પુણ્ય ઓછું થાય છે. જ્યારે થેલી ભરેલી હોય ત્યારે ઘણાને તેની સમજણ પડતી નથી; પરંતુ કર્મદ્વારા જે મેળવાય છે તે કર્મદ્વારા જ નષ્ટ થાય છે. લગ્ન પ્રસંગનાં બીનજરૂરી ખર્ચો જેટલાં ઓછાં કરી શકાય, તેટલાં ઓછાં કરવાં એ જ સાધારણ સ્થિતિના ગૃહસ્થોને માટે કલ્યાણપ્રદ છે.

**સ્ત્રીઓ અને દાગીના**

દાગીના પહેરવાની ઇચ્છા એ સ્ત્રીઓને માટે સ્વાભાવિક છે. પરંતુ એ ઇચ્છાને રોગના રૂપમાં દૃઢ થવા દેવી ન જોઇએ. કોઇ કોઇ કુટુંબમાં સ્ત્રીઓની રુચિ એટલી ચંચળ હોય છે કે આજે કરાવેલા દાગીના થોડા વખતમાં ભંગાવી નંખાવવા પડે છે. આજે જે દાગીના સુંદર માની ગૃહિણીએ ગળામાં કે હાથમાં પહેર્યા તે બે ચાર દિવસો જતામાં અરૂચિકર થઈ પડયા, હવે તે ચીજો તેને ત્રાસજનક જણાવા લાગી અને કયારે એ બધું નવું બને તે માટે સ્વામીને રોજ ભલામણ થવા લાગી. આવી ભલામણો પતિને કેટલી ત્રાસજનક થઇ પડે છે તે માટે શું લખવું! દાગીના ભંગાવવાથી તેની અર્ધી કીંમત રહે છે અને તે ઉપરાંત મજુરીનું નુકસાન તો ઉભું હોય છે જ. અનેક ગરીબ માણસો બૈરાંઓની આ વારંવાર ફેરવાતી જતી રુચિથી પરેશાન બની જાય છે. હમેશાં પહેરાય એવા થોડા ચાલુ દાગીના હોય તો બસ છે. ઝવેરીઓનું કેટલોગ જોઇ અથવા કોઇને ઘેર મેમાન તરીકે જઇ ઉંચા પ્રકારની રુચિની પરીક્ષા અગર પસંદગી કરવા કરાવવાની કંઇ જરૂર નથી. આપણી સ્થિતિ તરફ આપણે હમેશાં ધ્યાન આપી ચાલવું જોઇએ તે ઉપરાંત પોતે જેવાં ઘરેણાં ઘડાવશે, તેવાં જ દિયરની વહુને અથવા નણંદને ઘડાવવામા આવશે તો જ એ દાગીનાથી આખું ઘર ઝગઝગશે, નહિ તો એ વડે ઘરનો એકાદ ખુણો પ્રકાશશે અને એ સ્થિતિ સંયુક્ત કુટુંબ

માટે કદી સારી ન ગણાય. ગૃહિણીએ રુચિપરિવર્ત્તનને રસ્તે વળવું એ સારૂં નથી. સામાન્ય સ્થિતિના ગૃહસ્થના ઘરમાં આ રુચિવિકાર પેસે છે તો કેવી દુર્ગતિ થાય છે તે તો આપણા બધાના ધ્યાનમાં છે. કહેવાય છે કે ભરતમિલનના પ્રસંગે ભરત પોતે સંન્યાસીના વેશમાં રામચંદ્રજીની પાસે ગયા હતા. તેમણે રામને કહ્યું હતું કે 'મારા હાથનાં આ કડાં લઇ જાઓ. શ્રીરામની પદસેવા એ જ હવે મારા હાથમાં અલંકાર બનશે!' સ્ત્રીઓ માટે પણ આ સેવાધર્મ એ જ ખરાં ઘરેણાં છે. એ સેવાથી તેઓ જેવી સુંદર બને છે, તેવી સુંદર કોઇપણ સોનારૂપાના દાગીનાથી કદી બની શક્તી નથી.

જૂના દાગીના ભંગાવવા વિરુદ્ધ બીજી પણ દલીલો છે. આ પુસ્તકના મૂળ લેખક બાબુ દીનેશચંદ્રની માએ તેમને મરતી વેળા પોતાના હાથની સોનાની બંગડીઓ આપી કહ્યું હતું કે 'બેટા, તું આ બંગડીઓ ભંગાવી તેનો ઘડિયાળનો અછોડો કરાવજે.' પરંતુ આ સૂચના મુજબ તેમણે કદી કાર્ય કર્યું નહોતું. એ કંકણ જોતાં જ તેમને પોતાની માતાના કોમળ હાથ યાદ આવતા. એ અલંકાર તેની આગળ પૂજાની સામગ્રી જેવા બની ગયા હતા એટલે એ ભંગાવવાની તેને હિંમત કેમ ચાલે? જે દાગીના લાંબા કાળ સુધી સ્ત્રીઓના શરીર પર રહે છે, તે કેવળ સોનાની કીંમતમાં જ રહેતા નથી, પણ તેનાં સંતાનો અને સ્વજનોની કલ્પનામાં હીરાની કીંમતમાં ફેરવાઇ જાય છે. સંતાનો એ અલંકારો મેળવી કૃત્યકૃત્ય બને છે. એ તેઓનો બહુ મૂલ્ય વારસો છે, તેની કીંમત સોનાના બજાર દરે કદી આંકી શકાતી નથી. હજુપણ બંગાળાના વૈષ્ણવો ચૈતન્ય દેવની તૂટેલી કંથા જોવા માટે જગન્નાથપુરી જાય છે અને સ્વામીનારાયણ સંપ્રદાયના લોકો સહજાનંદ સ્વામીનાં વાપરેલાં વસ્ત્રાદિ જોવા અમદાવાદ આવે છે. આવા જ ભાવથી હજુ એ બંગડીની જોડ બાબુ દીનેશચંદ્ર વારંવાર પેટીમાંથી કાઢી જુએ છે અને તે દર્શન

સાથે માતાની અનેક સ્મૃતિ તાજી કરે છે. એક ગાંડા માણુસની વાત પણુ જાણુવા જેવી છે. એ ગાંડો બાબુ દીનેશચંદ્રના ઘર પાસે જ રહેતો. ઘણી વેળા તેનું મગજ સારૂં રહેતું. એક વખતે તે એવી સારી સ્થિતિમાં હતો ત્યારે તેને પૂછવામાં આવ્યું કે 'તમે આમ ગાંડા કેમ બની ગયા ?' તેણે કહ્યું, 'એ મહા દુઃખની વાત છે ભાઇ ! મારે મા, બાપ, ભાઈ, બ્હેન એમાંનું કોઇ નહોતું. હું સસરાને ઘેર રહેતો. મહિને ૪૦ રૂપીઆના પગારે પોસ્ટઓફિસમાં નોકરી કરતો. મેં ઘણી મહેનતે ૧૫૦ રૂપીઆ બચાવ્યા અને તેનું સોનું ખરીદી મારી સ્ત્રી માટે એક જોડ બંગડીઓ ઘડાવી આપી. આ પછી હું ઓફિસે જતો ખરો. પણુ મારૂં મન મારી સ્ત્રીના બંગડીથી શોભતા બે હાથોપર ચોંટી રહેતું; ઘણીવાર હું ઓફિસથી ઉઠી ઘેર જઇ એ બન્ને હાથનાં પ્રત્યક્ષ દર્શન કરી આવતો. એ આનંદમાં હું મસ્ત રહેતો. એક દિવસ એ આનંદના નિશામાં ઘેર ગયો. જઇ જોયું તો જણાયું કે એ બંગડીઓ તો મારા સસરાએ કોઇને ત્યાં ઘરેણે મૂકી છે. આ વાત સાંભળતાં જ મારી બુદ્ધિ નષ્ટ થઇ ગઇ. હું સસરાને મારવા દોડયો, ત્યારપછી શું બન્યું તે યાદ આવતું નથી. ત્યારથી આ સ્થિતિમાં છું.' પ્રિયજને વાપરેલા દાગીના કેટલા આદરને પાત્ર છે એ આ વાત પરથી સ્પષ્ટ જણાશે. એ દાગીના વારંવાર ભાંગી નવા નવા બનાવતાં એ પ્રીતિચિહ્નોની ખરેખર દુર્દશા થાય છે.

**દાગીના ન આપવા**

ઘણા ગૃહસ્થોની સ્થિતિ સારી હોય છે, પરંતુ તેઓ બૈરાંઓને દાગીના આપતા નથી. અર્થસંચય જ્યાં રોગ બની જાય ત્યાં અમે તેનો પક્ષપાત કરવા તૈયાર નથી. જેઓ ઘરમાં સેવાવ્રત ધારણ કરી બધાંને માટે રાતદહાડો મજુરી કરે છે, તેનું વાજબી રીતે જેટલું મનોરંજન કરી શકાય તેટલું કરવું એ ઉચિત છે. એમ કરીએ તોજ ગૃહદેવતા સંતુષ્ટ રહે છે. મોટા માણુસોની કોઇ કોઇ સ્ત્રીઓ સોનાનાં ઘરેણાને થાળીવાડકા કહી

નાપસંદ કરે છે અને કેવળ હીરા મોતી તરફ જ પક્ષપાત બતાવે છે. આવી દલીલ સાધારણ ગૃહસ્થની સ્ત્રીઓએ કદી ન કરવી. પરંતુ એ સાથે અમે એટલું પણ ભાર દઇને જણાવીએ છીએ કે સુંદર પદ્મની કળી સમાન હાથ ખાલી હોય અગર સુંદર ગળામાં નાનો સરખો હાર પણ ન હોય એ દૃશ્ય જોઇ બધાંને દુઃખ થાય એ પણ સ્વાભાવિક છે.

**અતિસ્નેહ**

કોઈ કોઇ ગૃહિણી શોકના દુઃખથી અધમૂઇ બની, બાકી રહેલાં એકાદ બે સંતાનો પ્રત્યે અતિશય સ્નેહ બતાવે છે. તે એટલે સુધી કે એ સ્નેહનું પરિણામ છેવટે એ સંતાનોના ગેરલાભમાં જ આવે છે. અમે એક બાઇ વિષે જાણીએ છીએ કે જેણે આવી રીતે પોતાના નાના પુત્ર પ્રત્યે સ્નેહ બતાવવા માંડયો હતો અને છેવટે એ અતિ સ્નેહને લીધેજ તે પુત્ર તદ્દન વંઠી ગયો હતો. તે પુત્ર ગમે તેવો અપરાધ કરે છતાં તેને કંઇ કહેવામાં આવતું નહિ. તે જો પૈસા માગતો તો ઘરમાંથી દાગીના ગીરો મૂકીને પણ આપવામાં આવતા. તે બાઇ જાણતી હતી કે એ પૈસા કુમાર્ગે જ જવાના છે, છતાં તે તેને પૈસા આપવાની ના પાડી શકતી નહિ. એક દિવસ અમારા સમક્ષ તે યુવકે તેની માતા પાસેથી ૨૬ રૂપીઆ માગ્યા. શા માટે પૈસા જોઇએ છીએ તેના જવાબમાં કહેવામાં આવ્યું કે ખમીસ ખરીદવા માટે. તેની માએ કહ્યું કે 'બેટા, આટલા બધા રૂપીઆનું ખમીસ ખરીદવાની જરૂર નથી. લે આ પાંચ રૂપીઆ ! યુવકે તરત જ પોતાનું ધોતીઉં લઇ ગળે વીંટાળ્યું અને તેની ગાંઠ વાળી તે ખેંચતાં ખેંચતાં બોલવું શરૂ કર્યું. 'જો, હું હમણાં જ આપઘાત કરી મરૂં છું.' માએ તરત જ દસ રૂપીઆ આપવા માંડયા. યુવક તો હજુ વધારેને વધારે ગાળો સખત બનાવતો જતો હતો. છેવટે તે વિકૃત અવાજ કરી બોલ્યો, '૨૬ રૂપીઆથી એક પૈસો પણ ઓછો નહિ જ ચાલે.' કહેવાની જરૂર

નથી કે છેવટે તેને ૨૬ રૂપીઆ આપવામાં આવ્યા. તે તરત જ ધોતીઆની ગાંઠ છોડી હસતો હસતો પોતાને પંથે પળ્યો.

આવા અતિ સ્નેહને પરિણામે પુત્ર જ્યારે છાતીના દારુણ રોગથી મરણ પામે ત્યારે એ સ્નેહઘેલી માતા શું કરશે? આવા સ્નેહને પરિણામે પુત્ર જ્યારે ચોરીના ગુના સબબ જેલની સજા ભોગવે ત્યારે તેની મા શું કરશે? આવા સ્નેહને લીધે પુત્ર જ્યારે ભણવુંગણવું છોડી દારુડીઓ બને અને ગટરના ગંદવાડમાં મનુષ્યત્વનું વિસર્જન કરે ત્યારે એ સ્નેહાળ માતા શું કરવાની હતી? છોકરાને અકાળ મૃત્યુના હાથમાંથી બચાવવાનો આ અતિસ્નેહ એ ખરો ઉપાય નથી. ખરી રીતે તો એજ અકાળ મૃત્યુનો માર્ગ છે.

ટુંકામાં કહીએ તો પ્રભુનું વિસ્મરણ કરવાથી દુ:ખને માથે ખેંચી લેવા જેવું બને છે. પ્રભુને ભૂલી જનારનું ચિત્ત એવું દુર્બળ બની જાય છે કે તે વખતે આપણે તરણા વડે સમુદ્ર પાર જવાની ઇચ્છા કરીએ છીએ અને સુતરના તાંતણા વડે મોટા હાથીને બાંધી રાખવાની સ્પર્દ્ધા કરીએ છીએ. જે હોય તે ભલે જતું રહો. તેની ઇચ્છા હશે તેમ બનશે. તેની આજ્ઞાનું પાલન કરવું, આપણાથી જેટલું બને તેટલું પાલન કરવું એજ આપણે માટે સાન્ત્વનાનું સાધન છે. દરેક કાર્યમાં માથું મારી દુનિયાના વ્યવહારને પોતાની ઇચ્છા મુજબ રચવા જે તૈયાર થશે, તેની આગળ તે વ્યવહાર વધારે ભયંકર આકાર ધારણ કરી ખડો રહેશે એમાં કંઇ શક નથી.

**કુસંગનો ત્યાગ** જરૂર પડતાં જેમ પોતાનું અંગ કાપીને પણ જીવ બચાવવો પડે છે તે પ્રમાણે પ્રસંગ આવે તો ભાઇને, એટલું જ નહિ પણ પોતાના છોકરાને પણ જુદો કાઢી એકલા રહી સંસાર ચલાવવાની શકિત દરેક માણસે સંઘરી રાખવાની જરૂર છે. એવાં પણ અભાગી કુટુંબો જોવામાં આવે છે કે જ્યાં મદ્યપાન અને ચારિત્રહીનતાને લીધે આખાં કુટુંબ પ્લેગમાં સપડાએલાં ઘર જેવાં બની ગયાં હોય છે.

ભાઇઓમાંનો મોટો ભાગ જો મદ્ય પીનારો હોય અગર પ્રગટ રીતે દુર્નીતિ અગર વ્યભિચારને આશ્રય આપતો હોય તથા તેને સુધારવાના આપણા બધા પ્રયત્નો નિષ્ફળ ગયા હોય, તો તેના સંસર્ગમાં પોતાનાં નાનાં બચ્ચાંઓને રાખવાં એ કોઇ પણ રીતે ઉચિત નથીજ. ઉંમરે આવેલા પુત્ર અગર ભાઇ પ્રત્યે જેમ આપણાં કર્ત્તવ્યો હોય છે તેમ આપણાં નાનાં બચ્ચાં પ્રત્યે પણ આપણાં કર્ત્તવ્યો હોય છે. ઉંમરે પહોંચેલાં દુર્ગુણી સ્વજનોનાં નઠારાં દૃષ્ટાંત પરથી છોકરાંઓને ખરાબ ભાષા બોલતાં અગર ખરાબ કૃત્ય કરતાં શીખવાની તક આપવી એ ઠીક નથી. ઘરમાં આગ લાગે ત્યારે જેમ માણસો પોતાનું ઘર છોડીને પણ પોતાનો જીવ બચાવે છે, તેમ નૈતિક અધોગતિની અવધિ થતાં તદ્દન નજીકનાં સગાંને પણ તજી દેવાં એ ઉચિત છે. તેને સુધારવાનો પ્રયત્ન અગર તે પ્રયત્નમાં બનતી સહાય પછી દૂર રહી કરવી. શીતળા કઢાવેલાં ન હોય એવા માણસને જેમ શીતળાના રોગીની સારવારથી દૂર રાખવો પડે છે તેમ નાની ઉંમરનાં બાળકોને પણ તેવાં ઘરમાંનાં નઠારાં દૃષ્ટાંતોથી હમેશાં દૂર રાખવાં.



# પ્રકરણ ૮ મું

## દામ્પત્ય જીવન



**વિવાહનું વ્યાપક ફળ**

વિવાહ એ જીવનની સર્વથી મહાન ઘટના છે. કારણ કે તેનાથી કેવળ પતિપત્ની જ સુખી કે દુઃખી થતાં નથી પણ તેઓના સંસર્ગમાં આવતાં કુટુંબીજનો પણ એ સુખદુઃખનાં ભાગીદાર બને છે. વિવાહ પછી કોઇ કુટુંબ આનંદની છબી જેવાં બની જાય છે તો કોઇમાં સ્નેહમાયાનો ચિતાનલ પ્રગટી તે કુટુંબને સ્વાર્થનું નરક બનાવી મૂકે છે. લગ્નના પરિણામ રૂપ સંતતિનું ચારિત્ર, ભાવી જીવન અને વ્યવહાર પણ ઘણે અંશે માબાપના ઉપર જ આધાર રાખે છે. સાત પેઢી પહેલાં વંશના કોઇ પણ માણસે લગ્ન વડે જે શુભાશુભ સરજ્યું હતું, તે શુભાશુભ અત્યારની ઘડી સુધી તે વંશના માણસોને છોડતું નથી. આજે લગ્ન વખતે આંગણામાં જે મંગળધ્વનિ ફેલાશે તેના પડઘા કેટલા યુગ સુધી સંભળાશે તેની ગણતરી કોણ કરી શકે તેમ છે ?

**રૂપ અને ગુણ**

આ ઘટનાનો પ્રવાહ જે કેંદ્રમાંથી શરુ થયો, તેને કેવળ કૌતુહલ અગર મશ્કરીનો વિષય માની લેવો એ ઉચિત નથી. એ અતિ મહાન બનાવ છે. સ્વામી સ્ત્રીના રૂપનું ધ્યાન ધરે છે અને સ્ત્રી સ્વામીનું મુખ કેવું છે તેનો વિચાર કરે છે. આ રૂપ લાલસાને ઘણા લોકો આદર્શ દામ્પત્ય પ્રેમ માને છે. પરંતુ જે જીવનની સોબતણ

છે, તેના રૂપની વાત તો એ કે ચાર વર્ષમાં સ્વામીના મનમાંથી જતી રહેવાની છે. ત્યારબાદ તો તેનું ચારિત્ર કેવું છે, તેનામાં ગુણ કેવા છે, તેજ વિચારવાનો વિષય રહેશે. ચંદ્રમા આટલો બધો સુંદર છે, પણ તેથી શું આપણે માથું ઉંચું રાખી દરરોજ તેની શોભાનું દર્શન કરી રહીએ છીએ ? જે ચીજ દરરોજ જોઇએ, તેના બહારના રૂપની વાત સમય જતાં ભુલાતી જાય છે. કારણ કે એ વસ્તુ પછી સહજ લબ્ધ થઇ પડે છે. સર્વોત્કૃષ્ટ રૂપમાં પણ કુરુપ વાસ કરી રહ્યું હોય છે એ પણ આપણે જાણીએ છીએ. છતાં રૂપને આદરમાન ન આપવું એમ કહેવાનો અહીં અમારો આશય નથી. જગત જેને આદરમાન આપે છે, તેની ઉપેક્ષા થઇ શકે શી રીતે ? પરંતુ એટલું તો ખરૂં કે સંસાર વ્યવહારમાં રૂપ કરતાં ગુણનો આદર વધારે થવો જોઇએ. ગુણવાન અને ગુણવતીનું મિલન ગુણહીન રૂપવાન અને ગુણહીન રૂપવતીના મિલન કરતાં અતિશ્રેષ્ઠ છે એમાં કંઇ સંદેહ નથી.

**સ્વપ્ન અને વાસ્તવિક**

સ્ત્રીના સંબંધમાં પતિ અનેક આશા પોષી રાખે છે. તેમ સ્વામીના સંબંધમાં સ્ત્રીનો આદર્શ પણ ખૂબ મહાન હોય એમાં નવાઈ જેવું નથી. જ્યાં બન્ને પક્ષ આવી રીતે કલ્પનાશીલ મગજના હોય ત્યાં પ્રથમ દૃષ્ટિએ જ બન્નેનાં મન ભાંગી પડે એ સ્વાભાવિક છે; છતાં દામ્પત્ય પ્રેમ ક્ષમાના પાયા ઉપર રચાવો જોઇએ જ. કેવળ તાજમહાલનું સ્વપ્ન જોવાથી પોતાની ઝુંપડી પ્રત્યે અશ્રદ્ધાની લાગણી પેદા થાય એ સ્વાભાવિક છે. પરંતુ આપણે એ યાદ રાખવું કે આપણાથી સ્વપ્નના રાજ્યમાં વિહરતાં વિહરતાં કદી સંસારના વ્યવહાર ચલાવી શકાશે નહિ. આપણું ઝુંપડું ગમે તેવું સામાન્ય હોય છતાં આપણે તો ત્યાં જ રહેવાનું છે. તેના વાંસ અગર ઘાસની વેષ્ટની ન ભાંગે તે જ આપણે તો જોવાનું છે. એમ ન કરતાં જેઓ સોનાના સ્તંભની કલ્પના કરી લાંબા નિસાસા

નાંખે તેઓ આ સંસારમાં સુખી થઇ શકતા નથી. ભાગ્ય દેવી જેને ઘરમાં લાવી છે, તે આપણા સુખની તૃષ્ણા મટાડવા માટે જ છે એમ કદી ન માનતા. જો સ્ત્રી અને પુરુષ બંને સંયમમાં રહે અને

**સંયમનો માર્ગ**

પરસ્પર પ્રતિ શ્રદ્ધાની લાગણી જમાવી શકે તો તેઓનો પ્રેમ જેવા દૃઢ પાયા પર બંધાય, તેવો પાયો ગગનકુસુમની શોભા જોનારા પ્રેમી જનના પ્રેમને કદી નહિ મળે પતિની વર્ત્તણુકના ઉચ્છૃંખલ માર્ગમાં પત્નીએ વારંવાર બાધા નાખવી જોઇએ. જેઓ એમ ન કરતાં પતિને જાતે જ બધી બાબતમાં એ જ માર્ગે દોરી જાય અને એ રીતે પતિને વહાલાં થવાનો પ્રયત્ન કરે, તેના પર છેવટે સ્વામીને કોઇ પણ જાતની શ્રદ્ધા રહેતી જ નથી, અને એમ કરનારને પોતાને પણ જણાશે કે જે જે બાબતોથી પતિને અટકાવવો જોઇતો હતો, તે તે બાબતોમાં પતિને યથેચ્છ રીતે વર્ત્તવા દીધાથી જ ગૃહસ્થાશ્રમના સુખમાં પરમ વિઘ્ન આવી ઉભું છે. પતિ જો નાના ભાઇને હાંકી કાઢવાની ઇચ્છા કરે અને ખરાબ વર્ત્તણુક દ્વારા સર્વદા માબાપના મનમાં વ્યથાની લાગણી ઉત્પન્ન કરે તો સ્ત્રીએ પતિનો તાત્કાલિક ગુસ્સો વહોરીને પણ તેને તેમ કરતાં અટકાવવો. આમ કરવાથી છેવટે પતિ સ્ત્રીને શ્રદ્ધાની નજરે જોશે. સ્ત્રી પોતાના પ્રેમ દ્વારા પતિના વચન અને વ્યવહારના અસંયમને અટકાવશે ત્યારે જ સંસારમાં તેનું સન્માન અતૂટ રહેશે.

પતિ એ જ સ્ત્રીનું સર્વથી મહાન આશ્રય સ્થાન છે. સ્વામીનાં વચનને સ્ત્રીએ વેદવાક્ય માની તે મુજબ જ ચાલવું એવી ચાણક્યનીતિનો પ્રચાર કરવો એવો અહીં અમારો ઉદ્દેશ નથી. પરંતુ

**પદવીનું માન**

હિંદુના ઘરમાં જ્યારે પતિ ઉપર જ સ્ત્રીનાં સુખદુઃખનો આધાર છે, તો પછી તે દેવનું આસન ગ્રહણ કરી બેસે તેમાં કંઇ નવાઇ

નથી. છતાં એ જીવતા જાગતા પ્રભુની વર્તણૂક ખરાબ હોય તો સ્વાભાવિક રીતે જ સ્ત્રીની તેના પ્રત્યેની શ્રદ્ધા ઘટી જાય છે. ખરો પ્રેમ કંઇ કોઇ એક મોટી પદવીએ ચઢી દુરાત્માપણું કરવાથી મેળવી શકાતો નથી. રાજાધિરાજ બની બેસનાર પ્રજાનું સર્વસ્વ લૂટી શકે છે, પરંતુ એક જગાએ તેનો અધિકાર મુદ્દલ પહોંચતો નથી, અને એ જગા તે પ્રજાનું હૃદય છે. તે ચીજ એવી છે કે જે લાભાલાભને તરછોડીને પણ આત્મદાન આપવાનો અસ્વીકાર કરે છે.

આમ હોવાથી પત્નીને પ્રાપ્ત કરી પતિએ મેળવેલું સ્થાન ઉંચું છતાં એ ઉંચાં આસનની મહત્તા તે જેટલા અંશે જાળવી શકે છે તેટલા અંશે તે પત્નીના હૃદયને પોતાનું કરી શકે છે. એ ઉંચા સ્થળે બેસી નીચું કાર્ય તો ન જ થાય એવું તેણે દૃઢતાપૂર્વક માનવું જોઇએ. તેમ નહિ બને તો તે પોતાની પદવીને લાયકની મર્યાદા જાળવી શકશે નહિ. સ્ત્રી જેને હમેશાં દુનિયાના કોઇપણ માણસ કરતાં મહાન ગણે છે. મહાન તો શું પણ તે પોતાની વિરૂદ્ધ થાય તેમાં પોતાને અભાગણી ગણે છે, જેની બીનકાળજીમાં પોતાનું જીવતર ધૂળમાં મળ્યું માને છે,—તેની આગળ પતિ સિવાય બીજું કોણ મહાન છે? લગ્નના પરિણામે આમ એક એવું રત્ન મળે છે કે તેને સમગ્ર ભાવે કઇ રીતે પ્રાપ્ત કરવું તેનો ખાસ વિચાર કરવો અતિ આવશ્યક ગણાવું જોઇએ.

લગ્ન પછીનાં થોડાંક વર્ષ તો એક જ રીતે પસાર થઇ જાય છે; પરંતુ મધુમાસમાં પવનને શાંત વહેતો જોઇ નાવિકોએ કંઇ નિશ્ચિંત થઇ બેસવું ન જોઇએ. એકાએક તોફાન ચઢી આવે અને હોડી ડુબાવી દે એ સંભવિત છે. પ્રથમથી જ દરેક બાબતમાં સંયમી રહેવાથી આવી વિપદની આશંકા થોડી રહે છે

પુરુષ પ્રબળ છે, તેથી ઘણી વખતે તે પત્ની પર જૂલમ કરે છે. સ્ત્રી સ્વતંત્ર નથી અને તેથી ઘણી વેળા

**જૂલમ અને જુઠાણું**

આ જૂલમમાંથી બચવા માટે જુઠાણાનો આશ્રય લેવા તૈયાર થાય છે. આ બંને વાત સ્વાભાવિક છે. પતિનો જૂલમ સારો નથી તેમ સ્ત્રીનું જુઠાણું પણ સારૂં નથી. પતિનું મન સમજી તેની ઇચ્છા મુજબ વર્તવાનો સ્ત્રીએ પ્રયત્ન કરવો. જો કંઇ ભૂલ થઇ જાય તો તે પતિથી છાની રાખવાનો પ્રયત્ન કદી ન કરવો. સત્યવાદિની સ્ત્રી ઉપર પતિની શ્રદ્ધા વધે છે. જો એકવાર પણ પતિને સંશય પડે કે તેની સ્ત્રી સાચું બોલતી નથી તો સંસારના વ્યવહારના મૂળમાં રહેલા વિશ્વાસ પર કોહાડાના ઘા પડે છે. ઉશ્કેરાએલો સ્વામી જો કંઇ ન પૂછે તો કોઇપણ અપ્રિય સત્ય તેને થોડી વારને માટે ન કહેવું એમાં કંઇ ખોટું નથી; પરંતુ એ સત્ય લાંબો કાળ છુપું રાખવું નહિ. પતિ જો ફક્ત એકજવાર પત્નીનો વિશ્વાસ ગુમાવે, તે એમ જાણે કે મારી સ્ત્રીમાં હું વિશ્વાસ રાખી શકું તેમ નથી તો પછી બંને વચ્ચેના સ્વાભાવિક પ્રેમમાં ભારે અડચણ આવી પડે છે. આવી બાબતમાં જે પતિ ક્ષમાશીલ હશે તે સ્ત્રી પ્રત્યે નઠારૂં આચરણ નહિ ચલાવે, પરંતુ તે તેના પ્રત્યેની આંતરિક શ્રદ્ધા ગુમાવશે અને બહારનો વિવેક બતાવ્યા છતાં તેના પ્રત્યે આંતરિક અનુરાગ જાળવી શકશે નહિ. અને પતિ જો ઉગ્ર સ્વભાવનો હશે તો આવાં જુઠાણાંને પરિણામે સ્ત્રી પ્રત્યે શારીરિક જૂલમ શરૂ કરશે અથવા તેના આવા વ્યવહારથી દીલગીર બની ઘર પ્રત્યે ઉદાસીન બની નૈતિક અધોગતિને માર્ગે ગમન કરશે. સ્ત્રીના પ્રેમરૂપ પવિત્રતામાં જુઠાણાનું પાપ આવી મળે તો આવાં આવાં કુફળ પેદા થાય છે.

**વાણીનો સંયમ**

સ્ત્રીઓનું એક મુખ્ય કર્ત્તવ્ય વાણીનો સંયમ છે. પતિ જો ગુસ્સે થઇ ઉંચે સાદે બોલે તો સ્ત્રીએ શાંત રહેવું ઘટે છે. કોઇ જ્યારે ગુસ્સે થાય ત્યારે તેને સમજાવવા જવું એ નકામુંજ છે. જ્યારે

વાવાઝોડું આરંભાય છે ત્યારે તેનો અટકાવ કરવા જતાં ઉલટું તે વધારે નુકસાનપ્રદ નીવડે છે. માટે કેવળ પતિપત્ની જ નહિ પણ કોઇ કોઇના પ્રત્યે જ્યારે ગુસ્સે થાય તે વખતે સામા પક્ષે ધૈર્ય ધારણ કરવું એજ હિતકર છે. સામો જવાબ આપવાથી ઘણી વેળા ભયંકર કજીઓ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે. આવી સ્થિતિમાં કોઇ કુટુંબમાં મારામારી કે ખૂનના બનાવ પણ બને છે. કોઇ કોઇ જગાએ અમે એવું પણ જોયું છે કે બુદ્ધિમાન પતિ એમ સમજે છે કે ગુસ્સામાં આવી જઇ હું જો એકાદ વચન બોલીશ તો પત્ની એ કદી સહન કરવાની નથી. એટલે એ ગુસ્સાનું કારણ મળે છતાં તદ્દન શાંત બની બેસી રહે છે. પરંતુ આવી બાબતોથી પ્રેમના તંતુ તૂટતા જાય છે અને તે પણ એવા કે કદી તેને સાંધી શકાયજ નહિ. એક કવિએ લખ્યું છે કે ' શેરડીને જો ફળ થતાં હોત તો તે કોણ જાણે કેટલાં મીઠાં હોત ! ' તેમ અમે પણ કહીએ છીએ કે સ્ત્રીઓમાં જો વાણીનો સંયમ હોત તો અનેક કુટુંબોને માટે એ કરતાં પણ સેંકડો ગણાં મીઠાં નીવડત એમાં કંઇ સદેહ નથી. ઘણી અણસમજુ બહુ બોલી સ્ત્રીઓને હાથે વૃદ્ધાવસ્થામાં આવી પડેલો પતિ તદ્દન વશ થઇ જાય છે. કારણ સ્ત્રીઓ જ્યારે શીલતા તજી ઘાંટા પાડવા શરુ કરે ત્યારે તે એટલે દૂર સુધી ગમન કરે છે કે તેટલે દૂર સુધી પુરુષ કદી જઇ શકતો નથી. કારણ કે તેને આડોશીપાડોશી એકઠાં થાય અને પોતાના ઘર આગળ તમાસા થાય અને તે જોવા લોકોની ઠઠ જામે તે ગમતું નથી. આથી એ વિચારે મુંગો બની બેસે છે અગર સ્ત્રીને શાંત પાડવાનો પ્રયત્ન કરે છે.

વાણીના સંયમને લીધે અનેક સ્ત્રીઓ પ્રતિકૂળ સ્થિતિમાં પણ ગૃહસંસાર સારી રીતે ચલાવી શકે છે. સ્વામી જો એકાએક આવેશમાં આવી જઇ રુદ્રમૂર્તિ ધારણ કરે અને સ્ત્રી પોતાની જીભને ખૂબ ખેંચી રાખે નહિ તો ઘરમાં કુરુક્ષેત્ર જ જામે. અમારો એક મિત્ર અતિશય

સદાચારી, દયાળુ, ચારિત્ર્યવાન અને બીજાનાં દુ:ખને પોતાનાં દુ:ખ ગણી મદદ કરે તેવો છે. તે ઈશ્વરભક્ત અને બધી બાબતમાં ખરો સદ્‌ગૃહસ્થ છે. પરંતુ તેનો મિજાજ કોઇ કોઇ વખતે એવો ગરમ થઇ જાય છે કે તે સાધુ પુરુષ ઘરમાં ભૂતના જેવો ઉપદ્રવ મચાવે છે. નાહ્યા પછી તરત જ જો ભોજન માટે પીરસેલી થાળી તૈયાર ન હોય તો પછી પૂછવું જ શું ! તરત જ તે એક લોઢાનો સળીઓ લઇ રસોઇનાં વાસણો ભાગી જ નાખે. તેના ઘરનાં રાંધવાનાં વાસણો પિત્તળનાં છતાં સળીઆના મારથી બેડોળ જ દેખાય. એક દિવસ એ ભાઇ સાહેબના જોવામાં એવું આવ્યું કે રાંધવામાં આવેલી કેટલીક ચીજો નકામી જાય છે, થાળીમાં શાક છાંડેલાં રહે છે અને ભાત પણ કોઇ કોઇ વખતે પડયા રહે છે. એ બધું નોકર જઇ છાંટમાં નાંખી આવે છે. ઘરમાં આટઆટલો બગાડ થાય છે છતાં ગૃહિણીનું એ તરફ ધ્યાન નથી. તેણે એકાદ બે દિવસ આ બનાવ તરફ ઘરનાં બધાં માણસોનું ધ્યાન ખેંચ્યું, પણ કોઇએ તે તરફ લક્ષ ન આપ્યું. બસ, થઇ ચૂકયું. એ ભાઇના શરીરમાં ભૂત ભરાયું. રુદ્રદેવે તેના શરીરને રુદ્રતેજથી વિભૂષિત કર્યું. તેણે ઘરમાંના બધા સ્રીવર્ગને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું, 'આવો, એક તમાસો બતાવું. સારી રીતે જો જો !' પછી તેણે ઉંચી જાતની સોનાની ઘડિયાળ હાથમાં લીધી અને તેને પથરા પર પછાડી ભાગી નાખી. પછી સારૂં ઉંચી કીંમતનું હારમોનિયમ મેડા પરથી એવા જોરથી ફેંકયું કે એ બિચારૂં જમીન પર અફળાઇ છેવટના સૂર કાઢી દુનિયામાંથી વિદાય થયું. તે પછી એ મિત્રવર્ય હસતા હસતા બોલવા લાગ્યા, 'મને શું આમ ચીજોનો નાશ કરતાં નથી આવડતું ? એ શું તમે એકલાં જ જાણો છો ? હું એક કલાકમાં જે કંઇ નષ્ટ કરૂં છું તે તમે એક વરસે પણ કરી શકવાનાં નથી.'

આવા આવા ભૂતિયા બનાવ જોઇને પણ ગૃહિણીએ કોઇ વખતે પોતાની જીભ સંયમમાં રાખવાની જરૂર પડે છે. નહિ તો એક

પક્ષની કસરત જોઇ બીજો પક્ષ તેના કરતાં પણ મોટો ખેલાડી ગણાવવા માગે અને આ સંસારના ચુરેચુરા થઇ જાય.

**દોષ જોવા**

સામાન્ય રીતે ક્ષમાના પાયા ઉપર જ સાંસારિક પ્રીતિ અને સદ્ભાવ સ્થાયી બની રહે છે. સ્ત્રીએ પતિની વર્ત્તણુકમાંથી દોષ શોધવાની વૃત્તિ તજવી જોઇએ. પોતે જેને અવગુણ માનતી હોય તે સૂક્ષ્મ દષ્ટિથી ખોળવાનો પ્રયત્ન કદી ન કરવો. કારણ કે એવી દષ્ટિથી તો જેમ જેમ તપાસ કરતાં જઇશું તેમ તેમ વધારેને વધારે દોષ મળતા જશે. વાદીઓ જેમ ગમે તે સ્થળેથી સાપ ખોળી કાઢે છે તેમ એવી દષ્ટિ વડે આપણે સારા ગણાતા માણસમાંથી પણ અવગુણ ખોળી શકીશું. પરંતુ એવા ઝીણા ઝીણા દોષ ખોળી તેના પર ગંભીર વિચાર ચલાવવા બેસવાથી શો લાભ થવાનો હતો? ઉલટું એના ડંખથી આપણે દુ:ખી થઇએ એટલું જ. જે બધા દોષો –જેવા કે પતિની બેદરકારી અથવા પ્રેમની ઉણપ–કેવળ સ્ત્રીને કષ્ટનું કારણ થઇ પડે છે, તે બધા દોષોની સ્ત્રીએ ઉપેક્ષા જ કરવી ઘટે. એ દોષો જાણે હાજર જ નથી એવી વર્ત્તણુંક રાખવી. એ દોષો ખાતર કજીઓ કરવાથી તો એમાં ઉલટો વધારો થવાનો. ઉપેક્ષા ઉલટી ઘૃણાનું રૂપ પકડશે. પ્રેમની અધિષ્ઠાત્રી દેવી વાચાળપણાને જરાયે પસંદ કરતી નથી. કોઇ વાતચીત દ્વારા કોઇને પ્રેમના પાઠ પઢાવી શકતું નથી. પતિના પ્રત્યેનું કર્ત્તવ્ય સ્ત્રીએ મુંગે મોઢે બજાવ્યે જવું. ઇચ્છા થતાં જ કંઇ સ્વર્ગ હાથમાં આવી પડતું નથી. એમ છતાં પતિ જો આદર ન કરે તો પછી એમ કરવામાં પ્રભુની કૃપા માગવી. તે પ્રસન્ન થતાં કદાચ પતિ પોતાના દોષ એની મેળે જોઇ શકશે.

**સંશયી સ્ત્રી**

ઘણી સ્ત્રીઓ ભારે સંશયી હોય છે. અલબત પતિનો પ્રેમ મનમાન્યો ન મળે તો સંશયનું કારણ ઉપસ્થિત થાય છે. પરંતુ સંશય સારો નથી. કારણ કે જેના પર સંશય રાખવામાં આવે છે તે કદી

એ વડે સુધરી શકતું નથી. સંશય અંધ છે. તેને આંખો નથી. માટે અંધકારમાં દોરડીને સર્પ માની બેસીએ એ સ્વાભાવિક છે. આવી સ્થિતિમાં ઘણી વેળા જે અનાયાસે મિથ્યા તરીકે સાબીત કરી શકાય તે પતિ સમક્ષ સત્ય તરીકે રજૂ કરવામાં આવે છે અને આવું હડહડતું જૂઠાણું સાંભળી પતિ બહુ ગુસ્સે થઇ જાય છે. અગર જો પતિ ખરો અપરાધી હશે અને અપરાધ સબબ પશ્ચાત્તાપ કરે એવા સંજોગો હશે તોપણ સંશયના બાણથી વીંધાવાથી એ સંજોગો સંપૂર્ણપણે નષ્ટ થશે. પતિ કયે વખતે શું કરે છે, તેની બારીક તપાસ કરી કલ્પનાના ઘોડાની લગામ છૂટી મૂકી દેવાથી છેવટે તે વાસ્તવ રાજ્યની પ્રેતપુરીમાં પ્રવેશ કરશે. ફૂલની પથારી તે વખતે કંટકમય જણાશે. પોતાનું સુખ હદ કરતાં વધારે પ્રમાણમાં મેળવવા જતાં સંદેહનો ઉદય થાય છે. તે વખતે લાગે છે કે હાય, સંપૂર્ણ ન મળ્યું. તેમ ન કરતાં જો એમ યાદ રાખવામાં આવે કે હું સંસારમાં ત્યાગ માટે જ આવી છું, મારે માટે ભોગ નથી. હું ભોગ ભોગવીશ નહિ પણ ત્યાગ સ્વીકારીશ. હું પ્રેમ માગીશ નહિ પણ અર્પણ કરીશ. તો સમજાશે કે સંશયના કાદવથી ભરપૂર પાણીમાંથી નીકળી ગંગાસ્નાન કર્યા જેટલી પવિત્રતા પ્રાપ્ત થઈ છે. સંસારમાં દુઃખનો પાર નથી. સંસારના માર્ગમાં સેંકડો વીંછીઓ પડયા છે. તેમાંના દરેક એ માર્ગના પથિકને કદી ડંખ મારવાનું ચુકતા જ નથી. આવી સ્થિતિમાં કલ્પનાદ્વારા સર્પ સરજી તેના ડંખથી જર્જરિત થવું એ શું સારૂં છે? સંશય વખતે નજીવાં કારણો કલ્પી લોકો એવો એક સિદ્ધાંત મનમાં ખડો કરે છે કે તેમાં ભૂલ હોય એમ કોઈપણ રીતે માનવામાં આવતું નથી. આવી ધારણાને પરિણામે માણસને ફાંસીને લાકડે લટકાવી ન્યાયાધીશ છેવટે જોઇ શકે છે કે મારી ધારણામાં ભૂલ હતી અને ત્યારે તે અનુતપ્ત હૃદયે આંસુ લૂછે છે. આવા અસાર પાયા ઉપર અશાંતિની ઇમારત ચણવાનો પ્રયત્ન કદી કરવો નહિ.

અને જો ખરેખર સંશયનું ખરૂં કારણ હોય તો પણ દામ્પત્ય

જીવનને વિષે તેની ઉપેક્ષા કરવી જ ઘટે છે. કારણ કે સંશયતરૂ કદી પ્રેમનાં ફળ પેદા કરી શકતું નથી. ક્ષમારૂપી કલ્પતરૂ જ એવાં ફળ પેદા કરવાને શક્તિમાન છે. ઉલટું સંદેહદ્વારા તો જે અપરાધનો પાયો જ હોય નહિ, તેની પણ કોઇ કોઇ કોઇ વખતે ઉત્પત્તિ થએલી જાણવામાં આવી છે.

**લોભી પતિ**

પતિને ગમે તે રીતે ચાલવાનો પત્નીએ પ્રયાસ કરવો, તેના વર્તણુંક પત્નીને નાપસંદ હોય તો પણ સ્ત્રી તેમાં અડચણ નાખશે તો ઘણીવેળા અશાંતિની આગ સળગી સંસારને ખાખ બનાવી દેશે. કોઇ કોઇ પતિ અતિ લોભી હોય છે. તે બધું સહન કરી શકે; કેવળ પૈસાનું ખરચ તેનાથી સહન થઇ શકતું નથી. જે તદ્દન જરૂરી ચીજ હોય તે ખરીદવામાં પણ પૈસાનું ખરચ થઇ જાય એવા આશયથી તેનાથી કુટુંબને વંચિત રાખે છે, સ્થિતિ સારી ન હોય તો અવશ્ય લોકોને નાના પ્રકારની અગવડો વેઠવી પડે, પરંતુ સારી સ્થિતિ હોય તો આવી દશામાં ઘરમાંનાં બધાંને નકામું દુઃખ વેઠવું પડે છે. અમે એક માણસને જાણીએ છીએ કે જે ખરચ કરતી વેળા ઝીણામાં ઝીણો વિચાર કરવા બેસે છે. એક વખત તેના હાથમાં બજારમાંથી લઇ આવવાના સામાનનું લીસ્ટ મૂકવામાં આવ્યું. તેમાં એક પૈસાની હળદર લાવવાનું લખ્યું હતું. એ ભાઇ સાહેબની હિસાબી કામમાં ભારે બુદ્ધિ ચાલતી. એ વખતે તેની સ્મરણશક્તિ બહુ સતેજ બની જતી. તેણે લીસ્ટમાં હળદર જોઇ કહ્યું, ‘ બુધવારે એક પૈસાની હળદર આણી છે. આજે શનિવાર થયો. ઓછામાં ઓછા ચાર દિવસ તો હળદર ચાલવી જ જોઇએ.’ આ પ્રમાણે દરેક ચીજનો કસીકસીને હિસાબ થવા લાગ્યો. પરિણામે જેને નમ્ર અવાજે વાતચીત કરવાની ટેવ હતી તેને પણ ઉંચે અવાજે બોલવું પડયું અને તે દિવસ રસોડામાં ચૂલો જ સળગ્યો નહિ. છોકરાં

નિશાળે ભૂખ્યાં ગયાં. આવા દિવસો તો તેના ઘરમાં વખતોવખત આવતા. હિસાબ તરફ ધ્યાન આપવું એ ઠીક છે, પરંતુ રાતદહાડો એમાં જ જીવન ગાળવું એ તો બહુ ખરાબ ગણાય. એવા માણસને રાત્રે ઉંઘ આવતી નથી અને હમેશાં અપચાની ફરિયાદ કરવી પડે છે.

કોઇ કોઇ કૃપણ ગૃહસ્થ કહે છે કે ' જે વિના ન ચાલે તે ખરીદવાની કોણ ના પાડે છે, પણ જે વિના ચાલ્યું જાય તેમ છે તે માટે એક પાઈ પણ ખરચવાની જરૂર નથી. ' આવા ગૃહસ્થો વારતહેવારને દિવસે પણ બચ્ચાંઓને સારાં કપડાં તૈયાર કરાવી આપતા નથી. તેથી તેમનાં છોકરાં તે દિવસે પણ ફાટાંતુટાં લુગડાં પહેરી ફરે છે. દીવાળીને દિવસે બધાંને ઘેર દીવા મૂકાય છે પણ તેનું ઘર અંધકારમય હોય છે અને બધાં દીવાથી જાજ્વલ્યમાન ઘરને ઉલટું તે લજાવે છે. ઘરમાં કોઇ પણ જાતનો ઉત્સવ ઉજવાતો નથી. નાની નાની છોકરીઓને કંઇ પણ ઘરેણું પહેરવા આપવામાં આવતું નથી. મીલની સસ્તી સાડી સિવાય બીજું કંઇ કપડું તેના નસીબમાં હોતું નથી. કોઇ આ બાબતમાં કંઇ કહે છે તો જવાબ મળે છે કે ' લગ્ન વખતે બધું મળી રહેશે. અત્યારથી શી જરૂર છે. ' કદાચ એ છોકરી નાની ઉંમરમાં મરી જાય તો પાડોશીની છોકરીને સારાં લુગડાં ઘરેણાં પહેરી ફરતી જોઇ પોતાની મૃતપુત્રી કેવું મોં ચઢાવી બેસતી તે તેને યાદ આવે છે અને તેથી માતા બિચારી ઝારબેઝાર રડે છે. લોકો જે શોખથી ખાય કે પહેરે તેનાથી ઘરને ઇરાદાપૂર્વક બચાવી તેને સર્વસ્વ ત્યાગી યોગી જેવું બનાવવામાં એવા લોકો આનંદ માને છે. પરંતુ કુદરત કેવળ પૃથ્વીનું પાલન ખેતરમાં ધાન્ય ઉગાડીનેજ કરતી નથી. તે આંખના આનંદને માટે સેંકડો ફળો અને તૃણપલ્લવથી પૃથ્વીને શોભાવે છે. પૃથ્વીના દરેક ખુણામાં બાહુલ્ય જોવામાં આવે છે. આ બાહુલ્યનો આનંદ માણસનાં હૃદયને રસિક બનાવે છે. જે કંઇ જોઇએ—ભૂખ વખતે અન્ન અને સુવા માટે સાદું બિછાનું—તેથી જીવન ટકે ખરૂં, પરંતુ

મનુષ્યને તે ઉપરાંત આનંદ જોઇએ. આ જીવન ટકાવવા ઉપરાંતની ચીજ મેળવવાની મહેનતને તે મહેનતજ ગણુતો નથી. બધી વધારે પડતી ચીજોનો વપરાશ બંધ કરવાથી તો બગીચામાં ફૂલ ફૂટે નહિ. કુંજમાં કોયલ ટહુકે નહિ. બાળકને રમકડાં ન લાવી આપવાથી, ગૃહિણીના હાથમાં વખતોવખત સારૂં ખાવાનું કરવા માટે દરરોજના ખર્ચ ઉપરાંત વધારે સામગ્રી ન આપવાથી, નિશાળની લાઇબ્રેરીમાંથી સારાં પુસ્તકો વાંચવા માટે પુત્રને ફી ન આપવાથી અગર ઘરમાં એકાદ બે સુગંધી તેલની શીશીઓ અને સુગંધી સાબુની પેટીઓ ન રાખવાથી ઘર કદી પૂર્ણતા પ્રાપ્ત કરતું નથી. મૂળ મુદ્દો એ છે કે પતિ જ્યારે કૃપણ હોય ત્યારે પત્નીએ શું કરવું ? અગાઉ અમે કહ્યું છે કે સ્ત્રી જો ગુસ્સે થઇ પતિના કાર્યમાં અડચણ નાખે તો દરરોજ ટંટો થયા કરે. ચંડીની પાસે તેના ભકતોએ પ્રાર્થના કરતાં માગ્યું છે કે **'भार्यां मनोरमां देहि चित्तवृत्यनुसारिणीम् ।'** અહીં સુંદર સ્ત્રીને માટે માગણી નથી પણ તે પતિના મનમાં પ્રીતિ પેદા કરી શકે, પતિના મનની વૃત્તિને અનુકૂળ રહે એવી માગણી છે. માટે કૃપણ પતિની સ્ત્રીને કૃપણતાની દીક્ષા લેવી પડે છે. સંસારનું સુખ અને શાંતિ ટકાવી રાખવા માટે તેણે બધી બાજુથી પ્રયત્નો કરવા જોઇએ. પતિની વિરુદ્ધ વર્ત્તવાથી એ કાર્ય કદી પણ બની શકશે નહિ. પતિના સમજવામાં આવે કે સ્ત્રી મને અનુકૂળ છે તોજ બંને વચ્ચે પ્રીતિ જામશે. અને આ પ્રીતિને પરિણામે ધીરેધીરે સ્ત્રી પતિને આ કૃપણતાના દોષથી મુકત કરી શકશે. જ્યાંસુધી પત્ની પ્રત્યે પતિનો સંપૂર્ણ વિશ્વાસ જામ્યો નથી ત્યાં સુધી આ બાબતમાં ઉપદેશ આપવાનું કે ડગલે ડગલે અડચણ નાખવાનું પરિણામ કંઇજ નહિ આવે. સ્વામીના હૃદયમાં પેસી તેને સુધારવાનો પ્રયત્ન કરવો જોઇએ. જ્યાં સુધી સ્ત્રી પતિના હૃદયની બહાર હશે, ત્યાં સુધી તેનાં સેંકડો ન્યાયી વચનો પણ પાણીના પ્રબળ પ્રવાહમાં તરણું ઘસડાઇ જાય તેમ ઘસડાઇ જશે. પરંતુ એ પતિને અનુકૂળ થશે એટલે તે

સર્વસ્વરૂપિણી બનશે. તે વખતે તે અસાધ્ય વસ્તુને પણ સાધ્ય બનાવી શકશે, કૃપણને પણ દાતા બનાવી શકશે, તેની થેલીનું મુખ અનાયાસે ખોલાવી શકશે.

**ચારિત્રહીન પતિ**

પતિની ચારિત્રહીનતા સ્ત્રીને માટે તેમજ કુટુંબીજનોને માટે ગંભીર ગણાય એ સ્વાભાવિક છે. પરંતુ વિપત્તિમાં આવી પડેલાએ તેમાંથી છૂટવાનો પ્રયત્ન તો કરવો જ જોઇએ: પરંતુ જે સ્ત્રી રાત દહાડો આ ખાતર કંટાળો અગર ગુસ્સો પ્રગટ કરે તેનો એ બાબતનો પ્રયત્ન કદી સફળ થઇ શકશે નહિ. કોઇ સ્ત્રીઓ વળી પતિને સુધારવા ખાતર તેની બીજાની પાસે નિંદા કરે છે. પરંતુ પતિપત્નીની બાબતમાં બહારના લોકોની પદવી તમાસગીર સિવાય બીજી કોઇપણ જાતની હોઇ શકેજ નહિ. પત્ની પતિની નિંદા કરી, બીજાની સહાનુભૂતિ આકર્ષી, પતિનો પ્રેમ મેળવી શકશે એવી આશા વૃથા છે. ઉલટું એમ કરવાથી તે પતિના હૃદયમાંથી દહાડે દહાડે દૂર થતી જશે. કોઇ કોઈ સ્ત્રી પતિની પ્રીતિને આકર્ષવા માટે હદ કરતાં વધારે પ્રયત્નો કરી પોતે અસંયમી બને છે. અસંયમ આગળ અસંયમ એ તો અગ્નિમાં ઘીની આહુતિ આપવા જેવું છે. તેથી તો પતિનો ચારિત્રદોષ ઉલટો વધે છે. સ્ત્રીએ આવી સ્થિતિમાં તપસ્વિની બનવું જોઇએ. ખાવાપીવામાં, આચારવિચારમાં સંયમ કેળવી પતિને પ્રીતિપૂર્વક ઉપદેશ આપવો અને બહારનું કોઇપણ માણસ તેની નિંદા કરે તો પોતાની શક્તિ મુજબ તેના દોષ છુપાવવાનો પ્રયત્ન કરવો. એ સિવાય ચારિત્રહીન સ્વામીને સુધારવાનો બીજો કોઇપણ રસ્તો હોય એ અમે જાણતા નથી. હિંદુ સ્ત્રી જ્યારે કોઇપણ સ્થિતિમાં પતિને છોડી શકે તેમ છે જ નહિ તો પછી પ્રેમદ્વારા, તપદ્વારા, તેણે પતિને સુધારવાની ચેષ્ટા કરવી એજ ઠીક છે. જાતે અસંયમી બની ગુસ્સે થાય અગર બીજા પાસે

નિંદા કરે અથવા એવી નિંદાને ટેકો આપે તો ભાંગ્યો સંસાર વધુ ભાગશે એટલું જ. પતિને જેથી પત્ની પ્રત્યે વિશ્વાસ જન્મે એવું આચરણ આવી સ્થિતિમાં વધારે શ્રેયસ્કર ગણાય. જે પોતે દોષી હોય છે તે પોતાની જાતને હંમેશાં હલકી માને છે. જ્યારે તેને ઘરમાંથી કોઇપણ જાતનો અટકાવ નડતો નથી ત્યારે તેની વિવેકબુદ્ધિ તેને એ કાર્યથી અટકવાનું સમજાવે છે. અને તેથી તે પોતાના મનમાં પોતાના કૃત્યથી હમેશાં શરમાય છે. પરંતુ સ્ત્રી જ્યારે ઉગ્ર ગુરૂ મહારાજ બની બેસે, ત્યારે પતિના મનમાં અનુતાપ અને લજ્જાનો ભાવ ધીરેધીરે અંતર્ધાન થતો જાય છે, અને તેને બદલે પત્ની પ્રત્યેની વેરવૃત્તિ પ્રબળ બને છે. આથી તે પોતાના કુકર્મમાં વધારે આસક્ત બને છે. પરંતુ તે જો એમ જાણે છે કે જેના મનને મારી આ વર્ત્તણુક સર્વથી વિશેષ દમે છે, તે સ્ત્રી હૃદયનુ દુઃખ છુપાવી હસતે મુખડે મારી સેવા કરે છે, મારી નિંદા ન થાય એ માટે તનતોડ મહેનતે મારા દોષ છુપાવી રાખે છે, તે મારી સેવાથી અને પોતાના અંતરના દુઃખથી ધીમે ધીમે દુબળી બનતી જાય છે અને કોઈ કોઇ વખતે ઇસારા માત્રથી જે ઉપદેશ આપે છે તેથી પણ તેનું હૃદય બળી ખાક થઇ જાય છે, તો તેને માટે સુધરવાનો સંભવ છે ખરો. જે દ્વાર દ્વારા વિવેકવાણી તેના કાનમાં સંભળાય છે, જે દ્વાર દ્વારા પોતાના કર્મના પશ્ચાતાપની જ્વાળા તેના હૃદયમાં પ્રવેશ કરે છે, તે જ દ્વારદ્વારા સ્ત્રી પ્રત્યેની દયા અને પ્રેમ તેના હૃદયમાં પ્રવેશ કરે છે. અમે એમ કહેતા નથી કે આ પ્રમાણેનું વર્ત્તન હમેશાં ફળદાયી નીવડશે જ. ચૈતન્ય દેવ જેવા મહાપુરૂષ પણ ઓરિસાના કેશવ સામંતને ઉપદેશ તથા ભક્તિની જીવતી જાગતી રસધારા વડે સમજાવી શકયા નથી તો પછી આપણે તે કોણ માત્ર ! માટે સ્ત્રી આ ઉપાયદ્વારા પોતાના પતિત પતિને સુધારી શકશે જ એવી ખાત્રી અમે આપી શકતા નથી. તો પણ એ કાર્યમાં સફળતા મેળવવાનો જો કોઇપણ માર્ગ હોય તો તે આ જ છે.

જ્યાંસુધી પોતાના કર્મનું ફળ કુદરતી નિયમ પ્રમાણે પાકે નહિ, ત્યાંસુધી નકામી ઉતાવળ કરી તેને પકવી શકાતું નથી. કેરી, જામફળ વગેરે ફળો જેમ એક જ દિવસમાં પાકતાં નથી, તેમ જ્યાંસુધી સ્વાભાવિક નિયમ પ્રમાણે એકાદ નક્કી કરેલો સમય ન આવે, ત્યાંસુધી બીજાનું ચારિત્ર સુધારવાના પ્રયત્નને ફળ આવતું નથી. જો ઉપર કહેલો ઉપાય કામે લગાડયા છતાં કોઇ પત્ની પતિને ન સુધારી શકે તો પણ તેના મનમાં આત્મતૃપ્તિનું નિર્મળ સુખ તો જન્મશે જ તેણે પોતાની વર્ત્તણુકને ગેરવાજબી બનવા દીધી નથી, જેની સાથે ભગવાને તેના ભાગ્યને સાંકળ્યું છે, તેના પ્રેમને માટે તેણે યથાસાધ્ય કર્યું છે, એ પ્રયત્નમાં તેણે દૃઢતા બતાવી છે, એ અપ્રિયવાદિની બની નથી, ઉદાસીનતા કે તપની ખામી બતાવી નથી. ' તેને સુધારવા માટે, મેં શું કરવાનું બાકી રાખ્યું છે ? ' એ મતલબનું વચન તે બોલી શકે છે. આપણે આપણાથી બનતું કર્યું, તેથી વધારે શું કરી શકીએ ? જે આપણાથી બની શકે તેવું નથી, તેને માટે કંઇ પ્રભુ આપણને જવાબદાર ઠરાવવાનો નથી.

**સંશયી પતિ**

કોઇ કોઇ પતિ ઘણી વેળા કંઇ પણ કારણ વિના પત્ની પર સંદેહ રાખે છે. જેના ચિત્તનો વેગ પ્રબળ હોય છે અને ચારિત્ર વધારે પ્રમાણમાં આગ્રહશીલ હોય છે તેઓ સ્ત્રી જો થોડો ઘણો ઉપેક્ષાનો ભાવ બતાવે તો પોતે જેટલો સ્નેહ આપે છે તેટલા પ્રમાણમાં સામેથી મળતો નથી એમ માની દીલગીર થાય છે. ઘણી વેળા એવું જોવામાં આવે છે કે સ્ત્રી કુટુંબનાં બધાં માણસોને માટે તનતોડ મહેનત કરે છે, પણ–શરમને લીધે હો કે પછી બીજાં કોઇ કારણને લીધે હો–પતિ પ્રત્યે બહારથી કેટલીક બેદરકારી બતાવે છે. ઘરમાંનું બીજું કોઇ જે કંઇ કહે તે કરે છે, પણ પતિના કહેવા તરફ તે તેટલું ધ્યાન આપતી નથી. નાની નાની બાબતોમાં કે જેમાં પતિ સ્ત્રીના

કર્ત્તવ્યની આશા રાખે છે—જેવી કે કપડાં ગોઠવી રાખવાં, અગર જેની જે વખતે જરૂર હોય તે તૈયાર રાખવું ઇત્યાદિ બાબતમાં સ્ત્રી ધ્યાન આપતી નથી છતાં બીજી બાબતોમાં તે ખાસ લક્ષ આપે છે. પતિ જ્યારે આ પ્રમાણે ડગલે ડગલે સ્ત્રીની બેદરકારી જુએ, ત્યારે તે પોતાના સ્નેહનો બદલો મળતો નથી એમ માની બેસે છે. આ સંશયના પાયા ઉપર છેવટે સંદેહ રૂપી મહાન વૃક્ષ ઉગી નીકળે એ સંભવિત છે. પતિના સંદેહનું નિવારણ કરવા માટે એકજ ઉપાય છે અને તે એજ કે પતિ તરફ લક્ષ આપતાં થવું. તેના તરફ વધારે સ્નેહશીલ થવું. સંશયી ચિત્ત ઘુવડની પેઠે બેઠું બેઠું કેવળ નઠારાનું જ ધ્યાન ધરે છે. કારણ કે ઘુવડ કંઈ યોગી નથી કે ઇશ્વરનું ધ્યાન ધરે—છતાં તે ધ્યાન ધરશે તો કુમતલબ સિવાય બીજાનું તો નહિજ હોય. સંશયી મનને આ ધ્યાનના પરિણામે કેટલીય અસંભવિત વાતો મળી આવશે. ઘણી વેળા આવી અવસ્થામાં સ્ત્રી જેટલા પ્રમાણમાં સાવચેત રહેશે તેટલા પ્રમાણમાં સંશયવૃત્તિ જડ ઘાલતી જશે. સ્ત્રી ઘુંઘટ વધારે તાણશે તો તે માનશે કે એ બધું મને બતાવવા માટે જ કરે છે. જો કદાચ ઘૂમટો ઓછો તણાએલો જણાશે તો તે ખુલ્લી બેશરમી અગર બીજા કેટલાય નઠારા અર્થોનું કારણ બનશે. સ્ત્રી જો ઘરમાં એકલી બેઠી હશે તો તે માનશે કે એકલી, બધાથી દૂર બેઠી બેઠી કંઇક છુપો વિચાર કરે છે. જો તે લોકોમાં ફરતી હશે તો પતિની આંખો છુપી પોલિસની માફક તેની છાયાની પાછળ પાછળ ભટકશે. આવી સ્થિતિમાં સ્ત્રી સાવચેત થઈ કરે શું? આ રોગ સ્વામીના મનનો જ હોવાથી બહારની ચિકિત્સા કંઇપણ ફાયદો કરે એ અસંભવિત છે. આ દશામાં તો જેને રોગ થયો છે તેણેજ ચિકિત્સા કરવી જોઈએ. આવા સંદેહને પરિણામે કેટલાય પતિઓ ગાંડા થઇ ગયા છે. કોઇ એક વકીલ સાહેબે એક દિવસ પોતાની સ્ત્રીને મારી મારીને અધમૂઇ બનાવી મૂકી. લોકોએ જઇ તેને તેમ કરવાનું કારણ પૂછ્યું તો તેણે જણાવ્યું કે 'મેં મારી નજરોનજર

જોયું કે સામેના ઘરની જાળીમાંથી એક માણુસ પક્ષીનું રૂપ ધારણુ કરી મારી સ્ત્રીના ઘરમાં આવ્યું.' કહેવાની જરૂર નથી કે તે વખતે તે ખરેખર ગાંડા બની ગયો હતો. પરંતુ આ પક્ષી રૂપ કલ્પનાની સહેજ નીચેની કલ્પનાની સપાટી પર જે પતિદેવો ભમ્યા કરે છે તેઓ ખરા ગાંડા હોતા નથી. પરંતુ તેઓનો જૂલમ તો એ ખરા ગાંડા પતિ દેવો કરતાં પણુ વિશેષ હોય છે. કારણુ કે તેઓના પગમાં બેડી નાખી શકાતી નથી.

આ ઉપરથી અમે એમ કહેતા નથી કે સ્ત્રીને આવી સ્થિતિમાં કંઇ કરવા જેવું હોતું જ નથી. તેણે સહેજ સાવચેતી તો રાખવી જ જોઇએ; પરંતુ અતિશય સાવચેત રહેવાથી પતિનો રોગ વધતો જશે એ વાત પણુ સાથે સાથે ધ્યાનમાં રાખવાની છે. જે કાર્ય બધાં કરતાં હોય તે કાર્ય કરવામાં જો પત્ની બીક રાખે તો પતિની નજરે એ પાપનું લક્ષણુ ગણાય છે. પરંતુ પતિ જો ખુલ્લી રીતે કંઇ કરવાની મના કરે તો સ્ત્રીએ તે ન કરવું એજ ઠીક છે. સંદેહ રોગની એક દવા અમે જાણીએ છીએ અને ઘણી વેળા એ દવા રામબાણુ નીવડે છે. દંભ કર્યાથી સંદેહ વધે છે એ ખરી વાત છે. પરંતુ દંભ રાખ્યા સિવાય જો બધી બાબતમાં પતિ પ્રત્યે વધારે લક્ષ આપી શકાય તો પતિ અવશ્ય ખુશી થશે. ઘણો સમય બીજાની સેવામાં અગર પોતાની ઉદાસીનતામાં વ્યતિત કર્યા સિવાય જો પતિની તરફ યત્ન અને આદર બતાવવામાં સ્ત્રી આગ્રહશીલ બને તો પતિ કદી વધારે વાર સંદેહવશ રહી શકેજ નહિ. સંદેહ કોઇ પણુ જાતના સુખની લાલચ બતાવી મનુષ્યને અવળે માર્ગે દોરી જતો નથી. જેના પર સંદેહ રાખવામાં આવે, તે જેટલું દુઃખ વેઠે છે તેટલું જ દુઃખ જે સંદેહ રાખે છે તે પણુ વેઠે છે. બંને ખરા અંતઃકરણુથી એ દુઃખમાંથી છૂટવાની ઇચ્છા રાખે છે. સંદેહ, સ્નેહ અગર અનુરાગના અભાવને લીધે ઉત્પન્ન થતો નથી, પણુ તે તેની અધિકતાથી જ ઉદ્દભવે છે. પતિના મનમાં જો

આ એક વાત બરાબર ઠસાવી શકાય કે તેની પત્ની ખરેખર તેના પર પ્રેમ રાખે છે તો એ સંદેહ વધારે વખત ટકી શકે નહિ. તેમ ન કરતાં જો સ્ત્રી હદથી વધારે સાવચેત રહી લોકોને એમ બતાવવાનો પ્રયત્ન કરે કે હું તો કેટલીય સાવચેત રહું છું પણ મારા પતિદેવનો સંદેહ કેમેય કર્યો જતો નથી, તો તેથી કંઈ ખાસ પરિણામ આવશે નહિ. તેણે પોતાના હૃદયમાંથી ઉપેક્ષાનો ભાવ દૂર કરી પતિ પ્રત્યે વધારે લક્ષ આપવું. એમ કરતાં જ તે જોઇ શકશે કે પોતાના સ્નેહ રૂપી અમૃતના વરસાદથી સંદેહનું વિષ ધોવાઇ ગયું છે.



# ઉપસંહાર

**નિરાશ્રિતનો આધાર**

પરંતુ જ્યારે ગૃહિણીને લાગે કે પતિનું ચારિત્ર કેમેય કર્યું પોતે સુધારી શકતી નથી, તે દારૂડિયો છે, વ્યભિચારી છે, અત્યાચારી છે, અને સદાને માટે સંશયી રહેવાનો જ છે; જ્યારે તેને એમ સમજાય કે તેની બધી મહેનત વ્યર્થ ગઇ છે, સંસારને ખાતર તે તનતોડી મહેનત કરે છે છતાં સંસારને તેની પરવા નથી, સંસારમાં તેનું આદરમાન નથી, તેના સામું જોનાર કોઇ નથી; તે પોતે જમણે હાથે કામ કરે છે અને ડાબે હાથે આંસુ લૂછે છે, બધાંને ખવરાવે છે પણ પોતે ખાધું કે નહિ તેની કોઇ પરવા કરતું નથી. પતિ જો એકવાર પણ તેને બોલાવી કહે કે 'તેં આજે શું ખાધું નથી ?' તો તેના કાનમાં અમૃત રેડાય તેમ છે છતાં તેને એટલું વચન પણ સંભળાવવામાં આવતું નથી; આવી સ્થિતિમાં ગૃહિણી એકલી પડી પડી બિછાનામાં રડયા કરે, જેની પ્રાપ્તિ અતિ સહેલી ગણાવી જોઇએ તે આમ દુર્લભ બનતી જાય, સંભવિત વાત અસંભવિત બનતી જાય, જ્યારે તેને જણાય કે જે પુત્ર તેના ખોળા સિવાય બીજે કયાંય ઉંઘતો નહિ, દિવસે ગમે ત્યાં ભટકતો ફરતો, પરંતુ સંધ્યાકાળ થતાં જ 'મા, મા' કરતો તેનો છેડો પકડી પાસે આવી બેસતો તે પુત્ર તેને છોડી ચાલ્યો ગયો. બીજો પુત્ર કે જેના ઉપર આધાર રાખ્યો હતો તે વહુના ભંભેરવાથી ગુસ્સે થયો અને ઘર છોડી ચાલી નીકળ્યો. આમ જ્યારે તે જુએ કે વિપત્તિ ઉપર વિપત્તિ ચાલી આવે છે, કાળા ચળકતા વાળ દહાડે દહાડે ઓછા થતા જાય છે અગર સફેદ બનતા આવે છે,

શરીરનું પ્રશંસા કરવા જેવું રૂપ ચાલ્યું ગયું છે, ઉપેક્ષાને લીધે હવે દેહ ટકવાનો નથી, એટલું જ નહિ પણ જેના સેંકડો જુલમો પણ જેણે ફૂલની માફક છાતી પર ધારણ કરી લીધા હતા, જેનો સ્નેહ હારની માફક હૃદયમાં ગુંથી, પહેરી, મનમાં ગૌરવ અનુભવ્યું હતું, જો સમય એવો આવે કે એ પણ તેને છોડી હમેશને માટે ગામતરૂં આરંભે તો સ્ત્રીએ શું કરવું? જ્યારે દરિદ્રતા આવી કુટુંબને ઘેરી વળે, પોતે ભૂખ્યાં રહ્યા છતાં પતિપુત્રાદિને પુરૂં ખવરાવી ન શકે, ત્યારે તેણે શું કરવું? જ્યારે દુઃખનો પાર રહે નહિ, ચિંતાની અવધિ આવે નહિ, ત્યારે કોણ આશ્રય આપશે, કોની મદદથી આ વિપત્તિમાંથી ઉદ્ધાર થશે, તેની કંઇ ગમ ન પડે ત્યારે તેણે શું કરવું? આખી જિંદગી પોષેલી આશા નિરાશાના રૂપમાં ફેરવાઇ જાય, જીવન તરફ કંટાળો આવે ત્યારે એ દુઃખના મહાસાગરમાંથી છૂટવાને તેણે શું કરવું?

**સત્કર્મ અને પ્રેમ** આપણી પાસે થોડી ઘણી સંચિત મુડી તો હોવી જોઇએ. લડાઇ વખતે જે લશ્કર મોખરા પર જઇ યુદ્ધ કરે તેને સહાય કરવા માટે અમુક લશ્કર કિલ્લામાં હમેશાં તૈયાર રાખવામાં આવે છે. જે પૈસા દરરોજ ખરચવા પડે તે ઉપરાંત થોડુંઘણું બચાવી રાખવાની પણ જરૂર છે. સંસારમાં આપણું બધું હરરાજીમાં મૂકવું એ બરાબર નથી. આ સંસારમાં પતિનો પણ પાતે છે, પુત્ર કરતાં પણ પ્રિય સામગ્રી છે, તેને યાદ રાખી, તેને માટે જ આ સંસારમાં આપણે ઘૂમવાનું છે. તેમ ન હોય તો આ બધું એક તરેહનું ગદ્ધાવૈતરૂં જ ગણાય.

આપણે કહીએ છીએ કે પ્રભુ સર્વત્ર છે. પરંતુ એમ કહેતી વખતે આપણે ઉંડો વિચાર કરીએ છીએ? રાજા પાસે જતાં આપણે કેટલા નમ્ર બનીએ છીએ, વાતચીતમાં કેટલી સાવચેતી રાખીએ

છીએ, તેને સંતોષવાના કેટલા પ્રયત્નો કરીએ છીએ, અને જે રાજાનો પણ રાજા છે તે આ ક્ષણે અહીં હાજર છે એમ માનીએ છીએ ત્યારે એ માન્યતા અંતઃકરણપૂર્વકની હોત તો શું આપણે વાતચીતમાં ને વ્યવહારમાં આટલા બધા અસંયમી બની શકીએ ખરા? પ્રભુ આપણી પાસે જ છે એમ અંતઃકરણપૂર્વક માનતાં વળી દુઃખ રહ્યું જ ક્યાં? સંસારસમુદ્રમાં જો ડુબીશું તો પ્રભુ જેવા ખલાસીની બાંય પકડી તરીશું એવો વિશ્વાસ રાખી આ સંસારમાંના પ્રત્યેક કામમાં ઝંપલાવવું જોઇએ. દુઃખ અને શોકમાંથી તરવાનો એક જ માર્ગ છે અને તે સત્કર્મ છે. જેનો પુત્ર ચાલ્યો ગયો છે, તે પોતાનાં આંસુ લૂછી બીજાના પુત્રની સેવા કરે. જ્યારે બીજા કોઇનો પુત્ર વિદેશથી હસતે મુખડે ઘેર આવે ત્યારે તેને હસતે મોઢે વધાવી લે. કદાચ તેની મા આજે પથારીવશ હશે, ઉઠી શકતી નહિ હોય. પુત્રશોકથી સંતાપ વેઠતી એ દુઃખી માતાની જગા લઇ તેના પુત્રને પોતાનો માની તેની સેવા કરી પોતાના મૃત પુત્રને લાડ લડાવવાની અણપાંગરી મહેચ્છા પૂર્ણ કરી શકે તેમ છે. જે બાળકોને માતા પથારીવશ થવાથી ખાવાનું મળતું ન હોય તેને ખવરાવી જોવાથી સાક્ષાત બાળગોપાલની પૂજાનું ફળ પ્રાપ્ત થશે. બેસતાં વર્ષને દહાડે બધાં છોકરાં સારાં સારાં કપડાં પહેરી દેવદર્શને જાય છે. પેલી ભિખારણનો પુત્ર ફાટાંતૂટાં લુગડાં પહેરી ઉભો છે. તે જેમ જેમ નવાં કપડાં માટે વધુ રૂદન કરવા જાય છે તેમ તેમ તેની મા તેને લાતોના પ્રહાર કરતી જાય છે. છેવટે એ બાળક રડતું રડતું ઉંઘી જાય છે તેનું રૂદન વિસ્મૃતિના ગર્ભમાં છુપાઇ જાય છે. એ ઉંઘેલાં બાળકને જમીન પર સુવડાવી હવે માતા પોતાની દુર્દશા અને અસહાયતા યાદ લાવી રડવા બેસે છે. હે પુત્રશોકથી પીડાતી માતાઓ! તમે એ ભિખારણના પુત્રને એકાદ નવું વસ્ત્ર આણી આપો. એમ કર્યા બાદ દેવદર્શન કરવા જશો તો જણાશે કે ભગવાનના કેસરી વાઘા પર તે દિવસે કંઇક ઓર રંગ

ચઢ્યો છે. દેવના મુખ પર આજે કંઇક નવીન જાતનો આનંદ દેખાય છે. આજનાં દેવદર્શન કંઇક જુદી જ જાતની માનસિક શાંતિ આપે છે. વિદેશથી આવતા બીજાના પુત્રને વધાવવા તમે જે અક્ષત ભેગા કર્યાં છે, તે આજે ભગવાનના ચરણકમલની શોભા વધારે છે. ભગવાનના અરૂપના રૂપનો આભાસ જે દિવસે પ્રાપ્ત થશે, તે દિવસે આંખની તૃષા છીપશે. સત્કર્મદ્વારા સતત સેવા કરવાથી તે તમારી નજીક આવશે અને તેમ થશે ત્યારે પછી શું દુઃખ રહ્યું ? જે પ્રાણનો પણ પ્રાણ છે તેને પ્રાપ્ત કરી દુઃખ રહે ક્યાં ? જેને મરતી વેળા બોલીએ છીએ, વિપત્તિમાં તલસીએ છીએ, સ્મશાન પાર થઇ જેની પાસે જવાનું છે, તેને પ્રાપ્ત કર્યો તો પછી દુઃખની જગા રહી જ ક્યાં ? પોતાનાં સંતાનોનાં આંસુ લૂછવા માટે તેનો હાથ હમેશાં તૈયાર જ હોય છે. આપણે પોતે જ અભિમાનને લીધે એ હાથને અટકાવી રાખીએ છીએ.

**મૌખિક જપ વૃથા છે**

ઘણી સંસારસાગરને આરે આવી પહોંચેલી સ્ત્રીઓ હમેશાં માળા ફેરવવામાં મશગુલ રહે છે. હાથમાંની માળાના મણકા પર આંગળી ફરતી જાય છે અને તે સાથે તેની સાંસારિક ચિંતાની હદ પણ વૃદ્ધિ પામતી જાય છે. કાગડો આવી સૂકવેલાં અનાજ પર બેઠો કે તરત જ તે તેને ઉડાવવા માટે પોકાર કરે છે. સગાંસંબંધી આવે છે તો તેની સાથે વાતો ચાલે છે કે 'અરેરે, આજે પણ છોકરાને તાવ આવ્યો છે.' એ વખતે વળી નાનો પુત્ર આવી પહોંચે તો તેનું હૃદય સ્નેહથી ગળી જાય છે. 'અરે! હજુ સુધી તેં કંઇ નથી ખાધું ?' થોડીવાર પછી વળી કહે છે કે 'આંખે ઝાંખ દેખાય છે, દવા નહિ કરાવું તો બંને આંખો ગુમાવી બેસીશ !' આ પ્રમાણે કોઇને ઉદ્દેશીને અગર પોતાની મેળે બડબડાટ કરતાં કરતાં શાસ્ત્રવિહિત માર્ગે તેની એકસો ને આઠ મણકાની માળા ફર્યે જાય છે.

પરંતુ મનનો મેલ દૂર ન કરીએ તો ભક્તિ અને ધર્મશ્રદ્ધાને લીધે મળતી શાંતિ કદી મળી શકવાની નથી.

**તે હાજરાહજુર છે.** પ્રભુ, હૃદય જેટલું વહાલું અમૂલ્ય ધન ગણાતું જોઈએ. ઘણું દુઃખ વેઠી એકાગ્ર બન્યા સિવાય તેને પ્રાપ્ત કરી શકાય તેમ નથી. પોતાના ભોગના માર્ગમાં સંયમરૂપી કાંટાની વાડ કરીએ ત્યારે જ પ્રભુ-પ્રાપ્તિનો માર્ગ સરળ બને છે. મન એકાગ્ર ન થાય તો પ્રભુના પગના નૂપુર સાંભળી શકાતા નથી. છતાં તે રોજ હાજરાહજુર છે, ક્ષણે ક્ષણે આપણી સમક્ષ ખડો જ હોય છે. પોતાનાં પ્રિય બાળકો શું કરે છે તે જોવાની તેને રઢ લાગી છે. આપણે જો પોતપોતાના સુખ દુઃખના પડદા ઢાંકી આંખો આંધળી કરી મૂકીએ તો પછી તેના ચરણકમળ જોવાની આશા રાખવી વૃથા છે. આપણે એકાગ્ર બની બેસીએ, આપણું કર્ત્તવ્ય સમાપ્ત કરી તેની રાહ જોતા રહીએ તોજ તે આપણી પાસે આવે. પરંતુ જ્યારે આપણા સમસ્ત મન અને કર્મ ઉપર સંસાર ચઢી બેઠો હોય, ત્યારે જપ કરવાની માળા કંઇ પ્રભુને નજીક નહિ આણી આપે. જે દિવસે કાન તેનો મધુરો નિનાદ સાંભળશે અને મન તેના પ્રેમમાં ડુબી જશે તે દિવસે જપની માળા નદીમાં ફેંકી ભક્ત તેનું નામ માત્ર શ્રવણ કરી આનંદાશ્રુ વહેવરાવશે.

આ બાબતમાં એક દૃષ્ટાંત આપવા જેવું છે. બંગાળા તરફ ચાંદરાય કરીને પ્રખ્યાત લુટારો થઇ ગયો.

**એક દૃષ્ટાંત** તેના ભયથી એક વખતે ગૌડનો બાદશાહ પણ થરથર કાંપતો હતો. ગૌડના સીમાડા પર આ લુટારાએ એક કિલ્લો તૈયાર કર્યો હતો અને એક અસાધારણ પરાક્રમી સૈન્ય જમાવી રાખ્યું હતું. તેના ભયથી નવાબનું સૈન્ય તે તરફ આવવાની હિંમત કરી શકતું નહિ. આ લુટારો બ્રાહ્મણ વંશમાં જન્મ્યો હતો. પરંતુ વિધાતાની અકૃપાથી લૂટફાટને અવળે રસ્તે

ચઢી ગયો હતો. પરંતુ પૂર્વના કોઇ સત્કર્મને યોગે તેની મતિ ફરી. નરોત્તમ નામના એક પ્રખ્યાત ભક્તની ભક્તિ જોઇ તે મુગ્ધ બની ગયો અને તેનું ચારિત્ર સંપૂર્ણ સુધરી ગયું. હવે તે વૈષ્ણવધર્મ પાળવા લાગ્યો. અતિ દીનતાથી વર્ત્તવા લાગ્યો. કપાળમાં તિલક તાણવું ને ગળામાં તુલસીની માળા પહેરવી એને જ એ સર્વસ્વ ગણવા લાગ્યો. કારણ કે તેના દિલમાં ઠસી ગયું હતું કે તુલસીની માળા અને તિલક એજ ભગવાનનું સ્મૃતિચિહ્ન છે.

આવી સ્થિતિમાં તે એક સો ઘોડેસ્વાર ને ચાર સો પાયદળ સેના લઇ એક વખત ગંગાસ્નાન કરવા ચાલ્યો. નવાબના જાસુસોએ આ બાતમી સરકારને પહોંચાડી. નવાબે વિલંબ ન કરતાં પુષ્કળ સૈન્યની મદદથી તેને પકડયો, અને જમીનમાં આવેલા એક ભયંકર કેદખાનામાં લોખંડની ભારે બેડી પહેરાવી કેદ કર્યો. થોડા દિવસ પછી તેને નવાબના હુકમથી દરબારમાં હાજર કરવામાં આવ્યો. નવાબે તેને પુષ્કળ ધમકાવ્યો. તેના જવાબમાં ચાંદરાયે ફક્ત એટલું જ કહ્યું કે ‘હું ખરેખર અપરાધી છું, મને ફાવે તે સજા કરો.’ તેનો આ વિનય જોઇ નવાબ બહુ વિસ્મય પામ્યો અને પોતાનો કઠોર સ્વર કંઇક કોમળ કરી પૂછવા લાગ્યો, ‘કેદખાનામાં તમને ફાવતું હતું કે!’ ચાંદરાયે કહ્યું, ‘મને કેદખાનામાં મળ્યું તેટલું સુખ બીજે કોઇ પણ સ્થળે મળ્યું નથી.’ નવાબે નવાઇ પામી એ સુખનું વર્ણન કરવાનું ફરમાવ્યું તેના જવાબમાં ચાંદરાયે કહ્યું કે ‘એ અવસ્થામાં મને કોઇ વખતે એવો ભાસ થતો કે પ્રભુના ચરણકમલને હું અળતો લગાડું છું. કોઇ વખતે એવું લાગતું કે તેને પવન ઢોળું છું. કોઇ વખતે તો મુગ્ધ બની હું એ મહાન રાજેશ્વરની પંચપ્રદીપ સળગાવી આરતી કરૂં છું એવો ભાસ થતો. કોઈ વખતે ધૂપના ધુમાડાથી તેનું મંદિર સુગંધિત કરી અગર તો જુઇ, જાઇ જેવાં સુગંધી પુષ્પોની માળા બનાવી તેના ગળામાં પહેરાવી હું ધન્ય થતો. એ કેદખાનાના એકાંતમાં મને મારો પ્રાણેશ્વર જેવો ને જેટલો પ્રાપ્ત થયો તેવો ને તેટલો મને બીજે કોઇ પણ સ્થળે પ્રાપ્ત થયો નથી. આમ હોવાથી જ

હું ત્યાં તેના આનંદમાં મસ્ત હતો. મને ભૂખ નહોતી, તરસ નહોતી. ત્યાં મેં આટલા દિવસ કેવી રીતે વિતાડયા તેની મને ખબર રહી નથી.

**વૃક્ષનું અમૃત**

દાન, સેવા અને પ્રેમ–આ સંસારમાં પ્રભુના મંદિરના આ ત્રણ રસ્તા છે. નાળિયેરીને હિન્દુઓ બ્રાહ્મણ-વર્ગનું વૃક્ષ લેખે છે. એ એટલું ઉંચું હોય છે, છતાં એ ઉંચાઇ તેના બચાવ માટે હોતી નથી. તેનું મૂળ તો માણસના પગ પાસે જ રહ્યું હોય છે. કુહાડીનો એક જ ઘા તેનો નાશ કરવાને બસ થાય છે. પરન્તુ લોકદૃષ્ટિથી દૂર રહી ભક્તિ કરવા માટે જ તે આટલું બધું ઉંચું વધ્યું છે. ભવિષ્યનું ફળ મનુષ્યોને આપવાની તેની અટલ પ્રતિજ્ઞા હોવાથી જ તેનું રક્ષણ કરવા માટે એ આટલો બધો પ્રયત્ન કરે છે. ફળ પુષ્ટ થાય તે પહેલાં લોકો તેનો નાશ ન કરે માટે તે આટલું બધું ઉંચું વધી સાધના કર્યા કરે છે. એ સાધના તે એ ફળ વડે લોકોની ભૂખ અને તરસ બંનેનું નિવારણ કરવાની હોય છે. સાધુજનો એ નાળિયેરીનાં વૃક્ષની પેઠે માનવસમાજથી દૂર રહી સમાજની શુભસાધના કરતા રહે છે. ઝાડ વરસાદ અને તાપ વેઠીને સુકાઈ મરે છતાં માનવસમાજ પાસેથી કંઇ માગતું નથી. જે માણુસ કુહાડી વડે તેની ડાળી કાપે છે તેને પણ તે પોતાની છાયાથી વાંચિત કરતું નથી. જે માગે છે તેને તરતજ ફૂલફળ આપે છે. આ ત્યાગનું કારણ શું ? કયા સુખને માટે તે આટલું બધું કષ્ટ વેઠયા છતાં જીવો પર ઉપકાર કરે છે ? તે કોઇ ન જાણે તેમ પોતાના કોમળ મૂળીઆં રૂપી હાથ વડે મજબૂત રીતે વળગી જનનીના સ્તનપાનમાં મસ્ત રહ્યું હોય છે અને એ અમૃતપાન કરવાથી જ તેનો સ્વભાવ આવો અમૃતમય બની ગયો હોય છે.

**આત્મદાન**

આ રીતે ગુપ્તપણે આનંદમયના પ્રેમરસ દ્વારા હૃદયને પુષ્ટ રાખવાથી સંસારની દુર્ગતિ શું કરી શકે તેમ છે ? આવી સ્થિતિમાં વિપત્તિ વાઘની માફક ગર્જતી આવે તો પણ પાસે આવતાં જ

વાદળાં જેવી બની જાય છે. પ્રસિદ્ધ ભકતકવિ ચંડીદાસે કહ્યું છે કે 'મેં પ્રભુ સાથેના અનુરાગને લીધે તેમને આ શરીર તલતુલસી સાથે અર્પણ કર્યું છે.' તલ ને તુલસી સાથે આપેલા દાન પર કોઇ પણ જાતની માલીકી રહેતી નથી. ભગવાનને આ દેહ દાન કરી જો એમ કહેવામાં આવે કે 'મારી આંખો તારા હુકમ પ્રમાણે જોશે. કાન તારા હુકમ પ્રમાણે સાંભળશે. આ દેહ, હે સુકાની, તું જેમ ચલાવશે તેમ ચાલશે. હું એનો માલીક નથી. આજથી એ માલીકીપણું તજી હું તને સોંપું છું. તો પછી આ દેહના સુખદુઃખ માટે આપણે માથું ફોડવાની શી જરૂર? એવું ઉત્કટ આત્મદાન કરનારને વળી ભય ને સંતાપ કયાંથી સંતાપવાનાં હતાં? 'મેં તો તેને બધું સોંપી દીધું છે.' એ વિચાર કરી દરેક: કાર્યમાં આજ્ઞા યાદ રાખી ચાલવાથી વિપત્તિ કયાં રહેવાની છે? પ્રભુ તો પ્રત્યેક વિપત્તિમાં તમને અભય આપવા આવે છે. પણ તમારો સ્વેચ્છાચાર જોઇ તે પાછો વળી જાય છે. તેના જે ચરણકમલની પ્રભાથી તમારૂં જીવન પ્રકાશિત થવાનું છે તે તો તમારા માથા પાસે જ છે. દેહને પવિત્ર કરો. પવિત્ર દેહ જ તેની વેદી બની શકશે. તે વખતે વિદ્યાપતિના વચનમાં કહી શકશો કે 'વેદી કરબ હામ આપન અંગમેં ઝાંરૂ કરબ તાહે ચિકુર બિછાને' આ દેહ વેદી બનશે અને માથાના વાળ, જે આટલી બધી ગૌરવની ચીજ છે તે દ્વારા સાવરણી બનાવી એ વેદી સ્વચ્છ કરીશ. અર્થાત્ આપણું જેટલું પાર્થિવ ગૌરવ છે, તેટલું બધું તુચ્છ ગણી તેની ચરણરજ માટે તલસવું જોઇએ. તેના માટે આંતરિક તૃષા હશે તો કોઇ રમણીય સંધ્યાકાળ વખતે અથવા નિસ્તબ્ધ રાત્રિકાળ વખતે અગર સવારમાં શુભ્ર શેફાલિકાના પતન શબ્દ વખતે કદાચ ખરેખર આ હૃદયકુંજમાં તેનો પદરવ સાંભળી શકાશે; ત્યારે દશે ઇન્દ્રિયો ધન્ય બની તેનો આદરસત્કાર કરવા ખડી થશે; ત્યારે જીવનમાં જે કંઇ નિષ્ફળ ગયું છે, તે સફળ થશે અને જે કંઇ દુઃખ મળ્યું છે સૌભાગ્યનું શુભચિહ્ન બની કપાળમાં ભકિત-રેખા અંકિત કરી આપશે.

## પરિશિષ્ટ[1]

## ઘર વૈદું ( અંગ્રેજી પદ્ધતિ મુજબ )[2]

# પ્રકરણ ૧ લું

## તાજા જન્મેલા બાળક વિષે

**સૂતિકાગૃહમાં** બાળક જન્મે કે તરત તેને રૂદન કરાવવાનો પ્રયત્ન કરવો. બે વાસણોમાં ઠંડું ને ગરમ પાણી રાખી બચ્ચાને એક વાર ગરમ પાણીમાં ને બીજી વાર ઠંડા પાણીમાં ઝબોળવું. ઝબોળતી વખતે મુખના ભાગ પર પાણી ન પડે તે ધ્યાનમાં રાખવું અને પાણી સહેવાતું હોવું જોઇએ તે તરફ લક્ષ આપવું. આમ કરવાથી બાળક રડશે અને જેમ વહેલું રડશે તેમ વહેલું નચિંતપણું થશે.

**આંખ :** બોરિકના પાણીમાં રૂ ભીંજાવી તે વડે બંને આંખો સારી રીતે લૂછી નાખવી. પ્રસવ વખતે બાળકની આંખો પર મળ લાગી જાય છે. જો તે વખતે આંખો સાફ ન થાય તો તે દુખવા આવે છે અને કદાચ તેને કાયમનું નુકસાન પણ થઈ બેસે છે. આવી અવસ્થામાં ઘણાં બાળકો સૂતિકાગૃહમાં જ આંધળાં બની જાય છે.

**મોઢું :** આંગળી પર રૂ વીંટાળી મોંની અંદરનો ભાગ સારી

---

૧. આ પરિશિષ્ટો પોતાના વિષયમાં નિષ્ણાત ગણાતા માણસોએ લખેલાં છે. ભા. ક.

૨. આ વિભાગનું લખાણ કલકત્તાના પ્રસિદ્ધ ડાકતર જી. એન. મુકર્જી બી. એ., એમ. ડી.એ લખેલું છે. ભા. ક.

રીતે લૂછી નાખવો. ઘણી વાર એવું જણાયું છે કે મોં લૂછ્યું ન હોય ત્યાં સુધી બાળક રોઇ શકતું નથી.

**નાળ વધેરવો** : નાળ વધેરવા માટે બેસી રહેવાની કંઇ જરૂર નથી. જન્મતાંવેંત નાળ ઉપર હાથ મૂકી જોવાથી જણાશે કે તેમાં લોહીની આવજા થયા કરે છે. ધીમે ધીમે એ આવજા બંધ થતી જાય છે. એ વખતે સૂતર વડે નાળ બે સ્થળેથી બાંધવી અને તેનો વચલો ભાગ કાતર વડે કાપી નાખવો. સૂતર ગરમ પાણીમાં બાફ્યા બાદ વાપરવું. ત્યારબાદ લિન્ટ પેટ પર રાખી ડુંટી બેસારવી અને રૂ વડે ઢાંકી પાટા બાંધી દેવા. રોજ તપાસતા રહેવું. જરા બોરિક એસિડ લગાડવો. દીવાની જ્યોત પર હાથ ગરમ કરી શેક કરવાની કંઇ જરૂર નથી. કેટલીક સ્ત્રીઓ ડુંટીના ઘા પર માટી ચોપડે છે, એ ઇચ્છવાજોગ નથી. એ ઘા પર કોઇ પણ પ્રકારની ગંદી માટી ચોપડવાથી બાળકને ધનુર્વા થઇ જવાનો સંભવ છે. એ રોગથી બાળકોનાં જડબાં ઝલાઈ જાય છે, તે ધાવી શકતું નથી અને જીવવાની આશા રહેતી નથી. ડુંડી પર માટી લગાડવાથી જ અમે બે ત્રણ બાળકોને મરણશરણ થતાં જોયાં છે. સૂતિકાગૃહમાં વાપરવા માટે 'નર્સરિ પાવડર' રાખવો.

**ખોરાક** : બાળકને શરુઆતમાં મધ ચટાડવું. પછી ધવરાવવાનો પ્રયત્ન કરવો; કોઈ કોઇ કહે છે કે બેત્રણ દિવસ પછી એવો પ્રયત્ન કરવો. પણ એ ઠીક નથી. માતાના સ્તનમાં બાળકને ઉપયોગી પદાર્થ સદા તૈયાર જ રહે છે. પરંતુ એ ખોરાક કેટલા પ્રમાણમાં આપવો એ તેઓ જાણતી નથી અને ખરૂં કહીએ તો એ જાણવાનું કામ અઘરૂં પણ છે. આ કાર્ય માટે કેટલીક વળા પાણી ભળેલું દૂધ પણ વાપરવામાં આવે છે. એક ભાગ ચોકખું દૂધ અને ત્રણ ભાગ પાણીનું મિશ્રણ બાળકને ધાવણ જેટલું જ હિતકારી છે. દર અઠવાડીએ બાળકને જોખવાથી એ વધે છે કે નહિ તે જાણી શકાય છે અને એ વજનના ઓછાવત્તા પ્રમાણમાં ખોરાક વધારવો કે ઘટાડવો એ જાણી શકાય છે. તંદુરસ્ત બાળકને કયે વખતે ખોરાક આપવો તેનો કોઠો નીચે આપેલો છે.

## તંદુરસ્ત બાળકને કયે વખતે ખોરાક આપવો, તેનો કોઠો.

| ૧લું અઠવાડિયું | ૧ માસ | ૨ માસ | ૫ માસ | ૭ માસ | ૯ માસ | ૧૦ માસ |
|---|---|---|---|---|---|---|
| દિવસે ક૦ મિ૦ | દિવસે ક૦ મિ૦ | દિવસે ક૦ મિ૦ | દિવસે ક૦ મિ૦ | દિવસે ક૦ મિ૦ | દિવસે ક૦ મિ૦ | દિવસે ક૦ મિ૦ |
| ૬-૦ | ૬—૦ | ૬-૩૦ | ૭-૦ | ૬-૩૦ | ૭-૦ | ૭-૦ |
| ૮-૦ | ૮-૩૦ | ૯—૦ | ૧૦-૦ | ૯—૦ | ૧૦-૦ | ૧૦-૦ |
| ૧૦-૦ | ૧૧—૦ | ૧૧-૩૦ | ૧-૦ | ૧૦-૩૦ | ૧-૦ | ૧-૦ |
| ૧૨-૦ | ૧-૩૦ | ૨—૦ | ૪-૦ | ૨—૦ | ૪-૦ | ૪-૦ |
| ૨-૦ | ૩—૦ | ૪-૩૦ | રાત્રે | ૪-૩૦ | રાત્રે | રાત્રે |
| ૪-૦ | રાત્રે | રાત્રે | ૮-૦ | રાત્રે | ૭-૦ | ૭-૦ |
| સાંજે ૬-૦ | ૮—૦ | ૭—૦ | ૧૦-૦ | ૭—૦ | ૧૦-૦ | |
| રાત્રે ૮-૦ | ૧૦-૩૦ | ૧૦—૦ | ૩-૦ | ૧૦—૦ | | |
| ૧૦-૦ | ૨-૩૦ | ૩—૦ | | | | |
| ૨-૦ | | | | | | |

## બાળકને કયા પ્રમાણમાં ખોરાક ખવરાવવો તેનો કોઠો.

| ઉંમર | કેટલીવાર ? | ગાયનું દૂધ | પાણી | દર વખતે કેટલું ? | આખા દિવસમાં કેટલું ? |
|---|---|---|---|---|---|
| એક અઠવાડીઉં | ૧૦ | ૧ ઔંસ | ૧ ઔંસ | ૨ ઔંસ | ૨૦ ઔંસ |
| ૧ માસ | ૯ | ૧½ ,, | ૨½ ,, | ૪ ,, | ૩૬ ,, |
| ૨ માસ | ૮ | ૩ ,, | ૩ ,, | ૬ ,, | ૪૮ ,, |
| ૩ માસ | ૮ | ૩½ ,, | ૨½ ,, | ૬ ,, | ૪૮ ,, |
| ૪ માસ | ૮ | ૪ ,, | ૩ ,, | ૭ ,, | ૫૬ ,, |
| ૫ માસ | ૭ | ૫ ,, | ૩ ,, | ૮ ,, | ૫૬ ,, |
| ૬ માસ | ૭ | ૬ ,, | ૨ ,, | ૮ ,, | ૫૬ ,, |
| ૭ માસ | ૭ | ૭ ,, | ૨ ,, | ૯ ,, | ૬૩ ,, |
| ૮ માસ | ૭ | ૮ ,, | ૧ ,, | ૯ ,, | ૬૩ ,, |
| ૯–૧૦ માસ | ૬ | ૯ કે ૧૦ ,, | | ૯ કે ૧૦ ,, | ૫૪ કે ૬૦ ,, |

## કોઇ બાળકની માતાના સ્તનમાં દૂધ ન હોય અગર મરી ગયું હોય તો નીચેના કોઠા મુજબ ખોરાક આપવો.

| ઉંમર | કેટલીવાર ? | ગાયનું દુધ | ક્રિમ અગર મલાઇ | પ્રવાહી બાર્લિ | દર વારે કેટલું? | આખા દિવસમાં કેટલું ? |
|---|---|---|---|---|---|---|
| ૩ દિવસ | ૧૦ | ૧॥ ડ્રામ | ૧ ડ્રામ | ૫॥ ડ્રામ | ૧ ઔંસ | ૧૦ ઔંસ |
| ૭ દિવસ | ૧૦ | ૩ ,, | ૧ ,, | ૮ ,, | ૧॥ ,, | ૧૫ ,, |
| ૧૪ દિવસ | ૧૦ | ૪ ,, | ૧ ,, | ૧૧ ,, | ૨ ,, | ૨૦ ,, |
| ૨૧ દિવસ | ૧૦ | ૬ ,, | ૨ ,, | ૧૨ ,, | ૨॥ ,, | ૨૫ ,, |
| ૨૮ દિવસ | ૧૦ | ૮ ,, | ૨ ,, | ૧૪ ,, | ૩ ,, | ૩૦ ,, |
| ૫ અઠવાડિયાં | ૯ | ૧૦ ,, | ૩ ,, | ૧૬ ,, | ૩–૫ | ૩૨ ઔંસ ૫ ડ્રામ |
| ૬ ,, | ૯ | ૧૩ ,, | ૩ ,, | ૧૮ ,, | ૪–૨ | ૩૮ ,, |
| ૭ ,, | ૯ | ૧૬ ,, | ૩ ,, | ૨૧ ,, | ૫ ,, | ૪૪ ,, |
| ૮ ,, | ૮ | ૨૦ ,, | ૪ ,, | ૨૪ ,, | ૬ ,, | ૪૮ ,, |

**શીતળાની રસી:** બાળક ત્રણ માસનું થાય અને તેનું શરીર તંદુરસ્ત હોય તો શીતળાની રસી મુકાવવી. હાથ પર ત્રણ જગાએ રસી મુકાવવી એ બસ છે. તેમ કરવાથી શીળી નીકળતાં નથી, અને જો નીકળે છે તો જીવલેણ નીવડતાં નથી. રસી મુકાવવાથી બાળકને ખાસ દુઃખ વેઠવું પડતું નથી. રસી મુકાવ્યા પછી સાતઆઠ દિવસ બાદ ત્રણચાર રોજ જરા જરા તાવ આવે છે. દાણા વધારે ભરાય તો બોરિકની ભૂકી દાબવી. ઘા પર ચેળ આવે અને બાળક તે ભાગ પર હાથ ફેરવે તો શીતળા રક્ષક (Vaccination shiend) વાપરવાથી સરળતા થાય છે. બોરિક છાંટેલું રૂ બાંધવાથી પણ એ કાર્ય સરે છે. વધારે પરૂ ઝરે તો બોરિક મલમ લગાડી પછી તે પર બોરિક કોટન બાંધવું.

**શીતળાની રસી**

**દાંત આવવા:** ૭ માસની ઉંમર થાય એટલે સામાન્ય રીતે બાળકોને દાંત આવવા માંડે છે. આ ઉંમર પહેલાં અગર પછી પણ દાંત આવવાનો સંભવ છે ખરો. તંદુરસ્ત બાળકને દાંત આવતી વેળા કોઇ પણ જાતની ખાસ માંદગી આવતી નથી. કોઇ કોઇ બાળકને એ વખતે શરદી તથા પીટપીડ થતી જોવામાં આવે છે. દાંત દેખાવા માંડે એટલે દાંતના પારા કોઇ કઠણ ચીજ દ્વારા ઘસવાથી ઠીક થાય છે. એ જ કારણથી આપણા દેશમાં બાળકોને લાકડાની ધાવણી અગર ચૂસણી આપવામાં આવે છે. દાંત આવતી વેળા બાળક જો વધારે રડે, સારી રીતે ન ઉંઘે, પથારીમાં તરફડે તો તેને બે ગ્રેન બ્રોમાઇડ પાણીમાં મેળવી સિરપની સાથે પીવરાવવું. એવી સ્થિતિમાં જો તાવ આવે તો આંચકીનો સંભવ વધારે રહે છે. દાંત આવતાં વાર લાગે તો દાકતર પાસે પેઢાં પર નસ્તર મુકાવવું. જો કે સાધારણ રીતે એમ કરવાની કંઇ જરૂર પડતી નથી. એરંડિયાંનો જુલાબ આપવો. દાંત આવે એટલે તે સફેદ લુગડું પાણીમાં બોળીને દિવસમાં બે વખત સાફ કરવા. માણસમાત્રને બે વખત

દાંત આવે છે. દુધિયા દાંત આવવાનો સમય ૫-૭ માસથી માંડીને ૨ વરસ સુધીનો છે. તે દરેક જડબામાં દસ દસ એટલે બધા મળીને ૨૦ ઉગે છે. બીજા દાંત આવવાનો સમય ૭ થી ૨૫ વરસ સુધીનો હોય છે. તે દાંત દરેક જડબામાં સોળ સોળ એટલે બધા મળીને ૩૨ હોય છે.

સામાન્ય રીતે દાંત આવવાની ઉંમરે બાળકોને કંઇપણ અસુખ થાય તો તેનું કારણ લોકો દાંત આવવાનું કલ્પી લે છે. પરંતુ વાસ્તવિક રીતે દાંતના પારા ફુલેલા, ગરમ અને દુખતા ન હોય તો બાળકની પીડાનું કારણ દાંત નથી એમ માનવું. દાંતનાં અનેક દરદો છે. એ દરદોની સારવાર હમેશાં દાંતના દાકતર પાસે કરાવવી. દાંત સુંદર ન હોય તો મોઢું ખરાબ દેખાય છે. દાંત છુટા છુટા હોય અગર બહાર પડતા હોય તો જરૂર દાક્તરની સલાહ લેવી. કેટલાક લોકોમાં એવો વહેમ હોય છે કે દાંતમાં જીવડા પડયા હોય તો દાંત કળે છે. કેટલાક લોકો એ જીવડા કાઢી બતાવી લોકોનો આ વિશ્વાસ સજ્જડ કરતા દેખાય છે. પરંતુ ખરી રીતે એવું કંઇ હોતું નથી. એ એક જાતનું દરદમાત્ર છે, દાંત કળતા હોય અગર દુખતા હોય તો તેને કલોરલહાઇડ્રાસ અને કપુર સમભાગે મેળવી ખરલમાં ઘુંટી, પાણી જેવું બનાવી, તે રૂ વડે દાંતને લગાડવું. દાંતમાં ખાડો પડે તો તે દાક્તર પાસે પુરાવવો. દાંતનાં પેઢાં ફૂલે તો લીંબુનો રસ આંગળી વડે તે પર ઘસવો. વધારે પડતાં ફૂલે તો દાકતર પાસે નસ્તર મુકાવી લોહી કઢાવી નાંખવું. કેટલીક વેળા બાળક ઉંઘમાં હસે છે. એ જોઈ લોકો આનંદ પામે છે, પરંતુ એ ખાસ ધ્યાનમાં રાખવું કે તેના પેટમાં અસુખ હોય ત્યારે જ તે એમ કરે છે. માટે આવે વખતે સાવધ રહેવું.

# પ્રકરણ ૨ જું

## બાળકના રોગ

બાળકને રોગ થાય કે તરત તેના ખોરાક પર નજર ફેરવી જવી.

**પેટમાં અસુખ** અનિયમિત ખોરાક આપીએ, વધારે ઓછું ખવરાવીએ, દૂધ સારું ન મળતું હોય, એવાં એવાં જુદાં જુદાં અનેક કારણોને લીધે બાળક માંદું પડે છે. 'કન્ડેન્સડ મિલ્ક' અથવા એવું કોઇપણ પેટન્ટ દૂધ બચ્ચાંઓને નિયમિત રૂપે કદી પીવરાવવું નહિ. ખાસ જરૂર પડે તો દાક્તરની સલાહ લઇ આપવું. એવાં દૂધથી બાળક કદી તંદુરસ્ત રહી શકતું નથી. ફિડીંગ બોટલ્સ ( દૂધ પાવાની શીશી ) રાખી દૂધ પીવરાવવું એ તદ્દન ખરાબ છે. શીશીમાં દૂધ જામી જાય છે, સડે છે, અને એ સડેલો ભાગ બાળકના પેટમાં જાય છે. છેવટે તેથી બાળકને ઝાડા, પેટનો દુખાવો વગેરે રોગો થાય છે. ઝાડો પાણી જેવો પાતળો, લીલો અને ત્રણચાર વાર કરતાં વધારે વાર થાય તો તરત દાકતરની સલાહ લેવી. આવી સ્થિતિમાં દૂધ પીવરાવવાનું પ્રમાણ ઘટાડવું. સહેજ ચુનાનું પાણી મેળવી દૂધ પીવરાવવું. દૂધમાં ભેળવવાનું પાણી ઉનું કરી ભેળવવું. વધારે ઝાડા થાય તો દૂધ તદ્દન બંધ કરી દેવું અને ખોરાકમાં કેવળ પ્રવાહી બાર્લિનો જ ઉપયોગ કરવો.

જો બાળકના મળમાં દૂધના ફોદા જોવામાં આવે તો જાણવું કે તેને દૂધ પચતું નથી. આમ જો ઉપરાઉપર થાય તો એરંડિયું પીવરાવવું. નીચેની દવા ઘેર સહેલાઇથી તૈયાર કરી શકાય છેઃ—

| | |
|---|---|
| એરંડિયું | ૧ ઔંસ |
| ગુંદ | ૩ ડ્રામ |
| સાકર | ૩ ડ્રામ |
| પિપરમેન્ટનું તેલ | ૨ ટીપાં |

આ બધાં સાથે પાણી ૬ ડ્રામ મેળવી સારી રીતે ઘુંટવું. ત્યાર પછી વધુ પાણી નાખો એ મિશ્રણ ચાર ઔંસની શીશીમાં ભરી રાખવું, અને પછી ચાર ચાર કલાકને અંતરે એક એક નાનો ચમચો ( Tea spoonful ) ભરી પીવરાવવું.

આ દવા લોહીના મરડાની શરુઆતમાં બહુ સારી છે. પેટમાં આંકડી આવતી હોય તો આદુનો રસ બહુ ગુણકારી છે.

**તાવ** : બાળકને તાવ આવે છે તેનાં અનેક કારણો હોય છે.

**તાવ**

દાંત આવવા, ઠંડી લાગવી, પેટમાં અસુખ થવું, વગેરે કારણોથી તેને તાવ આવે છે. બાળકના તાવનું પ્રમાણ હમેશાં વધુ પડતું હોય છે. એકાદ યુવકને ૧૦૪ અગર ૧૦૫ ડિગ્રી તાવ આવે તો વિચારવા જેવો પ્રશ્ન થઇ પડે છે પરંતુ બાળકનો તાવ તો સહેજમાં એટલા અંશ સુધી વધી જાય છે. અને તેમાં કંઇ ગંભીર વિચાર કરવાની જરૂર પણ રહેતી નથી. આવો તાવ આવે એટલે પ્રથમ એક નાનો ચમચો ભરી (Tea Spoonful ) એરંડિયું તેલ પીવરાવી દેવું. તેથી ઝાડો ખુલાસે થશે. પછી ટિંચર એકોનાઇટ ૦ાા ટીપું દરેક કલાકે આપતા જવું. આ રીતે પાંચ હપતા આપ્યા બાદ તાવ ઓછો થયો છે કે નહિ તે જોવું. જો ઓછો ન થાય તો દાકતરની સલાહ મુજબ વર્તવું. તાવ હોય તે અરસામાં બાળકના ખોરાકનું પ્રમાણ ઘટાડી નાખવું. દૂધમાં પાણી અગર પ્રવાહી બાર્લિ મેળવી પીવા આપવું. એક સારૂં થર્મોમિટર ઘરમાં રાખવું. દિવસમાં ત્રણ વાર તાવ માપવો. બાળકની સ્વાભાવિક ગરમી ૯૮$\frac{2}{5}$ ડિગ્રી હોય છે. તાવ વધારે હોય

તો બરફ થેલીમાં (Ice bag) નાખી માથા પર મૂકવો. તાવ ૧૦૩ થાય ત્યારે બરફ મૂકવો બંધ કરવો. એકાદ ઘડિયાળ પાસે રાખી બાળકની નાડીના ધડકારા અને શ્વાસોશ્વાસ ગણવા.

**નાડી અને શ્વાસોચ્છ્વાસ**

જન્મ્યા પછી તરત બાળકની નાડી એક મિનિટે ૧૪૦ વાર ધડકે છે. તે પછી ઉમર વધતી જાય તેમ તેના ધબકારા નીચે પ્રમાણે થતા જાય છેઃ–

| | | |
|---|---|---|
| ૧ વરસે | ૧૦૦ | ધબકારા |
| ૨થી ૩ વરસે | ૧૦૦ | ધબકારા |
| ૪ વરસે | ૯૦ | ધબકારા |
| ૫ વરસે | ૮૦ | ધબકારા |
| ૧૪થી૨૦ વરસની કિશોરાવસ્થામાં | ૭૫ | ધબકારા |
| ૨૦થી૬૦ વ. યુવા અને પૌઢ સ્થિતિમાં | ૭૫-૬૫ | ધબકારા |
| વૃદ્ધાવસ્થામાં | ૮૫–૭૦ | ધબકારા |

જમણા હાથના કાંડા ઉપર આંગળાં રાખી જોવાથી નાડીના ધબકારા ગણવા સહેલા પડે છે. એક વરસના બાળકની નાડી માથાના બ્રહ્મરંધ્ર ઉપર હાથ રાખી ગણી શકાય છે.

બાળકના શ્વાસ

| | | | |
|---|---|---|---|
| ૧ | માસે | ૧ મિનિટે | ૪૦ વાર |
| ૨ | વરસે | ,, | ૩૦ વાર |
| ૮ | વરસે | ,, | ૨૦ વાર થાય છે. |

સામાન્ય કારણોને લીધે નાડીનો વેગ વધે છે અને શ્વાસ જોરથી વહે છે. પરંતુ જો શરીરમાં ગરમી વધારે હોય તો એમ થવાનું કારણ તાવ છે એમ જાણવું.

**ઠંડી, શરદી, ઇન્ફ્લ્યુએન્ઝા**: બાળકની ચામડી બહુ પાતળી છે. માટે તેને સહેજમાં ઠંડી લાગી જાય છે

**ઠંડી લાગવી**

તે નબળું હોય, તેને પુરતો ખોરાક ન મળતો હોય અગર પહેરવાનાં કપડાં પુરતાં ગરમ ન હોય તો શરદી લાગતાં વાર લાગતી નથી. ઘરમાં દુષિત વાયુ હોય

તો પણ બાળકો માંદાં પડે છે. ઘરનાં બધાં બારીબારણાં બંધ કરી રાત્રે દીવો સળગતો રાખી છ સાત જણ એકજ ઓરડામાં સુએ તો તે ઘરની હવા દૂષિત બને છે અને બાળક દર ક્ષણે એ ખરાબ હવા શ્વાસમાં લે છે. માટે રાત્રે સુતી વખતે બાળકના શરીર પર પવનનો ઝપાટો ન લાગે એવી રીતે એકાદ બારી ઉઘાડી રાખવી. ઘણી વેળા એવું જોવામાં આવે છે કે બાળક સવારના પહોરમાં ઉઘાડે ડીલે ઘર બહાર રમે છે. બાળકને હમેશાં ટોપી પહેરાવી રાખવી. સારી પેઠે વાળ ઉગ્યા પછી એમાં છૂટછાટ મૂકીએ તો ચાલે. બાળકને સારી રીતે કપડાં વડે ઢાંકી બહાર લઇ જવાથી કોઇ પણ જાતની વિપત્તિનો ભય રહેતો નથી. ઘરમાં તેના શરીર પર વધારે કપડાં લાદવાની જરૂર નથી. બાળકનાં કપડાં ગરમ, બહુજ ઢીલાં અને હલકાં હોવાં જોઇએ. બાળકનું નાક શરદીથી બઝાઇ જાય તો તેને શ્વાસ લેતાં મુંઝવણ થાય છે. એવે વખતે થોડા યુકેલિપ્ટસ તેલમાં થોડું વેસેલાઇન મેળવી નાકમાં તે લગાડવાથી અગર તે ન મળે તો સરસિયું તેલ લગાડવાથી પણ સારો ફાયદો થાય છે. શરદી લાગી હોય એ વખતે બાળકને ઠંડા પાણીએ નવરાવવું નહિ. કેવળ ગરમ પાણી વડે તેનું શરીર લુછી ગરમ કપડાંમાં તેને વીંટાળી રાખવું. તાવ આવે તો એકોનાઇટ ટિંચરનાં ૦॥ ટીપાં દર બબ્બે કલાકે દિવસમાં પાંચ વાર આપવાં. દાક્તરની સલાહ લેવી.

**દૂધ પાછું કાઢવું**: પેટમાં દૂધનું પ્રમાણ વધારે થાય તો બાળક તે પાછું કાઢી નાખે છે. દૂધ પીવરાવ્યા બાદ બાળકને ચતું સુવાડી રાખવું. એ સમયે જો તે ઉંધું થઇ જાય તો તેના પેટ પર દબાણ આવવાથી દૂધ પાછું નીકળી જાય એ સ્વાભાવિક છે. ઘણીખરી માતાઓ એમ માને છે કે દૂધ વધારે પીએ તો મારૂં બાળક જલદી જબરૂં થાય, પરંતુ ખરી વસ્તુસ્થિતિ તેવી નથી. શરીરના પોષણ માટે જેટલું જોઇએ તેથી વધારે દૂધ પીવરાવવાથી બાળકને ફાયદો થવો તો દૂર રહ્યો પણ ઉલટો ગેરફાયદો થાય છે.

**વમનઃ** બાળક વમન કરે તો તેના ખોરાકમાં કંઇ બગાડ અગર ફેરફાર થયો હશે એમ માનવું. માતાનું શરીર બરાબર ન હોય અગર બાળકને હદ કરતાં વધારે દૂધ પીવરાવવામાં આવ્યું હોય તો તે વમન કરે છે. જો બાળક ગાય કે ભેંસનું દૂધ પીતું હોય તો આવી સ્થિતિમાં તે દૂધનું પ્રમાણ ઘટાડવું; અને તે મોટું હોય તો દૂધમાં સાબુચોખા અથવા બાર્લિ મેળવી પીવરાવવું. વધારે વમન થાય તો દૂધ તદ્દન બંધ કરી દેવું.

**કબજીયતઃ** દસ્ત સારી રીતે ન થાય અગર મળ કઠણ થઇ જાય તો બાળકના ખોરાક તરફ નજર ફેરવવી.

**બંધકોશ** માતાના દૂધમાં ચરબીનો ભાગ ઓછો હોય તો બાળકને દસ્ત થતો નથી. માટે તે વખતે માતાને સારૂં દૂધ, માખણ વગેરે ખવરાવવું જોઇએ. દસ્ત માટે બાળકને ઓલિવનું તેલ કે કોડલિવર ઓઇલ, મેલિન્સ ફૂડ વગેરે આપી શકાય.

આપણા દેશમાં છ સાત માસનું બાળક થાય ત્યારે જ તેને અન્ન ખવરાવવામાં આવે છે. તે કરતાં નાનાં બાળકને દૂધ સિવાય બીજું કંઇ આપવું નહિ. આઠ માસથી નાનાં બાળકને આરારૂટ અથવા બાર્લિ ખવરાવવાં ન જોઇએ. દસ્ત ન થાય એટલે દવા આપવી એ ઠીક ન ગણાય. એક ચમચો ગ્લિસિરિન સહેજ ગરમ પાણીમાં મેળવી તે વડે બાળકના મળદ્વારમાં પીચકારી મારવાથી દસ્ત થાય છે. એકાદ નાનો સરખો સાબુનો ટુકડો મળના માર્ગમાં રાખવાથી પણ દસ્ત થાય છે. ૨ ઔંસ સાબુના પાણીમાં ૦ાા ઔંસ ઓલિવનું તેલ મેળવી એ પ્રમાણે વાપરવાથી પણ કામ સરે છે. બાળકને નિયમિત સમયે દસ્ત કરાવવા માટે પગ ઉપર બેસાડવું એ સારૂં છે આવી ટેવ પડતાં તે ધીમે ધીમે દસ્ત કરવામાં નિયમિત થતું જાય છે. ૫ થી ૧૦ મિનિટ કરતાં વધારે વાર પગ

પર બેસાડી રાખવું નહિ. બહુ કરાંઝવાની ટેવ પાડવાથી મળદ્વાર બહાર નીકળી પડે છે.

બાળકના પેટ પર કોડલિવર ઓઇલ ચોળવાથી પણ આ બાબતમાં ફાયદો થાય છે. એકાદ રૂમાલ ગરમ પાણીમાં ભીંજવી, નીચોવી, સારી પેઠે ઘડી વાળી બાળકના પેટ પર મૂકવો. તે પર ઓઇલ સિલ્કનો કકડો મૂકી પાટો બાંધવો. આથી પણ ઘણી વેળા કબજીયત દૂર થએલી જોવામાં આવે છે.

**બાળકના બીજા રોગો**

**કૃમિઃ** બાળકના પેટમાં સામાન્ય રીતે બે જાતના કૃમિ જોવામાં આવે છે. મોટાં ગોળ કૃમિ હોય તો પાંચ વર્ષનાં બાળકને રાત્રે કેલોમેલ બે ગ્રેન અને સેન્ટોનાઇન અર્ધો ગ્રેન સાથે મેળવી આપવું. એટલે બીજે દિવસે સવારમાં દસ્ત સાથે કૃમિ બહાર નીકળી જશે. સૂતરના તાંતણા જેવાં કૃમિ હોય તો ૫ વરસના બાળકને કેલોમેલ બે ગ્રેન સાથે જાલાપીન એક ગ્રેન મેળવી આપવું. બીજે દિવસે દસ્ત થયા બાદ હલકો ખોરાક આપવો. કેલોમેલ ઝેરી છે, માટે તે એકી સાથે બે ગ્રેન ન આપતાં અર્ધો ગ્રેન બબ્બે કલાકને અંતરે આપવું એ વધારે સારૂં છે.

**કાનનું દરદ** હોય તો બાળક રડે છે અને હાથ કાન પર લઇ જાય છે. રાત્રે એ દુઃખથી ઘણા બાળકોને ઊંઘ પણ આવતી નથી. પાન ગરમ કરી તેનો રસ કાનમાં નાખવાથી આ દરદમાં ફાયદો થાય છે. ઘણા લોકો આવે વખતે મીઠું તેલ ગરમ કરી કાનમાં તેનાં ટીપાં નાખે છે. પણ તે વધારે ગરમ હોય તો ઉલટો ગેરફાયદો થાય છે. તેલ હાથથી સહેવાય એટલું જ ગરમ કરવું. દવાખાનામાંથી આ દરદની દવા ખરીદવી એ સૌથી ઉત્તમ છે. કાનમાં મેલ જામ્યો હોય તો કાન ખોતરવો નહિ મેલ જામવાથી કંઇ ગેરફાયદો નથી. આંગળી વડે કાન જ્યાં સુધી સાફ થઇ શકે તેટલો કરવો.

**કાનમાં પરૂ** વહેતું હોય તો બોરિકના પાણીમાં રૂ ભીંજાવી ધાર કરી કાન સારી પેઠે ધોઇ નાખવો. પછી બોરિકની ભૂકી કાનમાં નાખી રૂનું પૂમડું રાખવું. આ દરદમાં સાવચેત ન રહીએ તો બાળક બહેરૂં થઇ જાય છે. હાઇડ્રોજન પરઓકસાઇડનાં ટીપાં કાનમાં નાખવાથી કાનનો બધો મેલ સાફ થઇ જાય છે. પરંતુ આ દવા પાણીમાં મેળવી વાપરવી.

**બાળકના મુખમાં છાલાં** અસ્વચ્છ રહેવાથી પડે છે. બાળકને શીશીનું દૂધ પીવરાવ્યા બાદ તેનું મોઢું સાફ કરવું જોઇએ. શીશી પણ બરાબર ધોવી જોઇએ. ચાર માસનાં બાળકને માટે સોડા બાઇકાર્બ ત્રણ ગ્રેન દિવસમાં બે વાર ખવરાવવું. પ્રથમ એરંડિયું આપવું: તેથી દસ્ત સાફ આવશે. બોરિકના પાણીમાં લિન્ટ ભીંજવી મોઢું સાફ કરી નાખવું. ટંકણ મધમાં મેળવી અગર ગ્લિસિરિનમાં મેળવી ક્ષત ઉપર લગાડવાથી ફાયદો થાય છે.

**કંઠરોહિણી** ( ડિપ્થિરિયા ): આ ચેપી રોગ બાળકોને થતો જોવામાં આવે છે. થોડો તાવ, મોંમાંથી લાળ પડવી, ખાતાં કષ્ટ પડે અને ગળામાં ક્ષત જોવામાં આવે તો તરત દાકતરની સલાહ લેવી. બીજાં બાળકોથી આ રોગમાં સપડાએલા બાળકને જુદું રાખવું. રોગીને જુદાજ ઓરડામાં રાખી શકાય તો ઘણું સારૂં. રોગીના વાપરેલા ચમચા, પ્યાલા વગેરે બીજાં કોઈની વપરાશમાં ન આવે તે તરફ ધ્યાન રાખવું. આ રોગમાં એ રોગની રસી મુકાવવા સિવાય બીજો એકેય ઇલાજ નથી.

**ઓરી** : બાળકને ઓરી નીકળે તો ખાસ સાવચેતીથી રાખવું. ઓરીમાં દવા નજ થાય એ માન્યતા ભૂલભરેલી છે. હદ કરતાં વધારે પ્રમાણમાં ખાંસી અગર દસ્ત થાય તો જરૂર દાક્તરની સલાહ લેવી. ખાંસી થાય તો વાઇનમ ઇપિકાક બે ટીપાં અને સિરપ ટલુ ત્રીસ ટીપાં થોડા પાણીમાં મેળવી બબ્બે કલાકે આપતા રહેવું. આપણા

દેશમાં આ રોગ સંબંધમાં જે નિયમો પાળવાના કહ્યા છે તે અવશ્ય પાળવા. આ રોગ પણ ચેપી છે. બાળકને જુદા ઘરમાં રાખવું. ઓરી નીકળ્યાં હોય એ વખતે જરૂર પડે તો પણ બાળકને બીજાને ઘેર જવા દેવું નહિ.

**બળીઆ** : આ રોગ પણ ચેપી હોવાથી દરદીને જુદું રાખવું એ હિતકર છે. આ રોગમાં કંઇ ખાસ દવાની જરૂર પડતી નથી. તો પણ જો રોગીની સ્થિતિ ધીમે ધીમે ખરાબ થતી જતી હોય અથવા કોઇપણ પ્રકારના બીજા આનુષંગિક રોગની નિશાનીઓ જણાતી હોય તો દાક્તરની સલાહ લેવી. બળીઆનો રોગ ચાલતો હોય તે વખતે તેની રસી મુકાવવાથી ફાયદો થાય છે.

**ઉટાંટિઓ** : બાળકોને માટે આ રોગ બહુ કષ્ટદાયક છે. ઉધ-રસ ખાઇ ખાઇને બચ્ચાંનો દમ નીકળી જાય છે અને પછી જોરથી શ્વાસ લેતાં ગળામાં અવાજ થતો સંભળાય છે. આ રોગમાં બાળકને ગરમ પાણીએ નવડાવવું. ઓરડામાં હવાની આવજા સારી રીતે થાય એવી ગોઠવણ કરવી. શરીર પર જામો પહેરાવી રાખવો. શરીર પર તંગ કપડાં કદી ન પહેરાવવાં. બ્રોમાઇડ બે ગ્રેન, ઇપિકાક બે ટીપાં, અને સિરપ ટલુ અર્ધો ડ્રામ મેળવી, ત્રણ ત્રણ કલાકે આપવું. દાકતરની મદદ લેવી. આ રોગ બાળકો ત્રણ માસ સુધી ભોગવે છે. આ પણ ચેપી રોગ હોવાથી બાળકને બીજાં બાળકોના સંસર્ગમાં આવવા દેવું નહિ.

**કોલેરા** : બાળકને બહુજ પાતળા ઝાડા થાય તો સાવધાન રહેવું. જો ચોખાના ધોણ જેવા પાતળા ઝાડા થતા હોય તો કોલેરાનો શક લાવવાનું વાજબી કારણ ગણાય. આ સાથે વમન થાય છે અને બાળક તરફડે છે. આ વખતે સલ્ફ્યુરિક એસિડ ડાઇલ્યુટ પાંચ પાંચ ટીપાં પાણીમાં મેળવી દર બે કલાકને અંતરે આપવું. દાકતરની સલાહ અવશ્ય લેવી. આ બહુ ભયંકર રોગ છે. સારવારમાં ગાફલ

રહેવું નહિ. પાણી આપવું. નાળિયેરનું પાણી, સુવાનું પાણી તરસ લાગે કે તરત આપવું.

**ચેપી રોગ:** એક માણસને કોઇ પણ જાતનો રોગ થાય અને તેના સ્પર્શથી બીજાને પણ તેવોજ રોગ થાય એવા રોગ ચેપી કહેવાય છે. આપણા દેશમાં ચેપી રોગોમાં ઓરી, બળીઆ, ઉટાંટિઓ અને કંઠરોહિણી એ મુખ્ય છે. ઓરી કે બળીઆ નીકળતાં શીતળા માતાની કૃપા થએલી માની રોગીને એક જુદા ઓરડામાં રાખવામાં આવે છે. તે રિવાજ બહુ સારો છે. એ જુદા ઓરડામાં બાળકની મા સિવાય બીજા કોઇએ ન જવું એ સારૂં છે. જે રોગીની સારવાર કરે તેણેજ એ ઓરડામાં રહેવું. એ સારવાર કરનારે પણ ઘરમાંનાં બીજાં કોઇ પણ કામમાં ભાગ ન લેવો તેમ કોઇને અડકવું નહિ. ઘરમાં રહેતાં બીજાં બાળકોને જુદાંજ રાખવાં. ઘરમાં અગર શેરીમાં બળીઆનો રોગ ચાલતો હોય તો શીળીની રસી મૂકાવવી. આ રોગમાં સપડાએલું બાળક સાજું થઇ જાય તે પછી પણ પંદર દિવસ સુધી તેનો સંસર્ગ તજવો. ઓરી અથવા શીળીના દાણા રૂઝાઇ તે પરથી પોપડા ઉખડી ન જાય ત્યાં સુધી શરીર સારૂં થયું ન ગણાય. અને તેમ થાય ત્યાં સુધી રોગીને કોઇની સાથે ભળવા ન દેવો. ઉટાંટિઓ શમી ગયા પછી બે માસ સુધી સાવચેત રહેવું. કંઠરોહિણી મટી જાય તે પછી પંદર દિવસ સુધી બાળકને બરાબર સાચવવું. તેની માતાએ રોગી બાળક જ્યાં સુધી ધાવતું હોય ત્યાં સુધી બીજાં કોઇ બાળકને ધવરાવવું નહિ. બાળકોને કોઇએ મોંમાં ઘાલેલી વસ્તુ પોતે મોંમાં ન ઘાલે એવી ટેવ પાડી દેવી જોઇએ. ટાઇફોઇડ તાવ શમી જાય તે બાદ એક માસ સુધી ખાસ સાવચેતી રાખવી.

# પ્રકરણ ૩ જું

## બાળકનાં ઔષધ

**ઔષધો**

બાળકને જરા પણ અસુખ થાય કે તરત તેની મા માને છે કે તેને દવા આપવી જોઇએ. પરંતુ એ ધારણા ભૂલ ભરેલી છે. ઘણી વેળા એવું જણાય છે કે દવા વિના પણ બાળક સાજું થઇ જાય છે. જો દવા આપવી પડે તો પણ તેના મોંને રૂચે તેવી રીતે તૈયાર કરી આપવી. મધ અગર ખાંડના રસમાં (સિરપમાં) દવા આપવાથી બાળક મજેથી પીએ છે. અમુકના છોકરાને આ જાતનું દરદ થયું હતું. તેણે અમુક દવા કરી તેથી તેને આરામ થઇ ગયો હતો. એવું કોઇ પાડોશી પાસેથી સાંભળી તે દવા વાપરવી એ ઠીક ન ગણાય. આમ કરવા જતાં કેટલીક વેળા ઓડનું ચોડ વેતરાઇ જાય છે. દવાની માત્રા નક્કી કર્યા બાદ તેનો ઉપયોગ કરવો જોઇએ અને એ કારણથી જ વૈદ દાક્તરની સલાહ લેવી એ વધારે સારૂં છે. જો નજીકમાં કોઇ વૈદ દાકતર ન હોય તો કેટલાંક ઔષધો અને તેનો ઉપયોગ કઇ રીતે કરવો તેની યાદી અમે નીચે જણાવીએ છીએ.

દવા તૈયાર કરવા માટે કાચના બે માપગ્લાસ જોઇએ. એક નાનો ટીંપા માપવાનો મિનિમગ્લાસ અને એક મોટો ઔંસ ગ્લાસ. ૬૦ મિનિમ અગર ટીંપાનો એક ડ્રામ, આઠ ડ્રામનો એક ઔંસ.

ચા પીવાના નાના ચમચામાં (Tea spoon) એક ડ્રામ, મધ્યમ માપના ચમચામાં (Table spoon) બે ડ્રામ અને મોટા

ચમચામાં ( Desert spoon ) ચાર ડ્રામ અથવા અરધો ઔંસ રહી શકે છે. એક ઔંસ લગભગ આપણા અધોળ જેટલું, એક પિંટ પોણો શેર જેટલું અને એક પાઉંડ લગભગ એક શેર જેટલું જાણવું. દવાની ભૂકી ખવરાવવી હોય તો આંગળીની ટોચ ભીંજાવી તે પર દવાની ભૂકી ભભરાવવી અને પછી બાળકની જીભ પર ચોપડી દેવી.

સગવડ ખાતર કેટલાંક ઔષધો અને તેનો ઉપયોગ નીચે જણાવવામાં આવે છે.

**એકોનાઇટ ટિંચર**–માત્રા અર્ધથી એક ટીંપું. બાળકને તાવ આવે, શરીર ગરમ થાય અને નાડી ચંચળ બની જાય ત્યારે આ દવા લાભદાયક નીવડે છે. પરંતુ આ દવા ઝેરી છે. બાળકની ઉંમર એક વર્ષની ન થઇ હોય તો દાકતરને પૂછ્યા સિવાય આ દવા કદી ન વાપરવી. આ દવા પાંચ છ વાર આપ્યા બાદ તરત બંધ કરી દેવી.

**બ્રાંડિ**–બાળક ઉલટી અને પેટની પીડાથી નિસ્તેજ થઇ જાય તો દસ ટીપાં પાંચ ગણા પાણી સાથે મેળવી બબ્બે કલાકને અંતરે ત્રણ વાર આપવી. દાંત આવતી વેળા આ દવા બાળકને પીવરાવી શકાય; પરંતુ સામાન્ય રીતે જોતાં આ દવાનો ઉપયોગ કરવાની કંઇ ખાસ જરૂર પડતી નથી.

**સોડા–બાઇકાર્બ**–અમ્લપિત્તમાં (ખચરકા વિકાર) બાળકોને એ દવા અપાય છે. છ માસના બાળકને એક આની ઉપર જેટલો સોડા રહી શકે તેટલો આપવો. પેસાબકરતી વેળા જો બાળક રડે અગર જ્યાં પેસાબ કરે ત્યાં સફેદ ડાઘ પડી જાય તો આ દવા દિવસમાં ત્રણ વાર આપવા.

ટંકણની ભૂકી મધ સાથે મેળવી જીભ અગર મોંમાં ક્ષત પડયા હોય તો લગાડવી. એક ઔંસ ટંકણમાં ચાર ઔંસ ગ્લિસિરિન

મેળવવું અને બાળકને પેટમાં પીડા થતી હોય તો તેનાં દશ અગર વીશ ટીપાં પાણીમાં મેળવી બબ્બે કલાકે આપવાં.

**પોટાશ બ્રોમાઇડ**—બે ગ્રેનની માત્રા બાળકને દાંત આવતા હોય તે વખતે અપાય છે. આ દવા સિરપ સાથે મેળવીને આપવી. અહીં આપેલી માત્રા ત્રણ માસનાં બાળકો માટે જાણવી. બે વરસનાં બાળકને ઉંઘાડવાની જરૂર પડે અગર ઉંઘમાં રડે અથવા બબડે તેને પાંચ ગ્રેન સૂતી વેળા આપવાથી તે બહુ સારી રીતે ઉંઘશે.

**એરંડિયું તેલ**—છ માસનાં બાળકને અર્ધો ચમચો (Table spoon) તેલ આપવું. ઓલિવનું તેલ અગર ગ્લિસિરિન નાનો ચમચો ભરી (Tea spoon) પીવરાવવાથી પણ ઝાડો સાફ ઉતરે છે.

**ખડીનું ચૂર્ણ**—એરોમેટિક ચૅાક પાઉડર નામની દવા ખટાશની ગંધવાળા દસ્ત થતાં છ માસના બાળકને ૫ ગ્રેનની માત્રામાં ચાર કલાકને અંતરે આપવી.

**કોડલિવર ઓઇલ**—આ બાળકોને માટે એક ખાસ પ્રકારનો ખોરાક છે. બાળક રોગી અગર દુર્બળ હોય તો તેને આના સેવનથી ફાયદો થાય છે. ત્રણ માસના બાળકને આ દવા આંગળી પર ચડાવી ચૂસાવવી. એક વરસનાં બાળકને નાનો ચમચો (Tea spoon) ભરી દિવસમાં બે વાર આ દવા આપવી. કંઇક ખાધા પછી આ દવા આપવી એ સારૂં ગણાય. ધીમે ધીમે ઉંમરના વધારા સાથે દવાની માત્રા પણ વધારતા જવું. કેપ્લર મોલ્ટ એકસટ્રાકટ બાળકોને માટે વાપરવું સગવડ પડતું છે.

**ડિલ વોટર** અથવા સુવાનું પાણી અને **પીપરમેન્ટનું પાણી**—બાળકના પેટમાં આંકડી આવે અગર પેટ ચઢે તો આ બધાં પાણી એકેક ચમચો લઇ તેમાં થોડું ગરમ પાણી મેળવી ત્રણ ત્રણ કલાકને અંતરે આપવાથી ફાયદો થાય છે.

**ગ્લિસિરિન**—સૂતી વખતે એક ચમચા જેટલું પીવરાવી દેવાથી બાળકને દસ્ત સાફ આવે છે. દસ્ત ન થાય તો ચાર ડ્રામ ગ્લિરિસિન જરા ગરમ પાણીમાં મેળવી મળદ્વારમાં તેની પીચકારી મારવી. તેથી પાંચ મિનિટમાં દસ્ત થશે. સાબુની લાકડી અગર જૂની આંબલી મળદ્વારમાં મૂકવાથી પણ દસ્ત થાય છે.

**ઈપિકાક વાઇન**—ઉધરસમાં આ દવા ખાસ ફાયદો કરે છે. બે ત્રણ ટીપાં બબ્બે કલાકને અંતરે આપવાથી ઉધરસ ધીમી પડે છે અને મટી જાય છે. આ દવા વધારે પ્રમાણમાં આપવાથી ઉલટી થાય છે. માટે ઉલટી કરાવવી હોય (જેમકે ઉટાંટિઆમાં, છાતીમાં વધારે શરદી પેસી ગઇ હોય અગર વધારે આહાર કર્યો હોય ત્યારે) એ વધારે ફાયદાકારક છે.

**કરિયાતું**—છોકરાંના પેટમાં લિવર (કલેજું) મોટું થાય તો કરિયાતાનાં પાંદડાંનો રસ આપવો. લીલા કરિયાતાનાં પાંદડાં બે તોલા, બોડી અજમોદ, અજમો, મોટી એલાયચી અને લવંગ આ બધું બબ્બે આની ભાર લઈ એકત્ર કરી ગોળી બનાવવી. તે ગોળી પત્થર પર પાણીમાં ઘસી એક રતિભારના પ્રમાણમાં સહેજ મધ સાથે એક વરસની ઉંમર થાય ત્યાં સુધી બાળકને દિવસમાં બે વાર ખવરાવવાથી તાવ અને લિવરનો દોષ નાશ પામે છે. આ દવા બાળકને બહુ જ ઉપયોગી છે.

**માજા**—બાળકનો દસ્ત કઠણ થઈ જાય તો આ દવા વાપરવી. મોટો ચમચો ભરી આ દવા દૂધ સાથે મેળવી પીવરાવી શકાશે.

આ બધી દવાઓ સિવાય બીજી કોઇ દવા વાપરવી હોય તો દાકતરને પૂછી જોવું જોઇએ. બહાર ચોપડવાની દવામાં નીચેની હકીકત ધ્યાનમાં લેવી. બાળકોને બ્લીસ્ટર (ફરફોલ્લો ઉઠાડવો) મારવું નહિ. લિનિમેન્ટ આયોડિન પણ દાકતરની સલાહ લઇ વાપરવું.

**પાટો**—લિન્ટ અથવા સ્વચ્છ નરમ રૂમાલ પાણીમાં અગર કોઇપણ દવામાં ભીંજાવી નીચોવી નાખવું. પછી તે જ્યાં મૂકવું હોય ત્યાં મૂકી તેના ઉપર તેલવાળું રેશમી કપડું ઢાંકી દેવું. પછી તેના પર પાટો બાંધવો. સંજોગો મુજબ ટાઢું કે ગરમ પાણી વાપરવું.

**બોરિકનો પાટો**—બાળકોના ફોલ્લા અગર ક્ષત ઉપર બોરિકનો પાટો બહુ ફાયદો કરે છે. બોરિકએસીડ ગરમ પાણીમાં નાખી લિન્ટ દ્વારા શેક કરવો. પછી તે લિન્ટ ફોલ્લા કે ક્ષત ઉપર મૂકી તે પર ઓઇલ સિલ્કનો ટુકડો મૂકી પાટો બાંધવો. આથી બહુ ફાયદો થાય છે. પેટ ઉપર ગરમ પાણીનો આ રીતે પાટો બાંધવાથી દસ્ત સાફ આવે છે.

**માલિસ**—બચ્ચાંઓની ચામડી બહુ નરમ હોય છે. તે માટે તેજી ઔષધો કદી આ કામમાં વાપરવાં નહિ. કારણ કે તેથી ફોલ્લા ઉઠવાનો સંભવ રહે છે. સરસિયા તેલમાં કપૂર નાખી અથવા એકલા તેલનું માલિસ બાળકોને માટે ઠીક પડે છે. બાળકના શરીર પર બહુ જ ધીમેથી માલીસ કરવું જોઇએ.

**મલમ**—ઓડ અગર શરીરની ચામડી ફાટી જાય તો હેઝેલિન ક્રીમ અથવા વિનોલિયા વાપરવું એ ઠીક છે. વેસેલિન પણ સસ્તું અને ફાયદાકારક છે. કોઇપણ જાતના ક્ષત અગર ઘાને માટે 'હિલિં ઓઇન્ટમેન્ટ' નામની દવા પણ ફાયદાકારક છે.

**પોટીસ**—અળસી અગર ઘઉંના લોટની પોટીસ સારી ગણાય. તે બહુ ગરમાગરમ વાપરવી નહિ. શરીર દાઝે નહિ એ ખાસ ધ્યાનમાં રાખવું. પોટીસ ઠંડી પડી ગયા પછી વધારે વાર રાખવી નહિ. કોઇ કોઇ પોટીસ સાથે સરસવનો ભુકો મેળવે છે. આવા પોટીસ જલદી લઇ લેવામાં આવતી નથી તો ફોલ્લા ઉઠે છે.

# પ્રકરણ ૪ થું

## અકસ્માત

**લોહી નીકળવું.** બાળકો છરી અગર ચપ્પુ લઈ રમે . અને પોતાના હાથની આંગળી કાપે એવા બનાવ લગભગ સાધારણ થઇ પડયા છે. આવી રીતે એકાએક કોઇપણ જગાએ ઘા પડે તો પ્રથમ ચોખ્ખા પાણીથી એ ઘા ધોઇ કાઢવો. પછી ત્યાં ટેનિકએસિડ લગાડવો અને સફેદ રૂમાલ વડે પાટો બાંધી દેવો. વધારે લોહી નીકળે તો ઘા ઉપર રૂ, રૂમાલ અથવા લુગડાના કકડા વડે અગર આંગળી વડે દબાણ કરવું. તેથી પણ લોહી બંધ નજ થાય તો ઘાના ઉપલા ભાગમાં દોરી અગર રૂમાલ તાણીને બાંધી દેવો અને દાકતરની મદદ લેવી.

**દાઝવું**—ગરમ દૂધ, પાણી અથવા દીવાની જ્યોત વડે બાળક દાઝે એ સંભવિત છે. કેટલાંક બાળકોને દીવાસળી વડે રમવાની ટેવ હોય છે તેથી પણ ઘણી વેળા આવો બનાવ બને છે. બાળકનાં કપડાં સળગી ઉઠે તો તરત તેને સુવરાવી દેવું અને ગોદડું કે કામળી તેના પર લપેટી દેવી. એટલે સળગતો ભાગ બુઝાઇ જશે. એવી કંઇ ચીજ હાજર ન હોય તો આપણે જાતે સળગતા ભાગને મસળી નાખવો અગર દબાવી દેવો. પછી દાઝેલી જગા પર અળસી, નાળિયેર કે ઓલિવનું તેલ લગાડવું. ચુનાનું પાણી અને અળસીનું તેલ સરખે ભાગે મેળવી ચોપડવાથી વધારે ગુણ થાય છે. ત્યાર બાદ દાઝેલો ભાગ રૂ વડે બાંધી દેવો. બહુ પીડા થાય તો સોડા પાણીમાં મેળવી લગાડવું. અગર

બોરિકનો મલમ અને યુકેલિપ્ટસ ઓઇલ લગાડવું. ખાવાને માટે ગરમ દૂધ અને સહેજ બ્રાંડી આપવી.

**ઝેરી ડંખ**

શિયાળ, કૂતરૂં અથવા સાપ કરડે તો ક્ષતસ્થાન ચૂસી લેવાય તો ઘણું સારૂં. જેઓના દાંતમાં અગર મુખમાં કોઇ પણ જાતનો ઘા, છાલાં અગર બીજાં દરદ ન હોય તેઓ જો સાપના વિષને ચૂસવાનો પ્રયત્ન કરે તો કંઇ હરકત આવતી નથી. ચૂસી તરત થૂંકી નાખવું. થૂંક ગળાની નીચે જવું ન જોઇએ, એ ખાસ ધ્યાનમાં રાખવું. ડંખના ઉપલા ભાગમાં એકાદ દોરીનો ટુકડો બાંધી રાખવો. ડંખ છરી વડે ચીરી તેમાંથી લોહી બહાર કાઢવું. ત્યારપછી તેના પર થોડું પોટાસ પરમેંગેનેટ લગાડવું.

ભમરી કે મધમાખી ડંખ મારે તો બહુ વેદના થાય છે. એ વખતે તેનો ડંખ આપણી ચામડીમાં રહેલો હોય છે, તે કાઢી નાખવો અને એમોનિયા કે સોડાનું દ્રાવણ અગર ગ્લિસિરિન કે સાબુ લગાડવો. કોઇ કઠણ પદાર્થદ્વારા ડંખની ચોમેર દબાણ કરવું. વીંછીની વેદના પણ મહા ભૂંડી છે. તે પર એમોનિયા લગાડવાથી વેદના ઓછી થઇ જાય છે.

**કચરાવું.**

શરીરનો કોઇપણ ભાગ કચરાય તો લોહી નીકળે છે અગર નથી પણ નીકળતું. ઘણી વેળા ત્યાં કાળું લોહી જામી જાય છે અગર તે ભાગ પર સોજો ચઢી આવે છે અને પીડા થાય છે. તે જગાએ ઠંડા પાણીનો પાટો અગર બરફ લગાડવો. કોલનવોટર લગાડી પાટો બાંધવો.

**મરડાવું.**

હાડકું ઉતરી જાય અગર ભાંગી જાય તો બાળક વેદનાથી રૂદન કરે છે. જે હાડકું ઉતરી ગયું હોય કે ભાંગી ગયું હોય તે ભાગ હલાવવાથી વેદના બહુજ થાય છે. એમ થાય ત્યારે જે સ્થિતિમાં રાખતાં વ્યથા

પામેલા ભાગને ઓછો દુખાવો થાય અગર બીલકુલ વેદના ન થા તેવી સ્થિતિમાં અવયવ રાખવો. એ અવયવ હાથ કે પગ હોય તે વેદના વિનાની સ્થિતિમાં રાખી બીજા હાથ કે પગ સાથે તેને બાંધ રાખવો. પછી તરત દાકતરને ખબર આપવી અગર ઇસ્પિતાલન મદદ લેવી. વાંસની પાતળી ચીપો અગર જાડા કાગળ વડે એ ભાગને બાંધી રાખવાથી પણ કામ સરે છે.

**કાન કે નાકમાં કંઇ પેસી જવું.** કાનમાં નાના મોતીના મણુકા, ચણાનો દાણો અગર જીવડું પેસી જાય તો તરત દાકતરની મદદ લેવી. કાં ચીજ કે સળીદ્વારા, એ વસ્તુ બહાર કાઢવાને પ્રયત્ન ન કરવો. તેમ કરવાથી તો કાન ? નાકમાં ઉલટો ઘા પડશે, અને વધારે નુકસાન થશે. કાનમાં મોતી પેસી જાય તો પીચકારી વડે ધીમે ધીમે ગરમ પાણી રેડવાથી તે બહાર નીકળી જશે. આ રીતે એક છોકરાન કાનમાંથી આઠ મોતીના દાણા કાઢવામાં આવ્યા હતા. ચણો પાણીથ ફૂલે છે; માટે તેને જેમ બને તેમ જલદી કાઢવો જોઇએ.

નાકમાં કંઇ ચીજ જાય તો જે નસકોરામાં એવી ચીજ ભરાઇ ન હોય તે નસકોરામાં એવી રીતે પીચકારી મારવી કે બીજા નસકોરામાં પેઠેલી ચીજ એ પાણી સાથે બહાર નીકળી જાય. બહુ નાની ચીજ હોય તો નાકના પાછલા ભાગ વડે ગળામાં જતી રહે એ પણ સંભવિત છે. મગનો દાણો પીચકારીના પાણીથી ફૂલે છે. માટે તેને જેમ બને તેમ જલદી બહાર કાઢવો.

**આંખમાં કંઈ પડવું.** આંખમાં કણું અગર જીવડું પડે તો કાગળ અગર રૂમાલના ખુણાને વળ ચઢાવો તે બહાર કાઢવું. ઉના પાણીથી આંખ ધોવી. જો પીડા થાય તો એકાદ ટીપું એરંડિયું નાખવું અને ઠંડા પાણીનો પાટો બાંધવો.

**ગળામાં કંઇ અટકી જવું.** બાળકો ઘણી વેળા પૈસો, બટન, નાનાં રમકડાં વગેરે ગળી જાય છે. રોટલીનો મોટો કકડો ગળામાં અટકી જાય તો આંગળી વડે તે બહાર ખેંચી કાઢવાનો પ્રયત્ન કરવો. જો તેમ ન થઇ શકે અને શ્વાસ રૂંધાવા જેવી સ્થિતિ થઇ પડે તો પગ ઉંચા પકડી બાળકના માથાને નીચુ પકડી રાખવું, તથા પીઠ પર લાત મારવી. એવી કંઇ ચીજ પેટમાં ગઇ હોય તો ચિંતા કરવી નહિ. એવી સ્થિતિમાં એરંડિયું આપવું. દૂધ અને રોટલી ખાવા આપવી.

**ઝેરી વસ્તુ** ઘણાં રમકડાં ઉપર લાલ અગર સફેદ રંગ લગાડવામાં આવે છે. દીવાસળીની સળી પર પણ ઝેર લગાડેલું હોય છે. બાળક રંગીન કાગળ ખાય તો પણ વિષની અસર થાય છે. આવી સ્થિતિમાં મીઠાનું પાણી પીવરાવવું અગર સરસવનો ભુકો ગરમ પાણીમાં મેળવી પીવરાવવો; બાળકને ઉલટી કરાવવાના ઉપાયો કરવા અને દાક્તરની મદદ લેવી.

**ડુબવું** પાણીમાં ડૂબવાથી બાળકો બહુ થોડા સમયમાં મરી જાય છે. માટે એવી સ્થિતિમાં જેમ બને તેમ જલદી સારવાર થવી જોઇએ. પાંચ મિનિટ કરતાં વધારે વાર પાણીમાં ડૂબી રહેનાર બાળકનો બચાવ થવો મુશ્કેલ છે. પરંતુ ખાસ પ્રયત્ન કરવાથી આવી સ્થિતિમાં લગભગ મરણ પામવાની અણી પર આવેલા માણસને પણ બચાવી શકાય છે. આવી સ્થિતિમાં પહેલાં તો મોઢામાંથી પાણી બહાર કાઢી નાખવું. પછી થોડો વખત પગ ઉંચા ને માથું નીચું રાખી બાળકને ઉંધું સુવાડવું. મોં ઉઘાડી જીભ ખેંચી મોં બહાર કાઢવી. ત્યાર બાદ ચત્તા સુવાડી બાળકના બંને હાથ પકડી એક વાર માથાની

બાજુએ રાખવા અને બીજી વાર પેટ અને છાતી પાસે દાબી રાખવા. આ પ્રમાણે લગભગ એક કલાક સુધી કરવું. ગરમ પાણી બાટલમાં ભરી શરીર પર શેક કરવો. એમોનિયા સુંઘાડવો. દાક્તરની મદદ લેવી.

**ઔષધની યાદી**—ઉપરના લખાણમાં જે ઔષધો વાપરવાં લખ્યાં છે તેની એક યાદી નીચે બતાવવામાં આવી છેઃ—

| **દવાનું નામ** | માત્રા |
|---|---|
| ટિંચર એકોનાઇટ (Tincture Aconite) | ૦॥ થી ૧ ટીપું |
| બ્રાંડી (Brandy) | ૧૦ ટીપાં |
| સોડા-બાઇકાર્બ (Soda Bicarb) | ૫ થી ૧૫ ગ્રેન |
| પોટાશ બ્રોમાઇડ (Potash Bromide) | ૨ થી ૫ ગ્રેન |
| એરંડિયું (Castor Oil) | ૧ થી ૪ ડ્રામ |
| કોડલિવર ઓઇલ (Cod liver oil) | ૦॥ થી ૧ ,, |
| સુવાનું પાણી (Aqua anethi or Dill water) | ૧ થી ૨ ,, |
| ગ્લિસિરિન (Glycerine) | ૧ થી ૨ ,, |
| ઇપિકાક વાઇનમ (Vinum Ipecac) | ૨ થી ૫ ટીપાં |
| કરિયાતું (Ext. Kalmegha Liq.) | ૫ થી ૧૦ ટીપાં |
| માન્ના (Manna) | ૧ થી ૨ ડ્રામ |
| સેન્ટોનાઇન (Santonine) | ૦॥ થી ૧ ગ્રેન |
| કેલોમેલ (Calomel) | ૦॥ થી ૧ ડ્રામ |
| ઓલિવ ઓઇલ (Olive oil) | ૧ થી ૧ ,, |

**બહાર ચોપડવા માટે**

બોરિક એસિડ (ભુકી) (Boric Acid) બોરિક મલમ (Boric Ointment)

પેનકિલર (Pain Killer) હિલિંગ ઓઇન્ટમેન્ટ (Healing Ointment)
નારિયેળનું તેલ (Coconut oil) સરસિયું (Mustard oil)

### ઘા પર બાંધવા માટે

વાંસની ચીપો, જાડા કાગળ (Splints) બોરિક લિન્ટ (Boric Lint)
બોરિક કોટન (Boric cotton) બોરિક ગૉઝ (Boric Gauge)
ઓઇલ સિલ્ક (Oil Silk) બેંડેજ (Bandage)

આ બધાં ઔષધો કોઇ પણ સારા દવાવાળાને ત્યાં મળી શકશે.

# ઘરવૈદું (દેશી પદ્ધતિ મુજબ)[1]

**તાજેતરમાં જન્મેલાં બાળકની સારવાર**—સંતાન જન્મે કે તરત તેના શરીર પરનું જરાયુ અર્થાત્ શ્લેષ્મિક આવરણ અને મુખ સિંધવ તથા ઘી દ્વારા શુદ્ધ કરી બાળકના માથા પર ઘીમાં બોળેલું રૂનું પૂમડું લગાડવું. ત્યારબાદ નાળ વધેરવો. તે કામ સોના, રૂપા કે લોઢાના હથિયાર વડે કરવું. ત્યાર બાદ ઠંડા અગર નવશેકા પાણી વડે બાળકનાં શરીરને સારી રીતે સાફ કરવું. અર્થાત્ બધો મેલ ધોઇ નાખવો. આથી બાળકમાં સ્ફુર્તિ આવશે. બાળકને આ રીતે બરાબર સાફ કર્યા બાદ તેને અનંતા અને બ્રાહ્મીનો રસ, સુવર્ણભસ્મ, મધ તથા ઘીની સાથે મેળવી અનામિકાના અગ્રભાગ-દ્વારા ચટાડવું. ત્યાર બાદ યોગ્ય વખતે બાળકને શરીરે તેલ ચોળી તેને નવશેકા પાણીથી નવરાવવું. આ પાણી વડ વગેરે દૂધ ઝરાવતાં ઝાડની છાલ નાખી અગર રૂપાનો કે સોનાનો કકડો ઉના પાણીમાં નાખી અથવા કોઠનાં પાંદડાં ઉકાળી તૈયાર કરવું.

પ્રસવ પછી સાધારણ રીતે બે ત્રણ દિવસ ગયા બાદ ચોથે દિવસે અથવા કોઇ કોઇ વખતે ત્રીજે દિવસે પ્રસૂતિના સ્તનમાં દુધ આવે છે. સંતાન જન્મે એટલે પહેલે દિવસે કેવળ ત્રણ વાર અનંતાનો રસ મધ અને ઘી ચાટે તો બસ છે. બીજે દિવસે અને જરૂર પડે તો ત્રીજે દિવસે લક્ષ્મણાના મૂળમાં સિદ્ધ કરેલું ઘી પીવરાવવાથી સારો ફાયદો થાય છે. લક્ષ્મણાનું મૂળ અત્યારે અપ્રાપ્ય નથી છતાં દુર્લભ છે ખરૂં. તેનું મૂલ્ય પણ અતિશય છે. સાધારણ રીતે થોડું થોડું મધ ચટાડવાથી અને પાણીની સાથે દૂધ મિશ્ર કરી તે ઉકાળી

---

૧ કલકત્તાના પ્રસિદ્ધ વૈદરાજ શ્રીયુત યોગીન્દ્રનાથ સેન વિદ્યાભૂષણ એમ. એ. એ આ વિભાગનું લખાણ લખ્યું છે. બા. ક.

બાળકને આપવામાં આવે છે. દૂધમાં પાણી નાખી તેને ઉકાળવાનો એવો ઉદ્દેશ હોય છે કે તેથી તે ઘાડું ન થાય અને પચવામાં ભારે ન પડે. પ્રસૂતિના સ્તનમાં દૂધ આવે એટલે તો તે જ બાળકને માટે ઉત્તમ ખોરાક ગણાય. પરંતુ માતાનું દૂધ કોઇ પણ કારણથી દુષિત હોય તો પછી કોઇ સારાં લક્ષણવાળાં બાળકવાળી ધાવ ( સ્તનની પરીક્ષા કરીને ) રાખવી એ ઠીક ગણાય.

નાનાં નાનાં દૂધાધારી બાળકને બનતાં સુધી દવા આપવાની જરૂર પડતી નથી. દૂધાધારી બાળકને કંઇ પણ પીડા થાય તો સામાન્ય રીતે તેની માતાને અગર ધાવને દવા આપવામાં આવે છે અને તેને લગતી પરેજી પળાવવામાં આવે છે. પરંતુ જો તેમ કરતા છતાં ફાયદો ન થાય તો પછી ધાવ કે માતાને પાળવાની પરેજી ચાલુ રાખવી અને તેના સ્તન પર દવા ચોપડવી. આથી બાળક ધાવતી વખતે દૂધની સાથે એ સ્તન પર ચોપડેલી દવા પણ ગળા નીચે ઉતારી જશે. આથી પણ બરાબર ફાયદો ન થાય તો ધાવણ અગર મધ દ્વારા દવા પ્રવાહી બનાવી ચટાડવી અગર પીવરાવવી. મોટી ઉંમરના માણસો માટે જે જે રોગ પર જે જે દવાઓ આપવાની હોય છે તે જ દવા બાળકોને ઓછી માત્રામાં આપી શકાય. તો પણ કેવળ બાળકોને માટે જ ખાસ કેટલાંક ઔષધ છે. તે વિષે અમે નીચે લખીશું.

ઔષધની માત્રા માટે સામાન્ય નિયમ નક્કી કરી શકાય નહિ. ઔષધ જે જે વસ્તુ દ્વારા તૈયાર થયું હોય તેની શક્તિ, શારીરિક, બળ, ઉંમર અને રોગની સ્થિતિ જોઇ માત્રા નક્કી કરવી પડે છે. તો પણ એકંદર રીતે એમ કહી શકાય કે એક માસ સુધીના બાળકને એક રતિ દવા મધ સાથે દૂધ સાથે અગર ઘી સાથે મેળવી ચટાડવી. ત્યાર પછી એક વરસ સુધીનાં બાળકને દર માસે એક એક રતી માત્રા વધારી શકાય એક વરસ પછી સોળ વર્ષ સુધી દર વરસ

એક માસો માત્રા વધારી સોળ વર્ષ પૂરાં થાય ત્યારે ઔષધ પૂર્ણ માત્રામાં આપી શકાય.

અહીં એ યાદ રાખવું જોઇએ કે આ માત્રા કેવળ મૃદુવીર્ય ઔષધ માટે જ છે. આ બાબતમાં હોશિયાર વૈદની સલાહ મુજબ જ વર્તવું, અને બહુ જ જરૂર ન પડે ત્યાં સુધી બાળકો પર જુલાબ, વમન અગર બસ્તિના આકરા પ્રયોગ અજમાવવા નહિ.

તાવ વગેરે કેટલાક રોગનાં કેટલાંક સાધારણ ઓસડિયાં નીચે લખ્યાં છે.

૧. તાવ આવે તો તુલસીનાં પાંદડાંનો રસ, નગોડનાં ફૂલની પાંખડીઓનો રસ અગર ખડસલિયાના પાનનો રસ ફાયદો કરે છે. કડાનું પાણી ખાસ ફાયદો કરનારૂં છે.

૨. શરદી થાય તો આદુનો રસ મધ સાથે અને ઉધરસ થઇ હોય તો કાળાં મરીનો ભૂકો મધ સાથે ખવરાવવાથી ઠીક થાય છે, બન્ને સ્થિતિમાં ગરમ પાણી વાપરવું.

૩. પેટમાં દુખાવો થાય ત્યારે તાજા બીલાનો રસ અથવા ગોળ કે ગંધકનું પાણી ફાયદો કરે છે.

૪. કાન પાકે તો સિંધવ સાથે બકરીનું દૂધ જરા ગરમ કરી તેનાં ત્રણ વાર ટીપાં કાનમાં નાખવાથી ફાયદો થાય છે.

૫. તાવ અતિશય ચઢે ને બળતરા થાય તો રોગીને ચત્તા સુવાડી તેની નાભિ ઉપર કાંસાનું વાસણ રાખી તેમાં પાણીની ધાર કરવાથી બળતરા ઓછી થાય છે.

૬. પેટ ગરમ થઇ તાવ આવે તો ગોળ અથવા સિંધવ અગર હરડેના સેવનથી ફાયદો થાય છે.

૭. ટાઢિયા તાવમાં સવારમાં ઘી સાથે લસણના સેવનથી અથવા હરડે અને મધ અગર નગોડના ફૂલની પાંખડીઓના રસના સેવનથી ફાયદો થાય છે.

૮. ટાઇફોઇડ તાવમાં તાવની ચિકિત્સાને પ્રાધાન્ય ન આપતાં અગ્નિઉદ્દીપક ઔષધોને પ્રાધાન્ય આપવું જોઇએ. પેટ ગરમ થઇ તાવ આવતો હોય તો તેની ચિકિત્સા આવે સ્થળે કરવી ઇષ્ટ છે.

૯. મરડો અને અજીર્ણને લીધે થતા પાતળા ઝાડા એ સામાન્ય રીતે અતિસારને લગતો રોગ ગણાય. પરંતુ જો તે વધારે પ્રમાણમાં હોય તથા તેની સાથે ઉલટી વગેરે ઉપદ્રવ હોય તો તે રોગ કોલેરાના નામથી ઓળખાય છે. આ બંને રોગમાં ઔષધ કરતાં પથ્ય તરફ વધારે લક્ષ રાખવાની જરૂર છે અને પહેલેથી જ હોશિયાર વૈદની સલાહ લેવી.

૧૦. દાંતના દુખાવા પર મધ. પીપર અને ઘીનું મિશ્રણ કરી મોંમાં રાખવાથી ફાયદો થાય છે.

૧૧. ગળાનો કાકડો સૂજી ગયો હોય તો ગરમ પાણી પીવું અને આદુ, કાળાં મરી વગેરે તીખાં દ્રવ્યો સેવવાં.

૧૨. ગુમડું થાય તો મેંદો અગર અળસીની પોટીસ બાંધવાથી તે એની મેળે ગળી જાય છે.

૧૩. ખસ ઉપર લીમડાનું તેલ ફાયદો કરે છે.

૧૪. દાદર ઉપર રસાંજન અને કુવાડિયાનાં બીજ કોઠના રસમાં અથવા કરંજનાં બીજ, કુવાડિયાનાં બીજ અને કડાછાલ, ગૌમુત્રમાં લસોટી તેનો લેપ લગાડવાથી ફાયદો થાય છે.

૧૫. એકાએક કોઇ સ્થળે ઘા લાગે ને લોહી નીકળે તો ધ્રો ઘાસનાં પાંદડાંનો રસ ચોપડી ઘાને દબાવી રાખવાથી લોહી તરત બંધ થાય છે. ભીનો પાટો બાંધવાથી પણ તેવુંજ પરિણામ આવે છે.

૧૬. અપચો હોય તો ઉપવાસ એ જ ઉત્તમ છે. ઉપવાસ ન થાય તો જમ્યા પહેલાં સિંધવ અને આદુનું સેવન કરવાથી પાચક શક્તિ વધે છે. ગોળની સાથે હરડે અથવા સુંઠનું સેવન કરવાથી પણ અજીર્ણ રોગ દૂર થાય છે.

૧૭. સ્ત્રી રોગમાં સ્રાવ વધુ થાય તો અરડૂસીનો રસ, સાકર અને મધ સાથે અથવા આશોપાલવનો રસ મધ સાથે લેવાથી ફાયદો થાય છે.

૧૮. હડખાયું શિયાળ અગર કૂતરૂં કરડે તો ડંખનું સ્થાન બરાબર ચીરી તેમાંથી લોહી વહેવરાવવું. પછી ગરમ ઘી દ્વારા એ સ્થળ સારી રીતે ધોવું અને તે પર સરસવ વગેરે વિષનાશક દ્રવ્યનો લેપ કરવો. રોગીને જૂનું ઘી અને આકડાનું દૂધ મિશ્ર કરી જુલાબ આપવો, અને કેવળ દૂધ ( કોઈના મત મુજબ ગાયનું ઘી ) સાથે પથ્ય અન્ન આપવું.



# ફળ-ઝાડ

ઘરનું ફળી વિશાળ હોય, તો તેનો ઉપયોગ જુદી જુદી જાતનાં ઉપયોગી ફળઝાડ ઉગાડવામાં કરી શકાય. અહીં કેટલાંક ઉપયોગી શાક, ફળ વગેરે વિષે ટુંકાણમાં લખવામાં આવે છે.

**સૂરણ** : સૂરણની નાની ગાંઠો બીજ રૂપે વપરાય છે. પોચી, રેતાળ જમીન તેને માફક આવે છે. શિયાળામાં ઉપયોગમાં લેવાનું સૂરણ વૈશાખ માસની શરુઆતમાં વાવી દેવું જોઇએ. ગાંઠ એક હાથ ઉંડી દાટવી. ગાંઠમાંથી ફણગો ફૂટે ત્યાં સુધી તેને પાણી પાવાની જરૂર પડે છે. ત્યાર બાદ તેને પાણીની બહુ જરૂર પડતી નથી. જમીનમાં એક વરસ રહે એટલે તેની ગાંઠ મોટી થાય છે. તો પણ પાંચ છ માસમાં તે વાપરવા લાયક તો થાય છે જ. શિયાળામાં છોડ નિસ્તેજ થઇ મરી જાય છે પણ ચૈત્ર વૈશાખમાં વળી તેમાંથી નવો ફણગો ફૂટે છે. સૂરણના મૂળ આગળ પાણી ન ભરાય તે તરફ ખાસ ધ્યાન આપવું. નીચી, ભેજવાળી જમીનમાં સૂરણ વાવેલું હોય તો તેની છાલ જાડી થઇ જાય છે અને તેનું શાક ગળામાં ખુંચે છે.

**ગલકાં** : ગલકાંના વેલા થાય છે અને તે વાડ પર કે માંડવા પર ચઢાવવામાં આવે છે. ચોમાસાની શરુઆતમાં તેનાં બીજ વાવી દેવાં. જો વહેલાં વાવ્યાં હોય તો તેનું શાક ભર ચોમાસામાં કામ આવે છે. પણ મોડાં વાવ્યાં હોય તો આસો માસમાં ઉપયોગી થાય છે. એક પ્રકારનાં કડવાં ગલકાં પણ થાય છે. માટે બીજ વિશ્વાસુ માણસ પાસેથી જ ખરીદવું.

**તુરિયાં** : તુરિયાંના પણ વેલા થાય છે. ચૈત્ર વૈશાખમાં તેનાં બીજ વાવવાના કામમાં આવે છે. વાડ કે માંડવા પાસે ૪–૫ હાથને અંતરે કયારા કરી તેમાં ચાર પાંચ બીજ રોપવાં. તેને પાણી

પાવું. તુરિયાંનાં ફળ બહુ લાંબાં થાય છે. ખાસ કરીને અદ્ધર ચઢાવેલા વેલાનાં તુરિયાં તો બહુ લાંબાં થાય છે. ગલકાંની જેમ તુરિયાં પણ કડવાં થાય છે. માટે બીજ ખરીદતી વખતે સંભાળ રાખવી.

**મકાઈ**: મકાઇ બારે માસ થાય એવું ધાન્ય છે. એ અતિશય પુષ્ટિપ્રદ અને લેજતદાર છે. બગીચામાં તેના થોડાક છોડ હોય તો ઠીક પડે છે.

તેનાં બીજ સાધારણ રીતે વૈશાખ માસમાં વવાય છે. જમીનને સારી પેઠે ખેડી અંકેક હાથને અંતરે બીજ વાવી ઉપર માટી વાળી દેવી. પાંચ છ દિવસ પાણી સીંચવાથી તેનો ફણગો ફૂટે છે. ત્યાર બાદ બે ત્રણ વાર પાણી પાવાથી છોડ મોટા થાય છે. તે પર વાવ્યા પછી બે માસે ડોડા લાગે છે. છોડ બહુ ઉંચો વધે તો ડોડા નાના થાય છે. માટે જો એમ થાય તો છોડનું માથું કાપી કાઢવું. છાણનું ખાતર તેને બહુ માફક આવે છે.

**કોળું**: (વિલાયતી) વિલાયતી કોળું બારે માસ મળી શકે છે. તેની ઘણી જાતો છે. તેમાંની એક જાત વૈશાખ જેઠ માસમાં, બીજી જાતનું કોળું અષાઢથી કાર્તિક સુધીમાં અને ત્રીજી જાતનું કોળું કાર્તિકથી માઘ માસ સુધીમાં ફળ આપે છે. તેમાં વર્ષાઋતુમાં ફળતું કોળું સૌથી ઉત્તમ છે, અને તે ફળ પણ વધારે આપે છે. તેનાં બીજ જેઠ માસમાં વાવી દેવાં જોઇએ. વાવતા પહેલાં બીજને એક રાત પાણીમાં પલાળી રાખવાં. હોકાના પાણીમાં ત્રણેક કલાક ભીંજવી રાખવાથી તેને જમીનમાંનાં જંતુ, અંકુર ફૂટે તે દરમિયાન નષ્ટ કરી શકતાં નથી.

સાત આઠ હાથને અંતરે કયારા કરી દરેક કયારામાં ૨–૩ બીજ વાવવાં. દરેક વેલાને સવારે ને સાંજે એમ બે વાર પાણી પાવું. વરસાદ પડે ત્યારે એમ કરવાની જરૂર નથી.

વર્ષાઋતુમાં કોળાંને માંડવાની જરૂર પડે છે. બીજી ઋતુમાં થતાં કોળાંના વેલા જમીન પર પથરાઈ જાય છે પણ વર્ષાઋતુનાં

કોળાંના વેલા જો ઉંચે ચઢાવાય તો વધારે ફળ આપે છે. કોળાંનાં દરેક ફૂલ ફળ નીપજાવતાં નથી.

કોળું પાકી પુષ્ટ થાય એટલે તેને વેલા પર ન રાખવું. એવી સ્થિતિમાં તેને ઘેર લાવી શીકા ઉપર ટાંગી રાખવું. આથી તે ઘણા દિવસ સુધી સારૂં રહેશે.

**દૂધી**—દૂધી બારે માસ થાય એવું શાક છે. સાધારણ રીતે તે બે જાતની થાય છે. એક જાત ચૈત્ર વૈશાખમાં અને બીજી જાત માગશર પોષમાં થાય છે. શિયાળાની દૂધી ખાવામાં સ્વાદુ ગણાય છે.

દૂધીનાં બીજ કયારામાં વાવવાં, વાવ્યા પહેલાં એક રાત પાણીમાં ભીંજવી રાખવાથી ફણગો જલદી ફૂટે છે. કયારાની માટી ઉંડી ખોદી તેમાં છાણનું ખાતર મેળવવું. દૂધીને માંડવો જોઇએ; અગર ઘરની દિવાલ કે છાપરૂં પણ ઉપયોગમાં આવી શકે. વર્ષાઋતુમાં તેના કયારામાં પાણી ભરાઇ રહેવું ન જોઇએ. એ માટે વરસાદ આવ્યા પહેલાં તેનાં મૂળ આગળ માટી ભરી દેવી જોઇએ. જે દૂધી આકારમાં લાંબી અને રંગે બહુ સફેદ ન હોય તે સ્વાદુ અને હિતકારી છે. વેલા ત્રણ ચાર માસમાં ફળે છે અને માઘ માસ સુધી તેને ફળ આવ્યા કરે છે.

**મૂળા**—ચોમાસુ મૂળાનાં બીજ જેઠ માસમાં વાવવાં જોઇએ. ચોમાસુ મૂળા શિયાળાના મૂળાની પેઠે મોટા થતા નથી.

મૂળાનો કંદ જમીનની અંદર થાય છે. તે માટેની જમીન હલકી તથા રેતાળ હોવી જોઇએ. તે જમીન ઉંડી ખોદી જમીન તળે ઉપર કરી નાખવી, નહિ તો મૂળા મોટા ન થાય.

છાણનું ખાતર મૂળા માટે સારૂં ગણાય. જમીન પર અરધા અરધા હાથને અંતરે સીધી લીટીમાં બીજ છાંટવાં. મૂળાનાં બીજ અતિશય નાનાં હોય છે. માટે તેની સાથે ત્રણથી ચાર ગણી માટી મેળવી છાંટવાં ઠીક પડે છે. એમ ન કરીએ તો વધુઓછા પ્રમાણમાં

છંટાય. ફણગા સાથે સાથે ફૂટી નીકળે તો પાંચપાંચ આંગળ દૂરના ફણગા રાખી બાકીના નીંદી નાખવા. છોડને દસબાર દિવસે પાણી પાવું.

દેશી મૂળા કરતાં વિલાયતી મૂળા આકારમાં નાના થાય છે. પણ તેની તિખાશ વધુ હોય છે. માગશર માસમાં વિલાયતી મૂળાનું બીજ વવાય છે અને તેને લાકડાની પેટીમાં રોપા કરી વાવવાની જરૂર પડે છે.

**મરચી**—મરચી ઘણી જાતની છે. એ જાતે શાકભાજી નથી. પરંતુ એના વિના કોઇ પણ શાક સ્વાદિષ્ટ થતું નથી. ઝીણાં મરચાં બહુ તીખાં હોય છે. મોટાં ને જાડાં મરચાં એવાં પણ હોય છે કે તેમાં જરાએ તિખાશ હોતી નથી.

વૈશાખ અગર જેઠ માસમાં તેનાં બીજના રોપા કરવા જોઇએ. જરૂર પડતું પાણી આપવાથી સાત દિવસમાં ફણગો ફૂટે છે. રોપા પાંચ છ ઇંચના થાય એટલે તેને સારી રીતે તૈયાર કરેલી જમીનમાં —આષાઢ કે શ્રાવણ માસમાં—દોઢ હાથને અંતરે હારબંધ રોપી દેવા. મરચી માટે ખુલ્લી અને ઉંચી જમીન વધારે સારી ગણાય. તેને તડકો ને હવા સારી પેઠે જોઇએ. માટી કઠણ હોય તો પોચી કરી નાખવી જોઇએ.

છોડના મૂળ પાસે પાણી ભરાઇ રહે તેવું ન હોય તો તેના મૂળ પાસેની થોડી થોડી જમીન ખોતરી તેના પર હવા ને તડકો આવવા દઇએ તો તેની અસરથી છોડ ખૂબ ફાલે છે. વીશેક દિવસ બાદ સરસવના ખોળનું ખાતર નાખવાથી અને એ ખાતરવાળી માટી મૂળ આગળ નાખી પાણી પાવાથી છોડમાં ખૂબ મરચાં લાગે છે અને તેનો આકાર પણ મોટો હોય છે.

**વેંગણ**—વેંગણ બારે માસ મળી શકે છે. શિયાળામાં તૈયાર થાય એવાં વેંગણનાં બીજ જેઠ માસમાં અને ઉનાળામાં તૈયાર થાય એવાં માગશર-પોષમાં વાવવાં જોઇએ. આપણે ત્યાં જામનગર

ખંભાળીઆ તરફનાં વેંગણ બહુ સારાં ગણાય છે. વેંગણના રોપા તૈયાર કરવા પડે છે. ઠંડી, છાયાવાળી જગા રોપાને માફક આવે છે. બીજ વાવ્યા પહેલાં એક રાત પાણીમાં પલાળી રાખવાં. બીજે દિવસે તેને ખુલ્લી હવામાં થોડી વાર સુકવવાં અને પછી વાવવાં. રોપા આઠદસ આંગળ મોટા થાય એટલે તેને જ્યાં સ્થાયિપણે રોપવા હોય ત્યાં રોપી દેવા. સંધ્યાકાળ વખતે રોપા ખેતરમાં વાવવા જોઇએ. કોઇ ગૃહસ્થને પોતાના ફળીમાં દસબાર રોપા નાખવા હોય તો તેણે રોપા તૈયાર કરવાની માથાકૂટમાં ન પડતાં તૈયાર રોપા ખરીદી લાવવા. બે હાથને અંતરે હારબંધ કયારા કરવા, એ કયારામાં દોઢ દોઢ હાથને અંતરે રોપા વાવી દેવા. જ્યાં સુધી રોપા ન ચોંટે ત્યાં સુધી દરરોજ તેના પર પાણી છાંટવું, રોપા ચોંટી ગયા બાદ તેને પાણી સીંચવાની જરૂર પડતી નથી, તો પણ શિયાળુ વેંગણને એકાદ બે વાર પાણી પાવાથી સારો ફાયદો થાય છે. ગોરાડુ અને ચીકાસવાળી માટી તેને બહુ માફક આવે છે. વેંગણના છોડના મૂળમાં સરસવનો ખોળ, રાખ અને થોડો ચુનો મેળવેલું ખાતર વાપરવામાં આવે તો સારો ફાયદો થાય છે.

**ભીંડા**–આ છોડને ગમે તે જાતની જમીન અનુકૂળ આવે છે; અને તે બારે માસ વાવી શકાય છે. માઘ માસમાં તેમજ ચોમાસાની શરુઆતમાં તેનું વાવેતર કરી શકાય. માઘ માસના ભીંડા આષાઢ સુધી અને આષાઢના ભીંડા શિયાળા સુધી પાક આપ્યા કરે છે. બીજ સીધી હારમાં હાથ વડે વાવવું. જીવાત પડે તો સાબુ અને કેરોસીનનું પાણી છાંટવું.

**ગુવાર**–આ છોડ પણ ભીંડાની માફક બારે માસ થાય એવો છે. માઘ અને આષાઢ માસ તેનાં વાવેતર માટે ઉત્તમ છે.

**કાકડી**–કાકડી બારે માસ મળી શકે છે. કાકડી કાચી તેમજ શાક કરી ખવાય છે. કાકડીનાં બીજ આષાઢ માસમાં વાવવાં. પાંચ છ હાથને અંતરે કયારા કરી તેમાં બે ત્રણ બીજ નાખવાં. છાણનું

ખાતર તેને માફક આવે છે. તેના વેલા ઉંચે ચઢાવવા જોઇએ. તે માટે તેના ત્રણ ચાર કયારામાં એક માંડવો બાંધવો. કાકડી ભાદરવાથી કારતક માસ સુધી ફળ આપે છે. એ સિવાય માઘ માસમાં પણ કાકડી વવાય છે. તે જેઠ માસ સુધી ફળે છે. શિયાળામાં કાકડી થતી નથી. જૂના ઘરની દિવાલની માટી અને જૂની ઈંટનો ભૂકો ખાતર તરીકે નાખવાથી તેના વેલાને બહુ ફાયદો થાય છે.

**આદુ**–આદુ આપણે માટે બહુ ઉપયોગી છે. એ દાળ શાક સ્વાદિષ્ટ બનાવવામાં વપરાય છે, તેમ દવા તરીકે પણ તેનો ઉપયોગ થોડો નથી. દરેક ગૃહસ્થે પોતાના બગીચામાં એકાદ બે આદુના છોડ વાવવાથી ઘણો ફાયદો થાય છે.

આદુ છાયાવાળી જગામાં સારૂં થાય છે. મોટા ઝાડની છાયામાં, જે સ્થળે બીજો પાક સારો ન થાય ત્યાં આદુ સારૂં થાય છે.

જમીન સારી રીતે ખોદી, દોઢ હાથને અંતરે ચાસ કરવા અને તેમાં અરધા અરધા હાથને અંતરે આદુ વાવવું. એકાદ વરસાદ થઇ ગયા બાદ આ ક્રિયા કરવી. છોડના મૂળ આગળ પાણી ભરાઇ ન રહે તે તરફ ખાસ નજર રાખવી. રાખ અને ખોળ આદુને માટે ઉત્તમ ખાતર છે. અતિશય પોચી અને ગોરાડુ જમીન તેને માફક આવે છે. આસો ને કારતક માસમાં આદુનાં મૂળ પાસેની મોટી ગાંઠમાંથી થોડું આદુ ભાંગી લઇ શકાય, અને પાછી એ ગાંઠ પર માટી વાળી દેવાય. માઘ માસમાં છોડનાં પાંદડાં સુકાઇ જાય એટલે બધું આદુ જમીનમાંથી કાઢી લેવું.

**કોથમીર**–આદુની સાથે કોથમીર પણ આપણા દેશમાં દાળ શાક સ્વાદિષ્ટ બનાવવા માટે વાપરવામાં આવે છે વરસાદની મોસમ પછી રેતી વાળી જમીનમાં ધાણા વાવી પાણી પાવું. ધાણા આખા હોય તો તેની ફાડો કરી વાવવી. એમ કરવાથી તેને ઉગતાં વાર લાગતી નથી. ધાણા છૂટા છૂટા રોપવાથી તેના રોપા મોટા થાય છે અને તે પર ધાણા લાગે છે. પણ નજીક નજીક રોપવાથી તે નાના

રહે છે અને કોથમીર તરીકે વપરાય છે. વાવ્યા પછી દર ત્રીજે ચોથે દિવસે તેને પાણી પાવાની ટેવ રાખવી.

**પોપૈયાં**-ચુનાવાળી અને જેમાં પાણી ન ભરતું હોય એવી જમીન આ ઝાડને માફક આવે છે. તેનાં બી પૂના અને બેંગલોરના બગીચામાંથી મળી શકે છે. તેનાં જૂનાં બી ઉગતાં ન હોવાથી તાજાં બી વાવવાં જોઇએ. દર અઠવાડિયે પાણી પાવું જોઇએ. તેની સારી માવજત લેવામાં આવે તો તે લાંબી મુદત સુધી ફળ્યા કરે છે. નર અને માદા એવી બે જાતનાં પોપૈયાં થાય છે. નરનાં ફળ અતિ નાનાં ને માદાનાં ફળ મોટાં થાય છે.

**કેળ**—પોચી જમીનમાં કેળનો પાક સારો થાય છે. કેળનાં નાના બચ્ચાને મૂળ સહિત ખોદી કાઢવાં અને તેના મૂળને દાતરડા વતી જરા ખોતરી ખાતર ભરેલા ઉંડા ખાડામાં દાટી દેવાં. ખાડામાં ખાતર પૂરવાનું લક્ષમાં રાખવું. જેઠ મહીનો કે શિયાળો તેના વાવેતર માટે ઉત્તમ સમય છે. કેળને શિયાળામાં આઠ દિવસે ને ઉનાળામાં પાંચ દિવસે પાણી પાવું. કેળ સાધારણ રીતે વાવ્યા બાદ ચૌદ માસે ફળે છે. સારો પાક લેવા માટે દિવેલીના ખોળનું ખાતર દર ઝાડ દીઠ પાંચેક શેરને આશરે આપવું.

સાધારણ ગૃહસ્થને માટે તો ચોમાસુ ફળઝાડ વધારે સુગમ પડે. ખાસ કરીને સૂરણ, ભીંડા, ગુવાર, તુરિયાં, ગલકાં, દૂધી. આદુ, કોથમીર વગેરે દરેક ગૃહસ્થ બહુ અગવડ વેઠયા વગર જગાની તંગાસ ન હોય તો વાવી શકે. તેમાંનાં ઘણાંખરાં વરસાદની ઋતુમાં વવાતાં હોવાથી તેને બહુ પાણી પણ પાવું પડતું નથી.

ઉપરનાં ઉપયોગી શાક તથા ફળઝાડ સિવાય દરેક ગૃહસ્થ પોતાની ઇચ્છા મુજબ ફૂલઝાડો રોપી પોતાના બગીચાની શોભા વધારી શકે છે.

# આવક ખર્ચનો હિસાબ

સંસારનો વ્યવહાર ચલાવવામાં સગવડતા થાય તે ખાતર દરેક ગૃહિણીએ આવક ખર્ચનો હિસાબ રાખવાની જરૂર છે. એ હિસાબ કઇ રીતે રાખી શકાય તે અહીં બતાવવામાં આવ્યું છે. એકાદ કલ્પિત કુટુંબ ન ધારી લઇએ તો એ હિસાબનો નમુનો આપી ન શકાય. માટે અમે અહીં એક કલ્પિત કુટુંબ ધારી લીધું છે.

[ધારો કે જીવરામ કુટુંબનો વડો છે: નોકરી કરે છે. મનસુખલાલ તેનો મોટો દીકરો છે; એક દુકાન ચલાવે છે. તનસુખલાલ તેનો નાનો પુત્ર છે; હજુ ભણે છે. કપિલરામ તેનો જમાઇ છે; લક્ષ્મીનો પતિ છે. મોહનલાલ તનસુખલાલનો પુત્ર છે. રામદીન જીવરામનો નોકર છે. સરલા ગૃહિણી છે. લક્ષ્મી મોટી દીકરી છે. સરસ્વતી નાની દીકરી છે. હીરાલક્ષ્મી મનસુખલાલની સ્ત્રી છે. પુરુષોત્તમ મોદી છે. લલ્લુ દૂધવાળો છે. જગન્નાથ ઘાંચી છે. કુટુંબમાં એક દોહી પીવા માટે ગાય છે. પણ હજુ તે દૂધ આપતી નથી.]

સં. ૧૯૮૫ ના માગશર સુદ ૧ ને ગુરુવાર, તા. ૧૩-૧૨-૨૮

| રોકડ જમા | રૂ. આ. પા. | રોકડ ખર્ચ | રૂ આ. પા. |
|---|---|---|---|
| સિલક........... | ૦-૦-૦ | **પુરુષોત્તમ મોદી** | |
| **જીવરામ** | | કારતક માસનો મોદી- | |
| પગાર નવેંબર માસનો | ૫૦-૦-૦ | નો હિસાબ ચુકવ્યો. | ૩૦-૦-૦ |
| **મનસુખલાલ** | | **લલ્લુ** | |
| કારતક વદ ૦)) ને | | કારતક માસનો દૂધનો | |

રોજ દુકાનનો વકરો. ૫-૦-૦

૫૫-૦-૦

ખર્ચ ૫૪-૨-૦

બાકી ૦-૧૪-૦

હિસાબ ચુકવ્યો...... ૫-૦-૦

**રામદીન**

કારતક માસનો પગાર ચુકવ્યો............ ૮-૦-૦

**તનસુખલાલ**

નવેંબરની ફી આપી ૪-૦-૦

**જગન્નાથ ધોબી**

કારતક માસનો હિસાબ ચુકવ્યો........ ૨-૦-૦

**સરલા**

સાડી જોટો ૧...... ૨-૦-૦

**મોહનલાલ**

દાક્તરની ફી........ ૨-૦-૦

દવા........ ...... ૦-૧૨-૦

પરચુરણ બજાર ખર્ચ ૦-૬-૦

૫૪-૨-૦

સં. ૧૯૮૫ ના માગશર સુદ ૧ ને ગુરુવાર તા. ૧૩-૧૨-૨૮

**ઉધાર જમા** — **ઉધાર ખર્ચ**

**પુરુષોત્તમ મોદી**

| | રૂ. આ. પા. |
|---|---|
| ચોખા મણ ૧...... | ૭-૦-૦ |
| ઘી શેર ૪......... | ૨-૧૨-૦ |
| સરસીઉં શેર ૫...... | ૧-૧૪-૦ |
| દાળ શેર ૧૦...... | ૦-૧૨-૦ |
| મીઠું શેર ૫........ | ૦-૩-૦ |
| | ૧૨-૯-૦ |

**લલ્લુ**

દૂધ શેર ૨......... ૦-[illegible]-૦

**જગન્નાથ ધોબી**

કપડાં નં. ૩૦

ઉધાર જમા એટલે જે કોઇ ચીજ ખરીદી હોય છતાં તેના પૈસા પછીથી આપવાના હોય તેવી ચીજો માંડવાનું પાસું. જેમકે પુરુષોત્તમ મોદીની દુકાનેથી ચોખા વગેરે રૂ. ૧૨–૯–૦ ની ચીજો લીધી. પણ તેના પૈસા તો મહિનો પૂરો થયે આપવાના છે. આજની જ તિથિમાં કારતક માસમાં ખરીદાએલી ચીજો બદલ મોદીને જે રૂ. ૩૦–૦–૦ આપવામાં આવ્યા છે તે રોકડ ખર્ચ કહેવાય.

લલ્લુ દૂધવાળો દૂધ દરરોજ આપે છે. પરંતુ તેને પૈસા તો મહિનો પૂરો થયે આપવામાં આવે છે. માટે એ દૂધનો હિસાબ પણ ઉધાર જમામાં રાખવામાં આવ્યો છે.

ઉધાર ખર્ચ–જગન્નાથ ધોબીને ધોવા માટે ૩૦ કપડાં આપ્યાં છે. એ તેને નામે ઉધારવામાં આવ્યાં છે. તે જ્યારે પાછાં આવશે ત્યારે તેને નામે એ કપડાં જમે થશે. ( જુઓ માગશર સુદ ૩ નો હિસાબ )

ધોબીને કયાં કયાં કપડાં આપવામાં આવ્યાં છે, તેની નોંધ રાખવા માટે એક જુદી જ ચોપડી રાખવી. તેમાં કપડાં નીચે પ્રમાણે નોંધવાં. દૃષ્ટાંત તરીકે ઉપરનાં ૩૦ કપડાં નીચે નોંધી બતાવવામાં આવે છે.

**જીવરામ**

ધોતીઆં......૨
ખમીસ...... ૧
પાટલુન...... ૧
મોજાં.........૧ જોડ
રૂમાલ......૧

**મોહનલાલ**

ઝભલું......૧
ચડી.........૧

**મનસુખલાલ**

ધોતીઉં...૧
કોટ......૧
ખમીસ...૧

**તનસુખલાલ**

સાફો...૧
ધોતીઉં...૧

**સરસ્વતી**

ઓઢણી...૧
ફરાક...૧

**લક્ષ્મી**
પોલકું...૧
કબજો...૧

**સરલા**
સાલ્લા...૨

**મણી**
સાલ્લો......૧
ચાદર......૨

ઓસીકાંના ગલેફ...૮

કુલ...૩૦

સં. ૧૯૮૫ ના માગશર સુદ ૨ ને શુક્રવાર તા. ૧૪–૧૨–૨૮

| રોકડ જમા | રૂ. આ. પા. | રોકડ ખર્ચ | |
|---|---|---|---|
| સિલક | ૦–૧૪–૦ | **મનસુખલાલ** | |
| **મનસુખલાલ** | | દુકાનનું ભાડું, કારતક માસનું | ૧૦–૦–૦ |
| દુકાનનો વકરો માગશર સુદ ૧ નો | ૨૦—૦–૦ | દુકાન માટે ચીજોની ખરીદી | ૫—૦–૦ |
| | ૨૦–૧૪–૦ | ગાય માટે ભુસું મણ ૦॥ | ૦–૧૪–૦ |
| ખર્ચ | ૧૮–૧૪–૦ | ખડી શેર ૫ | ૦—૪–૬ |
| બાકી | ૨—૦–૦ | લક્ષ્મીને સાસરે | ૨—૦–૦ |
| | | બજાર ખર્ચ | ૦—૮–૦ |
| | | નાસ્તો | ૦—૧–૬ |
| | | ટ્રામ ભાડું | ૦—૧–૬ |
| | | ટપાલની ટિકિટ | ૦–૦–૬ |
| | | | ૧૮–૧૪–૦ |

મનસુખલાલ દુકાનના આવક ખર્ચનો હિસાબ જુદો રાખે છે. પણ તે જે કંઇ પૈસા ઘેર આપે છે, તે તેને નામે જમા થાય છે અને જે પૈસા લઇ જાય છે તે તેને નામે ઉધારાય છે.

સં. ૧૯૮૫ ના માગશર સુદ ૨ ને શુક્રવાર તા. ૧૪–૧૨–૨૮

**ઉધાર જમા** | **ઉધાર ખર્ચ**

**પુરુષોત્તમ મોદી** રૂ. આ. પા.

કોપરેલ...... ૦–૮–૦

**લલ્લુ**

દૂધ શેર ૨... ૦–૪–૦

———

૦-૧૨-૦

સં. ૧૯૮૫ના માગશર સુદ ૩ શનિવાર તા. ૧૫–૧૨–૨૮

| **રોકડ જમા** | | **રોકડ ખર્ચ** | |
|---|---|---|---|
| | રૂ. આ. પા. | | રૂ. આ. પા |
| સિલક...... | ૨–૦–૦ | બજાર ખર્ચ... | ૦–૮–૦ |
| | ૨–૦–૦ | | ૦–૮–૦ |
| | ખર્ચ ૦–૮–૦ | | |
| | બાકી ૧–૮–૦ | | |

સં. ૧૯૮૫ના માગશર સુદ ૩ શનિવાર તા. ૧૫–૧૨–૧૮

**ઉધાર જમા** | **ઉધાર ખર્ચ**

**જગન્નાથ ધોબી**

કપડાં નં. ૩૦

**લલ્લુ**

દૂધ શેર ૨... ૦–૪–૦

આ પ્રમાણે ઘરનો હિસાબ માંડવાની ટેવ રાખવી. માસની પહેલી તિથિએ મોદી, દૂધવાળો, ધોબી વગેરેનો હિસાબ ચુકવવા માટે દર માસની આખરે તે દરેક કેટકેટલા પૈસા માગે છે તે ઉધાર જમા પાસામાં બતાવવું. પછી જ્યારે પૈસા ચુકવવામાં આવે ત્યારે તે તિથિના મેળમાં રોકડખર્ચ તરીકે એ આંકડો દર્શાવવો. દાખલા

તરીકે કારતક માસનો હિસાબ માગશર સુદ ૧ ને રોજ ચુકવેલો છે, તો તેનું રોકડખર્ચ તે જ તિથિએ નાખેલું છે.

દર માસની વદ ૦)) ને રોજ અગર અંગ્રેજી તારીખ મુજબ ગણુતરી કરવાની હોય તો છેલ્લી તારીખને રોજ એકંદર ઉધાર જમા કઇ રીતે કાઢવું તેનો નમુનો નીચે આપ્યો છે.

સં. ૧૯૮૫ના માગશર વદ ૦)) ગુરુવાર તા. ૧૦–૧–૨૯

| રોકડ જમા | રોકડ ખર્ચ |
|---|---|
| સિલક......... | બજાર ખર્ચ......... |
| | .........વગેરે |

સં. ૧૯૮૫ના માગશર વદ ૦)) ગુરુવાર તા. ૧૦–૧–૨૯

| ઉધાર જમા | | ઉધાર ખર્ચ |
|---|---|---|
| **લલ્લુ** | રૂ. આ. પા. | |
| દુધ રોજનું અશેર | | |
| લેખે કુલ શેર ૬૦ | ૯–૮–૦ | |
| **પુરુષોત્તમ મોદી** | | |
| સુદ ૧...... | ૧૨–૯–૦ | |
| સુદ ૨...... | ૦–૮–૦ | |
| ઇત્યાદિ | | |
| કુલ............ | ——— | |
| **જગન્નાથ ધોબી** | | |
| માગશર માસનાં | | |
| કુલ કપડાં ૮૦ | ૪–૦–૦ | |

